"સ્ત્રીબોધ"ના વધારો જાન્યુઆરી, ૧૯૩૦

# તરલા

અથવા

# ઉર્મિનો આવેગ

"સ્ત્રીબોધ"ના ગ્રાહકોને ભેટ : ઈ. સ. ૧૯૩૦

લેખક :
સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆ.

"તરલા" ના લેખક



સ્વ. ભોગીન્દ્રરાવ આર. દીવેટીઆ, બી. એ.

Printers: M. Vadilal & Co. Bombay 2

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા": પુ. ૬૧ મું—

# તરલા

અથવા

# ઉર્મિનો આવેગ

લેખક—
સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ, બી. એ.

ઉપોદ્ઘાત લેખક—
શાંતિલાલ ગુલાબદાસ તોલાટ, બી. એ.

પ્રકાશક:
જીવનલાલ અમરશી મહેતા
સંપાદક:—'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'; મંત્રી-'સ્ત્રીબોધ',
પીરમશાહ રોડ; અમદાવાદ.

કિંમત-કવરપેપર રૂ. ૨-૦-૦ પાકું પુંઠું રૂ. ૨-૮-૦

"સ્ત્રીબોધ"ના ૧૯૩૦ના ગ્રાહકોને મફત.

મુંબઇના એજંટઃ
**જીવનલાલ એન્ડ સન્સ**
૩૯૨, કાલબાદેવી રોડ-**મુંબઈ.**



આવૃત્તિ પહેલી
પ્રત ૨૬૦૦
સન ૧૯૩૦

મુદ્રણસ્થાન
સૂર્યપ્રકાશ પ્રેસ, **અમદાવાદ.**
મુદ્રક
મૂળચંદભાઇ ત્રીકમલાલ પટેલ.

# ઉપોદ્ઘાત.

છેલ્લાં પંદર વર્ષમાં ગુજરાતી સાહિત્યે સર્વદેશીય વિકાસ સાધ્યો છે. આ સુંદર પ્રગતિને પરિણામે ગુર્જરી ગીરા નવચેતનવંતી અને ગૌરવભરી બની છે. આવે સમયે આ પ્રગતિનાં પ્રેરક પુરોગામીઓને વિસરવાં ન જોઇએ. નવસાહિત્યનાં આ સર્જનમાં બહુ પ્રકાશમાં ન આવેલા અનેક લેખકોએ પોતાનો ફાળો આપ્યો છે. સાહિત્યનો ઈતિહાસકાર આવી વ્યક્તિઓને ભૂલી જઈ ઇતિહાસની પુનરાવૃત્તિ કરે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું જરાય નથી. કારણ કે આ પ્રકારનાં શાંત કાર્યકર્તાઓએ જનતાની દૃષ્ટિ સમક્ષ પોતાની જાહેરાત કરવાની અથવા કરાવવાની તક શોધી નથી. આ યુગમાં તો " બોલે તેનાં બોર વેચાય."

વિસમી સદીનાં પહેલાં બે દસકાઓમાં સાહિત્યની શાંત સેવા કરનાર એક વ્યક્તિ તે સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીયા. સ્વ. ભોગીન્દ્રરાવે ઈ. સ. ૧૯૦૭ થી ૧૯૧૭ સુધી–પોતાના જીવનના અંત સમય સુધી–ઘણીય મનોરંજક નવલકથાઓ લખી. " મૃદુલા ", " ઉષાકાન્ત ", " મોહિની ", " તરલા " અને " આસીસ્ટન્ટ કલેકટર " આપણા સામાજીક નવલકથાના ક્ષેત્રમાં અગ્રગણ્ય સ્થાન ભોગવે છે. આપણું સામાજીક નવલકથાનું ક્ષેત્ર હજીય સમૃદ્ધ થયું ન લેખાય. સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીના ગ્રંથમણિ પછી ઘણી જ થોડી સામાજીક નવલકથાઓ લખાઇ. ન્હાનાલાલયુગે તો ગગનસ્પર્શી ભાવનાયુક્ત કાવ્યો અને નાટકો આપ્યાં, પણ સમાજનું તાદૃશ્ય પ્રતિબિંબ દર્શાવતી નવલકથાઓની હારમાળા તો સ્વ. ભોગીન્દ્રરાવે શરૂ કરી. સદ્ગત લેખક " બન્ધુ–સમાજ " ના એક ઉત્સાહી કાર્યકર્તા હતા; અને આ સમાજની મુખ્ય પ્રવૃત્તિ સ્ત્રી–કેળવણી અને તે દ્વારા સ્ત્રીઓની ઉન્નતિ સાધવાની હતી. આ શ્લાધ્ય કાર્યમાં સામાજીક નવલકથાના સાધનનો એમણે

બહુ જ સારી રીતે ઉપયોગ કર્યો છે. સમાજસેવાના ક્ષેત્રમાં સતત્‌ ઘૂમવાથી એમણે આપણી સામાજીક સમસ્યાઓનો સંપૂર્ણ અભ્યાસ કર્યો અને પોતાની એક એક નવલકથાદ્વારા સમાજને લગતા–ખાસ કરીને સ્ત્રીઓને લગતા—જ્વલંત પ્રશ્નોનો ઉકેલ કરવા સુંદર પ્રયત્ન કર્યો છે. સમાજશાસ્ત્રના એક ઉંડા અભ્યાસીને છાજે એવી રીતે પોતાની નવલકથાઓમાં એમણે કન્યાકેળવણી, વિધવાવિવાહ, સ્ત્રી–પુરૂષના સમાન હક્કો, સહશિક્ષણ અને લગ્નસંસ્થાને લગતા માર્મિક પ્રશ્નો ચર્ચ્યા છે.

પ્રસ્તુત નવલકથા "**તરલા** અથવા ઉર્મિનો આવેગ" પ્રથમ ઇ. સ. ૧૯૧૪ માં "સ્ત્રીબોધ" નાં પાનાંઓમાં કટકે કટકે પ્રકટ થઈ હતી. એમાં ચર્ચાયેલા પ્રશ્નો એટલા જીવંત છે, એની શૈલી એટલી સંસ્કારી પણ સાદી છે, અને એની વસ્તુગુંથણી એટલી રસમય છે કે એ અભરાઈ પર માસિકોની ફાઈલમાં પંદર પંદર વર્ષ સુધી શા કારણસર કોઈ પ્રકાશકને ન આકર્ષી શકી એ પણ એક કોયડા જ ! "સ્ત્રી-બોધ" ના ઉત્સાહી મંત્રી રા. જીવનલાલભાઈએ આવી ઉચ્ચ કોટીની નવલકથાને સ્થાયી સ્વરૂપ આપીને સદ્‌ગત લેખક પ્રત્યે પોતાની અચૂક ભક્તિ દાખવી છે.

"તરલા" ના મુખ્ય સ્ત્રીપાત્રો તરલા અને વીણા એટલે બુદ્ધિમત્તા અને સંસ્કારની મૂર્તિઓ અને ગુજરાતી અસ્મિતાના આધારસ્થંભો. તરલા ઉર્મિઓના પ્રબળ અને અસ્ખલિત રીતે વહેતા આવેગમાં ઘસડાઇ જાય છે પણ અંતે એનું ઉન્નત વ્યક્તિત્વ પ્રધાનપણે ખીલી નીકળે છે તેનું મુખ્ય કારણ એની ઉચ્ચ કેળવણી અને સંસ્કારો. લગ્નને બંધન માનનાર ભૂજંગ સાથે Trial Marriage, Companionate Marriage, તથા છુટાછેડાના ગહન પ્રશ્નો પર અસરકારક રીતે ચર્ચા કરી અંતે ભૂજંગને વશ થતી સહેજમાં બચી જાય છે તેનું કારણ શોધવું અઘરૂં નથી. હાર્દિક અને માનસિક યુદ્ધમાં મનનો વિજય થાય છે પણ આ વિજયનું મૂલ્ય આકરૂં આપવું પડે છે.

વીણાના પ્રવેશ સાથે Eternal Triangleનો સનાતન પ્રશ્ન વાચકને આકર્ષી રહે છે. વીણા તરલાની માફક સંસ્કારી યુવતી છે, પણ ઉર્મિના આવેગમાં ઘસડાઇ જવાને બદલે એ અવિરત આવેગને વિજયનાં સાધન તરીકે ઉપયોગ કરી શકે છે. પ્રખ્યાત નૉર્વેજીઅન નાટયકાર હેનરીક ઇબ્સેનની નોરાની માફક વીણા પણ ઢીંગલીપદની સામે પોતાનો પડકાર જાહેર કરે છે. નવયુગની નારીને યોગ્ય એવા ગૌરવથી એ કહે છે:—

"એ તો લીલા–તરલા એવી કે આટલી છૂટ આપ્યા પછી આમ થવા દે ! હજારવાર ગરજ હોય તો પરણે ! હા, અમે પુરૂષોને ચાહવા બંધાયેલાં પણ એ અમને ચહાય તો જ. **અમે કંઇ રમકડાં નથી કે એક નાખી દઈને બીજું લે.**"

સ્વ૦ ભોગીન્દ્રરાવ પ્રથમ પંક્તિના લેખક અને "સાક્ષર" નહિ હોય પણ કલાકાર તો છે જ. એમની દૃષ્ટિ ભવિષ્યપર અવલંબી હતી અને એથી જ એમની કૃતિઓમાં વિસંવાદિતા આવતી નથી.

અંતમાં માસિકોની ફાઇલમાં છૂપાઈ રહેલાં એમનાં નવલ–રત્નોને કોઇ પ્રકાશક સત્વર જાહેરમાં આણે એટલી જ આશા સાથે વિરમીશ.

મુંબઇ,
તા. ૯–૧૨–૧૯૨૯

**શાંતિલાલ તોલાટ.**



## અનુક્રમણિકા.

# તરલા

અથવા

# ઉર્મિનો આવેગ.*

## ભાગ પહેલો.

### પ્રકરણ ૧ લું.

### નાના પત્રે મચાવેલી ધમાલ.

"શું કરૂં ? ક્યાં જાઉં ? છોકરાંને લઇ પીયર ચાલી જાઉં ? પીયરમાં શું કરૂં ? આટલી ઉમરે ફજેતી. બીજું કોઈ નહી ને પંદર રૂપૈયાની મહેતીજી ! લાવ ચાટલું જોઉં ? મ્હારામાં શો ફેર થયો છે ? નથી એ ભણેલી, નથી એ મ્હારા કરતાં ગોરી, નથી એ મ્હારા કરતાં તંદુરસ્ત, ત્યારે ? લુગડાંમાં શું પૂળો મુકું ? મ્હારે માટે કાંઇ નહી—એને માટે લાવ્યા હશે તેને નહી ગમી હોય એટલે મ્હને વળગાડતા હશે. હું રોજ ના કહેતી હતી કે આપણે નહી. છોકરાંને ભણાવવાનું તો બ્હાનું જ ને ! હાય ! હાય ! મ્હારાથી એ કેમ ખમાય ! પુરૂષો કોઇ દિવસ કોઈના થયા છે કે થશે ? બાયડીએ આમ કરવું ને તેમ કરવું, ત્યારે પુરૂષોને તો સઘળા હક હશે ખરા ને ? અમે મરી જઇએ ને બીજી લાવે તે તો જાણે ઠીક, પણ આ તો જમ જેવી બેઠી છું, કાલ વહાણે પરણાવવા જેવાં છોકરાં છે. આટલાં વર્ષ ગમી ને હવે ન ગમી ? હાય ! હાય ! લગ્ન પહેલાના અને પછીના થોડા દિવસો કેવા આનંદમાં ગયા હતા ! અમે બે સાથે રહેતાં, એ મ્હારે ત્યાં આવતા, હું એમને ત્યાં જતી.

* લાગણીનું જોર.

હોળી દિવાળીના દિવસોમાં જમવાનું આવતું ને હું જતી તે વખતે કેવા વ્હાલથી, કેવા ઉમંગથી ન્હારીયે જોતા, આડાઅવળા થઈ ચીઠી આપી જતા, લઈ જતા. અરે ! ઘેર રહ્યા પછી પણ પહોર સૂધી શું હતું ? પેલી મળી ત્યારથી બાજી બગડી. એ રાંડ પણ ચીઠી લખતાં શીખી. હું તો જાણે હિસબમાં જ નહી. આમ ચીઠી મોકલતી થઇ. અરે રામ ! આ બંગલા, આ લુગડાં, આ આનંદ જોવો ગમતો નથી. વ્હાલા ! વ્હાલા ! ત્હમને આ શું સુજ્યું ? મ્હારામાં કાંઇ કવાણો દેખ્યો ? મ્હેં તો ત્હમારા શિવાય કોઇનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો નથી. બસ, શા માટે કાલાવાલા કરવા ? હું પવિત્ર છું પછી મ્હારે પણ શી પડી છે ? જીવીશ ત્યાં સુધી લોચો ધાન ખાઈ પડી રહીશ, પણ હવે અહીં ઘડી ગમે ખરૂં ! નોકર ચાકર પણ હવે મ્હારૂં શેનું માને ? ” એક પાંજરામાં પુરેલી સિંહણ ઉછળ્યા કરે તેમ ચંદા આ વિશાળ એકાન્ત બંગલામાં, પોતાના સૂવાના ઓરડામાં હાથમાંની એક નાની ચીઠી ચોળતી ફરતી હતી. વસન્તલાલ સીનેમેટોગ્રાફ જોવા ગયો હતો અને છેલ્લી બારની લોકલમાં આવવાનો હતો.

વસન્તલાલની પાડોશમાં આજ દશ બાર મહિના થયાં એક ગુજરાતી ટ્રેઇન્ડ સ્ત્રી શિક્ષક આવી હતી. વસન્તલાલ ઉપર ભલામણ-પત્ર લઈ આવી હતી અને વસન્તલાલના નાના છોકરાને ખાનગી ટયુશન આપતી. આ સ્ત્રી શિક્ષક વિધવા હતી, શરીરે દેખાવડી અને સ્વભાવે ચાલાક હતી. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ નોકરી કરે, જાહેર કામમાં ભાગ લે, એ એટલો નવિન માર્ગ છે કે સામાન્ય રીતે એવી સ્ત્રીઓની નિંદા થવાની જ. આ સ્ત્રી શિક્ષક ચકોર વિશેષ હતી. સ્ત્રી કરતાં પુરૂષો સાથે વાત કરવાની ટેવ એને વિશેષ હતી એટલે કિંવા વસન્તલાલના અંતઃકરણમાં કાંઇ વિકાર હોય, પણ ગમે તે કારણથી વસન્તલાલ અને એ સ્ત્રી શિક્ષકનો સંબંધ ચર્ચાનો વિષય થયો હતો. જતાં આવતાં લોકો આંગળી કરતા હતા. કાળે કરી આ વાત ચંદાને કાને આવી. પતિનો દોષ કાને પડતાં પવિત્ર ચંદા છંછેડાઇ. અને

છંછેડાય એમાં આશ્ચર્ય શું ? કોણ જાણે જનસમાજની ઘટના જ એવી થઈ ગઈ છે કે પુરૂષ અનીતિમાન હોય તો તે જેટલો નિંદાપાત્ર મનાય છે તેથી બલ્કે સો ગણી નિંદાપાત્ર અનીતિમાન સ્ત્રી લેખાય છે. એક પુરૂષ ખરાબ જીવન ગાળે ને સ્ત્રીઓ ટીકા કરે તો પુરૂષ વર્ગ બચાવ કરવા તત્પર થશે. શુદ્ધ જીવન ગાળવાની ફરજ જેટલી સ્ત્રીની છે તેટલી જ પુરૂષની છે. ચંદાને મનમાં અનેક તર્કવિતર્કો થયા કરતા હતા. મહેતીજી નામનો ઉચ્ચાર ત્હેના હૃદયને બાળી નાખતું હતું. પરન્તુ આ સર્વ લોકવાયકા જ હતી. વસન્તલાલનું વર્તન જરા પણ ફર્યું નહોતું. એ તો એવો ને એવો પ્રેમાળ પતિ–સ્નેહાળ પિતા હતો. આમ છતાં, હૃદયમાં એક શંકા દાખલ થતાં એ શંકા પુરાવા ખોળે છે, હૃદયની શાન્તિનો નાશ કરે છે, અને જે હાસ્ય, જે મીઠા બોલ પ્રેમના લાગતા તે જ હાસ્ય, તે જ મીઠા બોલ ચીડવવાના–બનાવવાના લાગે છે. ચંદાની હૃદયશાન્તિ ગઇ હતી. હમેશની શાન્ત, ઠરેલ ચંદા નોકરો ઉપર, છોકરાં ઉપર ગુસ્સે થતી, અને નોકર માણસો પણ કંટાળી ગયાં હતાં. ધૃણાતા છાણાના આકરા તાપનો આજ ભડકો થયો હતો. શંકા, શંકા મટી સાચી વાત ઠરી હતી. મહેતીજીનો પત્ર અચાનક એના હાથમાં આવ્યો હતો, અને એ પત્ર વાંચતાં પતિને શુદ્ધ દિલે ચાહનારી પત્ની નિરાશ થઇ ગઈ હતી, ત્રાસ પામી ગઇ હતી. પતિ પ્રત્યે અણગમો, તિરસ્કાર થયો હતો, જીવનનો રસ ઉડી ગયો હતો. અત્યાર સુધી પતિ અને પોતાની વચ્ચે કોઇ અંતરાય નહોતું, હવે બે વચ્ચે મહાસાગર હોય એમ લાગ્યું. વસન્તલાલ સીનેમેટોગ્રાફની એક પછી એક ફીલ્મ જોઇ ઘડીમાં હસતો, ઘડીમાં ઉશ્કેરાતો ત્યારે તે જ વખતે દાદરના પોતાના બંગલામાં પોતાની પ્રિય પત્ની, મહેતીજીનો પત્ર ચોળતી ગુસ્સે થતી બેઠી હતી. ચંદા બે ચાર વખત પથારીમાં પડી, પણ ઉંઘ ક્યાંથી આવે ? નાનામાં નાના બાળકને પણ પોતાની વસ્તુ બીજાના હાથમાં જતાં શાન્તિ વળતી નથી તો પછી માબાપે આપેલો, ધર્મક્રિયાથી લગ્નની ચોરીમાં શરીરે અને હૃદયે સ્વીકારેલો, બાલકોરૂપી સીલથી મજબૂત

થયેલા પ્યારવાળો પોતાનો વ્હાલો પતિ, પોતાના જીવતાં બીજાનો થાય એ કેમ જોઇ રહેવાય?

વસન્તલાલ સીનેમેટોગ્રાફના દેખાવોના ભણકારામાં તલ્લીન થતો આનંદભેર બંગલામાં દાખલ થયો. લુગડાં કાઢી દરરોજના નિયમ પ્રમાણે ચંદાને ખોળતો એના ઓરડામાં ગયો. ચંદા આરામખુરશી ઉપર પડી હતી. તેને જોતાં વસન્તલાલ સ્નેહભર દોડયો. જે ચંદા પતિ આવતાં, પતિનાં દર્શન થતાં, અનેક સંસારસુખો ભોગવ્યા છતાં એવી ને એવી સ્નેહાળ રહી હતી અને તેથી પતિના સ્હામી જતી. સ્મિતહાસ્યથી ઉછળતા હૃદયે અને સ્નેહભીના હૃદયે પતિને સંતોષતી તે જ ચંદા આજ પતિને આવતાં જોઈ એક ફેણ માંડતો, કરડવા આવતો કાળો નાગ હોય તેમ ઉઠી ત્રાડ પાડી બોલી ઉઠી, "આઘા રહો, મ્હને અડશો નહી. આનો શો અર્થ ?"

વસન્તલાલ તો આભો જ બની ગયો. ક્ષણવારમાં ચીઠી ઉપર નજર ફેરવી. છાતીમાં છરી ખોસતા ખૂનીનું કાંડું પોલિસ પકડે ને ખૂનીની જે સ્થિતિ થાય તે સ્થિતિ વસન્તલાલની થઈ ગઈ. ન એનાથી બોલાયું કે ન એનાથી ખસાયું.

"બોલો, શું કહેવું છે ? આ જ ત્હમારૂં વ્હાલ ને ? ત–ત–પ–પ રહેવા દો. મ્હારે નથી સાંભળવું. આજથી મ્હને બોલાવવી નહી."

"પણ મ્હારૂં સાંભળ તો ખરી."

"મ્હારે નથી સાંભળવું." આટલું બોલતાં જ ચંદા દોડી એક બીજા ઓરડામાં જઇ બારણાંને સાંકળ વાસી પલંગ ઉપર પડી. વસન્તલાલ પાછળ ગયો, પણ બારણાં બંધ હતાં. માત્ર અંદરથી રોવાનો અવાજ અને ડુસકાનો અવાજ આવતો હતો.

# પ્રકરણ ૨ જું.

## તાર.

ત્રણ ચાર દિવસ વહી ગયા. ચંદા ઘરકામ કરતી, છોકરાં નિશાળે જતાં આવતાં, વસન્તલાલ જતો, નોકરો હરતા ફરતા, પરન્તુ ગૃહ-દેવીનું અપમાન થતાં તે દેવી ઉપરનું તેજ જતું રહ્યું હતું. સવારે નાસ્તા વખતે, બપોરે જમતી વખતે અને રાતના વસન્તલાલ, ચંદા અને છોકરાં બેસતાં, છોકરાં પાસે કવિતા બોલાવતાં, ચંદા કોઇ કોઇ વાર ગાતી, વસન્તલાલ ન્યુસપેપર વાંચી સંભળાવતો. આ સઘળું ભૂતકાળના ભણકારા સમાન થઇ ગયું. ચંદા અંધારીયાની ચંદા માફક દિવસે દિવસે નિસ્તેજ થતી હતી. માથું દુઃખે છે, જીવ ડોળાય છે, કહી ઓરડામાં ભરાઇ રહેતી. કોઇ અજાણ્યું માણસ આવતું ત્યારે ન છૂટકે ધણીધણીયાણી સાથે બેસતાં, હસીને વાત કરતાં. પણ તે એટલી જ ઘડી. ચંદ્રમા અસ્ત પામતાં સર્વત્ર અંધારૂં થાય તેમ એકલાં પડતાં થતું. પતિ પત્ની હસ્યાં નહોતાં, બોલ્યાં નહોતાં. બાલકો–નિર્દોષ બાલકો અંદર અંદર માબાપના રીસાવાની વાતો કરતાં અને અમને ક્યારે બોલાવે એમ એમના મનમાં થયા કરતું.

વસન્તલાલ ચાહ પી બહાર જવાની તૈયારી કરતો હતો ત્યાં રામો તાર લઈ દાખલ થયો. વસન્તલાલે તાર ઉઘાડયો, વાંચ્યો ને રામાને કહ્યું, “ રામા ! બ્હેન કાલે આવે છે.”

રામો વસન્તલાલનો જુનો અને વિશ્વાસુ નોકર હતો. તરલા બ્હેન આવે છે એ જાણતાં જ એનો આનંદ છૂપાઈ શક્યો નહી. ઘરમાં શાન્તિ ફેલાવનાર કોઇ સમર્થ હોય તો તે તરલા બ્હેન જ છે એમ તે માનતો, અને તરલા બ્હેનને બોલાવવા તલપાપડ થઈ રહ્યો હતો ત્યાં શેઠે વધામણી આપી.

“ બહુ સારૂં, સાહેબ ! હું બહુ રાજી થયો. ભલે આવે. બ્હેન એકલાં આવે છે કે કેમ ? ”

“ એકલાં. રામા ! તરલાને જરાયે અગવડ ન પડે એમ તજવીજ રાખજે. એને સુવા બેસવાનો ઓરડો સાફસુફ કરાવી રાખજે. આ તાર ત્હારાં શેઠાણીને બતાવી આવ.”

રામો તાર લઇ ગયો, પણ અડધી મીનીટ થઇ નહી હોય ત્યાં તાર લઇ પાછો આવ્યો.

“ સાહેબ ! શેઠાણી કહે છે કે, ‘મ્હારે તારને શું કરવો છે ? હું તો જાઉં છું અને તમારે ફાવે તેમ કરો.’ ”

વસન્તલાલ જુના જાણીતા પણ નોકરની આગળ ફજેતી થતી જોઇ ચ્હીડાયો. પાછો શાન્ત થયો અને સહજ હસીને બોલ્યો, “ રામા ! કેમ કરવું ?”

“ સાહેબ ! કરવું શું ? બ્હેન ક્યાં મહેમાન છે ? બધી ગોઠવણ થઇ જશે. ”

“ થશે ? ”

“ એમાં શો શક ? ”

એટલામાં છોકરાંને ભણાવવા આવેલી મહેતીજી દાખલ થઇ ને રામો બ્હાર ચાલ્યો ગયો. મહેતીજીને જોતાં જ વસન્તલાલ—અકળાયેલો વસન્તલાલ ગુસ્સે થયો અને બોલ્યો:—

“ વળી આજે ત્હમારૂં અહીં શું કામ હતું ? જાણતાં નથી કે ત્હમારે લીધે મ્હારા ઘરમાં હોળી સળગી છે ? બોલો શું કામ છે ? ”

“ કામ એટલું જ કે ત્હમે ભાભી પાસે જાવ, એમની માફી માગો, એમને શાન્ત કરો. છોકરાં બીચારાં ગાભરાં ગાભરાં ફરે છે. ભાભીને શાન્ત નહી કરો તો મરી જશે. મ્હારાથી એમના મ્હોં સામુંએ જોવાતું નથી.”

“ પણ એ મ્હારૂં સાંભળે છે ક્યાં ? પા કલાક પાસે બેસે કે બેસવા દે તો ને ? ”

“ પણ તમારી ફરજ છે કે તમારે એમની પાસે જવું. આજથી હું તમારે ત્યાં નહી આવું. મ્હારે લીધે ઘરનો આનંદ ગયો તે માટે

દીલગીર છું. પરમેશ્વર મ્હને અને ત્હમને માફ કરશે. જે ઘરમાં સ્ત્રીઓ વિના કારણે દુઃખ પામે છે ત્યાં સુખ સ્વપ્ને પણ નથી રહેતું. પાપીને ક્ષમા!" ને આટલું કહી મહેતીજી ચાલી ગઈ.

"હું જાઉં છું, અંતઃકરણપૂર્વક ક્ષમા માગીશ. આવી રીતે ઘર-સુખનો નાશ થતો હોય તો પછી બીજાં બહારના ક્ષણિક સુખો શા કામનાં?......ચંદા! વ્હાલી ચંદા! ક્ષમા આપ. આજથી આ વસન્તલાલ જુદો જ છે...પણ માનશે? એનો સ્વભાવ હઠીલો છે. તરલા સમજાવે ને સમજે તો. અરે રામ! અનીતિ—અનીતિના વિચાર દાખલ થતાં એના એ ઘરમાં કેટલો ફેર થઇ જાય છે? આજ છોકરાં, આજ ચંદા અને હું પોતે કેટલાં સુખી હતાં, એ સુખ ક્યાં ગયું? હવે નહી મળે? શું પતિત પશ્ચાત્તાપ કરે—જીવન સુધારે તો દયાને, સ્નેહને પાત્ર નથી? તો શું હું ને ચંદા ફરીને એકવાર, હંમેશને માટે હતાં તેવાં નહી થઇએ?"



## પ્રકરણ ૩ જું.

## રીસ.

ચંદાએ સાદું ધોળું ગવન પહેર્યું હતું. આખી રાતના ઉજાગરા અને રોવાથી આંખો સુજી ગઇ હતી. નાના મેજ પાસે ખુરશી ઉપર બેસી ખાનાં ઉઘાડી પોતાના વ્હાલા વસન્તલાલની પ્રેમપત્રિકાઓ—ચીઠીઓ—જુની ચીઠીયો—કાગળો કાઢી વાંચતી. દરેક કાગળમાં લખ્યું હતું કે, "તું જ મ્હારી આંખની કીકી છે."

"એનાએ જ આ કે? ત્યારે એ શબ્દો ખોટા કે? લગ્ન કરતાં પહેલાં ને પછી આમ અમો અબળાને કેટલા પુરૂષો છેતરતા હશે! અમે એવાં હોઇએ, અમે એમને કનડતાં હોઇએ ને અમારો તિરસ્કાર કરે તે તો ઠીક; પણ અમો એમને માટે જીવ આપીએ, ચાહીએ છીએ એમ કહે, બબ્બે ચચ્ચાર છોકરાંનાં માબાપ થાય પછી અમારો ત્યાગ કરે એ કેમ સહેવાય?"

ચંદા ચીઠીઓ વાંચતાં વાંચતાં રોતી, સામે ટાંગેલી પતિની છબી તાકીને જોઈ રહેતી. શું કરવું એના વિચારમાં દિવસો ને દિવસો ગયા હતા. 'પીયર જાઉં ? છોકરાંને કાંઈ મારી સાથે મોકલે ? છોકરાંને ન મોકલે તો હું પીયર ને છોકરાં અહીં ? મારો જીવ કેમ રહે ? છોકરાંને મૂકી જાઉં તો એમને શું ? એમને તો વચમાંથી આડખીલી જાય. એમને શિક્ષા શી રીતે કરવી ?" વિચારમાળા ચાલે છે ત્યાં બારણું ઉઘડયું ને વસન્તલાલ ધીરે પગલે, ધડકતે હૃદયે દાખલ થયો. ચંદા બારણાંનો ખખડાટ સાંભળતાં જ ઉભી થઈ. ચીઠીઓ જેમ તેમ નાખી ખાનાં બંધ કર્યાં અને સ્નેહને બદલે ક્રોધ, વેર, ઇર્ષ્યા દર્શાવતા ચહેરે પતિ સામું જોઇ રહી.

વસન્તલાલ ધીરે સાદે નમ્રતાથી ખુરસી આગળ આવી એક હાથ ખુરસીના દાંડા ઉપર મૂકી બોલ્યો, " ચંદા ! "

' એમને શું ? એમના ચહેરા ઉપર જરાયે ચિંતા જણાય છે ? હું અહીં બળી જાઉં છું ને પોતે કેવા સુખી છે !' એમ ચંદાને લાગતાં બોલી—" કેમ ! શું છે ?"

" તરલા કાલે આવે છે. "

" ભલે આવે. એમાં મ્હારે શું ? મ્હારાથી નહી મળાય. "

" પણ ચંદા ! તારે રહેવું પડશે, અને એને મળ્યા વિના નહીં ચાલે."

" નહી ચાલે ? હા, હું મ્હારા પતિની આજ્ઞા પાળવા બંધાઇ છું. ચોરીમાં પ્રતિજ્ઞા કરી છે, પણ ક્યારે ? એ મ્હારા પતિ રહ્યા હોય તો ને ? એમના જીવનમાં આનંદ બીજાથી મળે અને મ્હારે એમનું કહ્યું કરવું ! હાય ! હાય ! શું અમારી આ સ્થિતિ ! " આ વિચારો આવતાં ચંદા અકળાઇ ગઇ—રોઉં રોઉં થઇ ગઇ ને બોલી:

" જાઓ, જાઓ, મ્હારે કાંઈ કરવું નથી. " જે ચંદાના કોમળ નેત્રમાં સ્નેહ ભર્યો લાગતો હતો, જે ચંદાનું ચાંદ જેવું મ્હો હૃદયમાં શાન્તિ ફેલાવતું હતું, જે ચંદાના બોલ અમૃતથી પણ મીઠા લાગતા હતા, જે ચંદાનો સ્પર્શ ચંદનથી પણ વધારે શીતળ લાગતો હતો તે

જ પોતાની વ્હાલી ચંદા—આટલાં વર્ષોની જીવનમિત્ર ચંદા—બાલકોની માતા ચંદાને આમ ખરાં કારણસર રોતી જોઇ, નુર ઉડી ગયેલું લાગ્યું, એબાકળી જેવી લાગી એટલે વસન્તલાલની ધીરજ રહી નહી. એની સ્નેહવૃત્તિએ એની પાપવૃત્તિ ઉપર સત્તા ચલાવી અને નરમ થઈ ગયો. આંખમાં આંસુ આવ્યાં, ગળામાં ડચુરો બાઝયો.

"ચંદા! વ્હાલી ચંદા! પરમેશ્વર ખાતર મ્હને મ્હારા ગુન્હા માટે માફી નહી આપે? કેદખાનામાંના ડામીજો ખરો પશ્ચાત્તાપ કરતા હોય તો તેમને સુધારવા કોશીશ થાય છે, તો પછી આ ત્હારા વ્હાલા-ને ગંભીર પણ ક્ષમા કરવા લાયક ગુન્હા માટે માફી નહી આપે? દસ દસ બાર બાર વર્ષના લગ્નજીવન ગાળ્યા પછી આ સ્થિતિ? વિલાયતી જીવન માફક છેડાછૂટકા કરવાથી, અગર છૂટાં રહેવાથી તું કે હું સુખી થઇશું એમ માને છે? એથી હું વધારે બગડીશ. મ્હારા ઉપર અંકુશ નહિ રહે, ને તું સદા દુઃખથી હીઝરાયા કરીશ. બાળકો મ્હોટાં થયે આપણા છૂટા પડવાનું કારણ જાણશે તો ત્હેમના ઉપર કેવી અસર થશે? વ્હાલી! ત્હારા ઉપરનો મ્હારો વ્હાલ જરાયે ઓછો નથી થયો. એ માત્ર લાગણીનું જોર, એટલો હું કમતાકાત. ત્હારા જેવી સાધ્વી કેળવાયેલી પત્નીથી અનેક કુચ્છંદી પતિઓ સુધર્યા છે તો આ તો મ્હારી એક જ ભૂલ છે. વ્હાલી ક્ષમા કર! અને એક વાર ફરી હૃદયમાં સ્થાન આપી બચાવી લે." આટલું બોલતાં વસન્તલાલ ચંદાનો હાથ પકડવા ગયો. ત્યાં ચંદા એકદમ હાથ તરછોડી આઘી ખસી. "ચાલ્યા જાઓ! લાગણીનું જોર! રાખો તમારી પાસે." ચંદા ડુસકે ડુસકે રોતી હતી. ઓરડામાંથી બ્હાર જવા તૈયાર થઇ, પણ પગ ઉપડયો નહી અને પાસે પડેલા કોચમાં ધબ દઈ પડી.

વસન્તલાલ ચંદાનાં અન્તર દુઃખો સમજ્યો હતો, અને ચંદાનું આંસુનું એક એક ટીપું એનું લોહી બાળતું હતું.

"ચંદા! વ્હાલી ચંદા! પરમેશ્વર ખાતર આટલી ભૂલની ક્ષમા આપ. છોકરાં સામું જો. એમનો દોષ છે? દોષ મ્હારો છે તો પછી

છોકરાંને તજી શા માટે જવા તૈયાર થઇ છે ? તું જે કહે તે કરવા, તે શિક્ષા ખમવા હું તૈયાર છું." ચંદા ક્ષણવાર શાન્ત રહી ને પછી બોલી, "છોકરાં ! છોકરાંને ને તમારે શું છે ? હું ને છોકરાં તો ત્હમારે મન રમકડાં ! મ્હારે મન તો છોકરાં મ્હારૂં જીવન છે. અત્યાર સુધી ત્હમારા વ્હાલ ઉપર મ્હારો આધાર હતો, હવે આ છોકરાં એ જ. એમને જોઇ આંસુ પાડી, ભૂતકાળ સંભારી દહાડા પૂરા કરીશ. છોકરાંને લઈ જાઉં ને ? કેમ થયું પૂછે તો શો જવાબ દેવો ? અહીં રહે તો ? મ્હારાં છોકરાંને એવફા પતિ–એમની માને દગો દેનાર પાસે રહેવા દઉં ? એ કેમ બને ? "

ચંદાના એક એક શબ્દ વસન્તલાલ–પશ્ચાત્તાપથી નરમ બનેલા–શરમિંદા પડેલા વસન્તલાલને નરમ ને નરમ બનાવતા હતા. વસન્તલાલની આંખમાંથી આંસુ વહ્યે જતાં હતાં અને પાસે આવી બોલ્યો, "ચંદા ! પ્રિય ચંદા ! હવે ત્હારો શો વિચાર છે ? હું શું કરૂં તો તું શાન્ત થાય ? "

"શું કરો તો શાન્ત થાઉં ? ત્હમારા ઢોંગથી હું હવે ફસાવાની નથી. એમ ભોળાવાની નથી. ત્હમારૂં મ્હોં જોતાં હું બળી જાઉં છું. તમારો સ્નેહ તે સ્નેહ નહોતો એમ મ્હને લાગે છે. ત્હમારૂં વ્હાલ તે વ્હાલ નહી પણ મારા શરીરનો મોહ હતો. ત્હમે મ્હને ખરા જીગરથી કદી ચહતા જ નહી એ આજ ખબર પડી.ત્હમને નથી દરકાર વ્હાલની. કે મ્હારા દીલના ચીરાવાની, નથી દરકાર છોકરાંની કે નથી દરકાર આબરૂની."

વસન્તલાલ ચંદાના સામું જોઇ જ રહ્યો. પોતે જેમ જેમ કાકલુદી કરતો હતો, જેમ જેમ નરમ થતો હતો, તેમ તેમ ચંદા વધારે ને વધારે ઉશ્કેરાતી, વધારે ચંડિકારૂપ પકડતી હતી. આમાંથી શું થશે અને આનું શું પરિણામ આવશે એથી બીતો વસન્તલાલ ઉભો હતો ત્યાં બ્હાર છોકરાંની દોડાદોડ–હસાહસ સંભળાઇ.

છોકરાંનો અવાજ સાંભળતાં જ ચંદા જાગૃત થઇ, ચોગરદમ જોતી ઉભી રહી. બીજી જ પળે વિચાર આવ્યો હોય તેમ બારણા તરફ દોડી.

વસન્તલાલ પણ દોડયો. બારણું ઉઘડતાં પહેલાં ચંદાને ખભેથી પકડીને બોલ્યોઃ

“ ચંદા ! જરા થોભ. એક શબ્દ સાં......”

રાક્ષસીની માફક ચંદા ગાજી ઉઠી, “ અહીં જ ઉભા રહો. મ્હારી પાછળ આવ્યા તો ત્હમે જાણ્યા. નોકર અને છોકરાંને બૂમ પાડી બોલાવીશ અને ફજેત થશો. આજ જ આ ઘર છોડી ચાલી જાઉં છું. ”

આટલું બોલતાં જ ચંદાએ બારણું ઉઘાડયું અને બારણું જોરથી અથડાયું. વસન્તલાલ ગાંડાની માફક ઉભો જ રહ્યો. નિશ્વાસ નાખ્યો અને ઓરડામાં આવી ખૂરસી ઉપર પડયો.

* * * *

‘ રામા ! તરલા માટે ઓરડો સાફ કર્યો ? ’

‘ હાજી. ’

વસન્તલાલ અનેક દુ:ખી પતિની માફક જે આનંદ ઘરમાં ન મળે તે આનંદ મેળવવા કલબમાં ગયો.

ચંદા ખાટમાં પડી પડી રોતી હતી. ઘરમાં આવજાવ થતી હતી, ત્હેનાં પગલાં સાંભળતી હતી. ચંદા–પવિત્ર ચંદાનો વ્હાલ ઓછો નહોતો. વસન્તલાલને અત્યંત ચહાતી, અને ચહાતી તેટલા માટે જ આટલી ઉશ્કેરાઈ ગઈ હતી. રીસમાં ને રીસમાં પાયે પડેલા વસન્તલાલ નાંખરતાં આંસુ તરફ, માફીના શબ્દ તરફ તેણે ધ્યાન આપ્યું નહોતું, પણ એનું પ્રેમાળ, ભગ્ન[1] અંતઃકરણ વસન્તલાલને માટે તડફડતું હતું, જો કે અત્યારે તો ક્રોધની લાગણી જ સર્વોપરી સત્તા ભોગવતી હતી.

‘ હં ! રામાને કહી ગયા. બ્હેન આવવાનાં છે તે માટે જેટલી લાગણી છે તેથી અર્ધી મારે માટે નથી. હોય તો બ્હાર જવાય કેમ ? જવુ ગમે કેમ ? હં, ગયા. હજી મને છેતરે છે. ક્યાં ગયા હશે ? મ્હેં ખૂલ્લેખૂલ્લું પૂછ્યું હત તો ? ના, ના, બુંદસે ગઈ તે હોજસે ન આવે. હવે ફુટેલા કાચ સંધાય ખરા ? ના–ના. એ તો જૂદા જ સારા. ન

૧ ભાંગેલું.

ભણી હત, હક ન સમજી હત તો બીજાં હિંદુ ધણીધણીયાણી પેઠે મારફાડ કરી પાછું બધું વીસરી જાત ને સુખી રહેત. આ તો નવા જમાનાનાં. શું કહું? એકબીજા વિના મરી ફીટનારાની આ સ્થિતિ? અરે! પ્રભુ! આના જેવું દુઃખ બીજું કયું? હું એમને કેટલી ચહાતી હતી? ચાહું છું, દોષજ મારો. આટલો ગાંડો સ્નેહ ન હત તો દુઃખ થાત?'

એટલામાં નાની છોકરી આવી ને બોલી, 'બા, ભાઇ બ્હાર ગયા.'

## પ્રકરણ ૪ થું.

### અરવિન્દ.

મુંબાઈ તેમજ સુરતની સોસાયટીમાં વસન્તલાલનું નામ જાણીતું હતું, એટલું જ નહી પણ માનીતું હતું. વસન્તલાલ વિના કલબમાં, ન્યાતમાં, પાર્ટીમાં આનંદ આવતો નહિ. જે દિવસે વસન્તલાલ ઓફીસમાં ન ગયો હોય તે દિવસ ઓફીસ નિસ્તેજ લાગતી. શરીરે કદાવર ખુબસુરત હતો, તે સાથે મળતાવડો અને હસમુખો સ્વભાવ હતો, એટલે પટાવાળાથી માંડી ઉપરી અમલદારને પણ દિવસમાં એકવાર તેને બોલાવ્યા વિના મજાહ પડતી નહી.

વસન્તલાલનું કુટુમ્બ અસલથી જ રાજ્યદરબારમાં, યુરોપીયન અમલદારોમાં સારી વગ ધરાવતું હતું. બાપદાદા સરકારી નોકરીયાત અને પેન્શનરો હતા. ન્યાતજાતના રિવાજ પ્રમાણે તરલાનો વિવાહ--સગાઇ સુમનલાલ સાથે કર્યો હતો. સુમનલાલ સરકારમાં ઉંચા ઓહ્દા ઉપર હતો, અને મૂળ એકલો હોવાથી જીવનનો ઘણો ભાગ સાસરે ગાળતો.

તરલા અને સુમનલાલ સાથે જ ઉછર્યાં હતાં. સુમનને યોગ્ય કેળવણી આપી તરલાની સાથે પરણાવવો એજ હેતુ તરલાના પિતાનો હતો. તરલાનું કુટુમ્બ કેળવાયલું હતું—સુધરેલા વિચારનું હતું, સ્વતંત્રતા, સ્ત્રીઓને છૂટ આપવાના વિચારનું હતું, એટલે તરલા અને સુમન

નાનપણુથી સાથે વાંચતાં, સાથે ફરવા જતાં. આમ છતાં તેઓને છેક એકાન્ત મળતી નહિ. તરલાનો નાનો ભાઇ કીકો હમેશાં સાથે ને સાથે રહેતો. એમની ન્યાતના નિયમ પ્રમાણે સગાઈ તોડાય એમ નહોતું. શારીરિક ખોડ કિંવા એવું જ સબળ કારણુ ન બતાવાય ત્યાં સૂધી સગાઇનો સંબંધ તોડાય નહિ. આમ હોવાથી જો કે લગ્ન થયાં નહોતાં છતાં એક જ ઘરમાં રહેતાં હોવાથી લગ્ન થયાં મનાતાં. બન્ને હજી પવિત્ર જીવન ગાળતાં. તરલાનું વય અઢાર વર્ષનું હતું અને એના પિતાની ઇચ્છા એવી હતી કે એકવીશમે વર્ષે લગ્ન કરવું. તરલા કે સુમનલાલ એમાંથી એકકેને અસંતોષ કે અધીરાઈ નહોતી. બન્ને એકબીજાથી સંતુષ્ટ હતાં. અને આટલાં વર્ષ ગયાં તો ત્રણ વર્ષ આમ નિકળી જશે એમ માની પવિત્ર નિર્દોષ જીવન ગાળતાં હતાં. સુમનલાલે કૉલેજનું શિક્ષણ પુરૂં કર્યું હતું અને નોકરીમાં દાખલ થયા હતા.

સુમનલાલ કસ્ટમ્સ ઓફીસર હતો અને ઘણી વાર એની વગથી વસન્તલાલને ઓળખાતું પડતું. આ પ્રમાણે સુમનલાલ અને વસન્તલાલ વફાદારીભરી નોકરીથી, અમલદારોના મિલનસાર અને સ્નેહાળ સ્વભાવથી જનસમાજમાં પ્રીતિપાત્ર થઇ પડ્યા હતા.

વસન્તલાલ આબકારી ઓફીસર હતો, અને રોજના નિયમ પ્રમાણે કામથી પરવારી ઓફીસની ચેમ્બરમાં બેઠો હતો ત્યાં પટાવાળો વીઝીટીંગ કાર્ડ લઈ આવ્યો. કાર્ડ ઉપર નામ વાંચતાં જ ચમક્યો, અને પટાવાળો ખસે તે પહેલાં બારણા તરફ દોડ્યો અને એક સદ્ગૃહસ્થને અંદર લાવ્યો.

‘ અરે ! અરવિન્દ ! તું મુંબાઈમાં ? ક્યારનો આવ્યો છે ? સામાન ક્યાં ? ઘેર કેમ ન આવ્યો ? ’

‘ હું હજી ચાલ્યો જ આવું છું. સામાન હોટલમાં. બારોબાર ત્હને મળવા જ આવ્યો છું. ’

‘ બહુ રાજી થયો. ઘણા દિવસથી મળું મળું થતું હતું પણ મ્હારાથી મુંબાઇ છોડાતું નથી ને ત્હને મુંબાઇ ગમતું નથી. પણ વાત

તો કર. કાઠીયાવાડની શાન્ત હવા અને ઘી માખણ છોડી આ ધાંધલીયા મુંબાઇગરા ક્યાંથી સાંભર્યા ? ”

‘ તે હમણાં નહી, પછી વાત. ’

‘ એનો અર્થ એટલો કે આજ તો નથી જવાનો. આજે સાંજે આપણે સાથે જમીશું, પણ ઘેર નહી હોં. બાઇસાહેબની તબીયત ઠીક નથી. આપણે એમ્પાયર હોટલમાં જઇને નાસ્તો લઇશું. સાંજના વાત. ’

“ જેવી તારી મરજી. ઈંગ્રેજી ભણ્યા ને ઓફીસર થયા એટલે હોટલ બતાવતા થયા. અમારાં ગામડાંમાં મહેમાન આવે ને તારી પેઠે બાઈ માંદાં છે એમ ન કહેવાય હોં ! કાલને વાણે છોકરાં પાસેથી પણ ખાવાના ને રહેવાના પૈસા માગજે. ભોગ. આપણે પૈસા આપવાના નથી. પણ વસન્તલાલ ! એક પૂછું ? ” આટલું કહેતાં અરવિન્દના મ્હોં ઉપર શરમના શેરડા પડયા. કહું કે ન કહું ? બનાવશે તો નહી ને ? એમ થયું. મશ્કરી કરવી હોય તો કરવા દે કરી અરવિન્દ બોલ્યો,

“ વસન્ત ! પેલું કુટુમ્બ મુંબાઇમાં છે કે કેમ ? ” વસન્તલાલ હસ્યો અને બોલ્યો, “ હં, હં, આ તો બીલાડી ઘી સુંઘતી સુંઘતી આવી છે ! મ્હને થયું ખરૂં કે મુંબાઇનું મ્હોં ન જોનાર આમ એની મેળે ક્યાંથી ? ત્હારા જેવા મહાત્માને પણ એ લાગણી ખરી કે ? ગભરાઇશ નહી, મ્હને મ્હારી સાળી વ્હાલી છે. સાંજના પાંચ વાગ્યા પછી મેદાનીયામાં મળશે. કેક વૉકમાં જ જોઉં છું. ઠીક ત્યારે આપણે ત્યાં મળીશું અને ત્યાંથી પછી સાથે જ જઇશું. જોજે પાછો ધૂન ચડે ને એમને એમ ગાડીમાં ચડી બેસતો નહી. આ ફેરી ગયો તો લીલા મળી રહી હોં ! ”

“ જા, જા, હવે કામ કર. બ્હાર લોકો ખોટી થાય છે. ”

---

# પ્રકરણ ૫ મું.

## લીલા.

વસન્તલાલે અરવિન્દને મુંબાઇ આવવાનું કારણ પૂછ્યું ત્યારે પહેલાં તો વાત ઉરાડી. લીલાના હાથની માગણી કરવા આવ્યો છું, એમ બોલી શકાયું નહી. આમ છતાં મુંબાઇ આવવાનું આ શિવાય બીજું એકકે કારણ નહોતું. લીલા અને અરવિન્દના કુટુમ્બ વચ્ચેનો સંબંધ નવો કે ઉપલકીયો નહોતો. લીલાનો ભાઈ અને અરવિન્દ બન્ને એલ્ફીન્સ્ટન કૉલેજમાં સાથે ભણતા, સાથે ઉઠતાબેસતા. અરવિન્દ અનેક વાર લીલાને ત્યાં જમ્યો હતો, રહ્યો હતો, અને કુટુમ્બનો જ માણસ હોય તેમ આવતો જતો. કાળે કરી, રોજના અવરજવરથી એકાદ છોકરી અરવિન્દ સાથે પરણે તો ખોટું નહી એમ કુટુમ્બનાં વડિલોને થયું. આ વાત અરવિન્દને કાને આવી, અને કાને આવતાં કાંઇ નવી જ વૃત્તિ ઉદ્‌ભવી.[1] મ્હોટી કન્યા ચંદા મ્હોટી પડે એમ ધારી ચંદા વસન્તલાલને દેવાઇ. બીજી કન્યા એક ધનાઢ્યને દેવાઇ. ત્રીજી કન્યા લીલા બાળક હતી અને અરવિન્દને એ કન્યા આપવા વિચાર ચાલતો હતો. અરવિન્દના ઘરમાં વડીલમાં એક વિધવા બ્હેન શિવાય કોઇ નહોતું. કૉલેજના અભ્યાસ દરમિયાન જ્યારે જ્યારે મુંબાઇ આવતો ત્યારે ત્યારે મિત્રદાવે તો લીલાને ત્યાં જ ઉતરતો. પરન્તુ દુર્ભાગ્યે પ્લેગમાં ચંદા—લીલાનો ભાઇ ગુજરી ગયો અને અરવિન્દનો પગ ભારે પડ્યો. હવે કોની પાસે જવું એમ એના મનમાં થયું. આમ છતાં લીલાને પત્ની બનાવવાનો મોહ ખસ્યો નહી. અરવિન્દને કાઠિયાવાડમાં જુનાગઢ પાસેના એક નાના ગામમાં જાગીર હતી. એની ઉપજ એક તાલુકદાર જેવડી હતી. પોતે કેળવાયેલો હતો. એમર્સન, હ્યુગો, રૂસો, વૉલ્ટર, બર્કનો અભ્યાસી હતો. જુનાં શાસ્ત્રો, ધર્મપુસ્તકો વાંચ્યાં હતાં. એટલે એ શાંત જીવનનો શોખીન હતો. જાગીર સાચવતો, ગરીબ વર્ગની સંભાળ લેતો અને દુનિયાની ધાંધલ—પ્રવૃત્તિથી દૂર ને દૂર રહેતો. મુંબાઇ આવ્યો, લીલાને જોઇ.

---

૧. જાગૃત થઇ.

સગાઈ–લગ્નનું નક્કી હતું ત્યાં એક દિવસ અરવિન્દ એક જાહેર મીટીંગમાં ગયો. ત્યાં પોતાની સાથે જ કોલેજમાં ભણનારા કેટલાક મળી આવ્યા. કેટલાક નવી ફેશનમાં હતા. કેટલાક પ્રોફેસરો હતા તો કેટલાક બારીસ્ટરો, વકીલો, પત્રકારો, અમલદારો. આ જોતાં અરવિન્દને પોતાને માટે તિરસ્કાર આવ્યો. 'મ્હને લીલા મળશે ખરી? મ્હારામાં શું છે? મ્હારાં લુગડાં ક્યાં ને આ બધાનાં લુગડાં ક્યાં? હું એક ગામડીયો ખેડુત–દુનિયા ક્યાં ચાલે છે ત્હેનું ભાન નહી ને મ્હને લીલા આપે? લીલા માટે તો કોઇ બારીસ્ટર કે ઓફીસર યોગ્ય. એ બીચારી ગામડામાં મ્હારી સાથે રહી શું સુખ ભોગવવાની છે? ત્યાં ફેશનેબલ બૂટ કે સાડી પહેરી ક્યાં જવાનુ? નથી ત્યાં નાટકશાળા કે નથી ત્યાં પાર્ટી. મુંબાઈ જેવી સડકો ક્યાંથી લાવવી? ના, એ તો વાત જ મૂકી દેવી એમાં મજાહ છે.' આમ વિચારી પોતાની જાત માટે હલકો અભિપ્રાય બાંધી એમને એમ કાઠીયાવાડ ચાલ્યો ગયો. લીલાની મા, ચંદ્રા અને મિત્રોએ બહુએ વાટ જોઇ પણ એના જતા રહેવાનું ખરૂં કારણ કોઈ સમજ્યું નહી.

વળી બે ત્રણ મહિના થઈ ગયા. અરવિન્દ ગામડામાં એકલો પડયો. કાવ્યોમાં સ્નેહની ખૂબી વાંચવા લાગ્યો. 'પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીસ' નામના પુસ્તકનું પહેલું વાક્ય ખરૂં લાગ્યું. સંસારમાં થરે પડેલાને પત્નીની આવશ્યક્તા છે. ત્યારે લીલા શિવાય બીજું કોણ યોગ્ય હોઇ શકે? લીલા સાંભરતાં, લીલાની રમતીયાળ, પ્રેમાળ, સુંદર મૂર્તિ નજર આગળ તરી આવી. હૃદયમાં દબાઇ રહેલી લાગણી ઉછળી આવી અને એ ધોધ બ્હાર આવતાં આટલો સમય કેમ રહેવાયું હશે? હવે તો લીલા વિના ક્ષણવાર જીવાય નહી એમ થયું. અને એ લાગણીના જોરે, ઉર્મિના આવેગે અરવિન્દને અસ્વસ્થ બનાવ્યો. દિવસ ને રાત્રી અશાંતિમાં કાંઇ ત્હેને સૂઝતું નહી. રાત્રીએ નિદ્રા ખોઈ–સર્વત્ર લીલા લીલા જ જોવા લાગ્યો. વૃત્તિને કબજે રાખવા બહુ બહુ પ્રયત્નો કર્યા. આખરે આ પાર કે પેલે પાર એમ નિશ્ચય કરી ભવિષ્ય જાણવા મુંબાઇ ફરીને આવ્યો.

# પ્રકરણ ૬ ઠું.

## મેદાનીયા.

સાંજના છ વાગ્યા હતા. મેદાનીયાના મોટા દરવાજા આગળ હારબંધ ગાડીઓ, મોટરો ઉભી હતી. અંદર નહી જઇ શકનારા મેદાનીયામાંથી બ્હાર નિકળતાં સ્ત્રીપુરૂષોને જોતાં, અંદર દાખલ થતાં ચિત્રવિચિત્ર પુરૂષોને જોતાં ઉભાં હતાં. કેટલાક ચોગરદમ નાખેલાં પાટીયાંની તડોમાંથી અંદર રમાતી રમતો જોતા હતા. એટલામાં આખું મેદાનીયા વિજળીની લાઇટથી પ્રકાશિત થયું. અંધકારમાં પ્રકાશ થયો. આલ્પાઇન રેલ્વેનો ગડગડાટ, અંદર બેઠેલાની હોહા કાને પડતી હતી. એટલામાં અરવિન્દ ભાડાની વિકટોરીયા કરી આવ્યો. વિકટોરીયાવાળાને રજા આપી, ટીકીટ લીધી, પણ અંદર દાખલ થતાં પહેલાં ચોગરદમ જોવા લાગ્યો. એનું ચિત્ત નહોતું આલ્પાઇન રેલ્વેમાં કે નહોતું મેદાનીયાની મજાહમાં. મેદાનીયાને બદલે એકએ ઉપર લીલા છે એમ કોઇ કહે તો આજ મેદાનીયાની ટીકીટ ફાડી ત્યાં દોડે.

“લીલા આવી હશે ? વખત છે નહી આવી હોય તો ? આ એની ગાડી રહી. પણ ગાડીમાં બીજાં બધાં આવ્યાં હોય ને એ ન હોય તો ? તો શા કામનું ! લીલાના દર્શન વિના, લીલાની હાજરી વિના મેદાનીયા શા કામનું ? અરે, ગાંડા હૃદય ! શાન્ત થા. આમ ઉશ્કેરાઇ જાય છે શા માટે ? લીલા ! અહા, એ નામ કેવું પ્રિય છે ! ગુજરાતી મૂળાક્ષરોમાં લ જેવો કોઇનો ઘાટ સુંદર છે જ નહી, એમાં પછી બે ‘લ’ મળ્યા. વાહ, વાહ ! ‘ લીલા ’ કેવું સુંદર નામ ! એ સુંદરતા હમેશાં રહેશે ? લાગશે ? શા માટે શંકા લાવવી ? અંદર તો જાઉં. ”

આટલું કહી અરવિન્દ મેદાનીયામાં દાખલ થયો. મેદાનીયાવાળાએ એક મ્હોટી ભૂલ એ કરી હતી કે અંદર દાખલ થનારને જ્યાં જવું હોય ત્યાં જવું પડતું. આનંદનું સ્થાન એને સામું મળતું નહી.

અંદર દાખલ થયો કે પહેલું 'હાઉસ ઓફ નોન્સેન્સ' આવ્યું. તે હાઉસ ઓફ નોન્સેન્સ—એવકુફીનું ઘર જ લાગ્યું. કેકવૉક ખોળતો અરવિન્દ કેકવૉક પાસે આવ્યો. અરવિન્દને જોતાંજ લીલાનો નાનો ભાઇ બોલી ઉઠયો, 'આ અરવિન્દભાઈ આવ્યા! અરવિન્દભાઈ, આવો આવો, આમાં કુદવાની મજાહ પડે છે.'

'અરવિન્દ' શબ્દ કાને પડતાં લીલાનાં ચંચળ નયનો તરવરવાં લાગ્યાં. સ્નેહાળ હૃદયે સ્નેહબદ્ધ[1] હૃદય ખોળી કાઢયું. લીલા કેકવૉકમાં ગોળ ફરતી કૂદતી હતી. ઉછરતું વય, નિશ્ચિંતતા, સાંજનો સમય, રમત પછી પૂછવું શું? લીલાના મ્હોં ઉપર લાલાશ, તંદુરસ્તી, આનંદ, સૌંદર્ય છવાઇ રહ્યાં હતાં, ત્યાં અરવિન્દના દર્શને હૃદયમાં ધબકારો કર્યો. નેત્ર, હૃદય મળું મળું કરતાં હતાં ત્યારે શરમમર્યાદા બાલાને અટકાવતાં હતાં. બ્હાનું કાઢી અરવિન્દ પાસે ગઇ અને બેધડકપણે અન્તરની લાગણીથી અટકી બોલી 'ક્યારે આવ્યા? ક્યારના આવ્યા છો?'

લીલાના શબ્દ, લીલાનાં નેત્ર, લીલાનો ચ્હેરો એ અરવિન્દને મોહમાં નાખવા, ગાંડો બનાવવા બસ હતાં. તેણે હૃદય ઉપરથી કાબુ ખોયો અને યદવાતદવા[2] બોલવા લાગ્યો:

'થોડીકવાર થઈ. ગઇ કાલે—ના, આજે જ હું આવવાનો હતો. ત્હને કેકવૉકમાં ચાલતાં આવડે છે હો!'

'ત્હમારા જેવું નહી. ચાલોને આપણે બે સાથે કુદીએ. મોટા મોટા સાહેબો, મડમો, પારસણો કુદે છે તો પછી આપણને શો વાંધો? હિંદુભાઇઓ તો ન્હાનપણથી જ મોટા બને. ગંભીર—છોકરવાદી નહી પણ બાળકના જેવો આનંદ તો રાખવો.'

બન્ને કેકવૉકમાં ગયાં. લીલા અત્યારસુધી પીતળના સળીયા

---

૧. સ્નેહ, પ્રીતિથી બંધાયલું. ૨. જેમ ફાવે તેમ.

ઝાલીને ચાલતી તે અરવિન્દનો હાથ ઝાલી કુદવા લાગી. નાનો ભાઈ પણ કુદતો હતો. બીજા કેટલાક કુદતા, પડતા અને તમાશગીરો હસતા હતા.

'અરવિન્દ ! ત્હમે પાસે હો છો ત્યારે બ્હીક નથી લાગતી.'

'મ્હને પણ ત્હારા સંગાથમાં કાંઇ લાગતું નથી.' આટલું બોલે છે ત્યાં લીલાના ચહેરા ઉપર અમુક ભાવ દેખાયો અને અરવિન્દ બોલતાં અચકાયો. લીલાના મ્હોં ઉપર આનંદ નહોતો.

'લીલા ! શું થાય છે ? હરકત ન હોય તો કહે !'

"ત્હમને કહેવાની હરકત ? હં, પણ ત્હમે હજી માશીને મળ્યા નથી ખરું ? ઓ ઉભાં, એમને ઘણું કહ્યું પણ 'હવે ઘરડેઘડપણ મારે તે શાં કુદવાં !' કહી ન આવ્યાં."

અરવિન્દ તરત જ માશી પાસે ગયો.

"આવો, અરવિન્દભાઇ ! ઘણે દહાડે દેખાયા. આ તમારી લીલા. જુના દિવસો સાંભરે છે કે ? લીલુડી કહીને બોલાવતા તે ?"

અરવિન્દને કૉલેજના દિવસો—આ જ લીલાને રમાડતો, ખીલવતો, તે દિવસો—સાંભર્યા. લીલા પાછી આનંદમાં આવી ગઇ હતી. નાના ભાઇ સાથે કુદતી હતી ત્યાં અરવિન્દ પાછો આવ્યો.

"ત્હમને ગામડાંમાં કંટાળો નથી આવતો ?"

"બીલકુલ નહી. ખેતર વગેરેના કામમાંથી પરવારતો નથી અને ત્યાં કંટાળો આવે એવું કાંઇ નથી."

"ત્હમે ક્યાં સુધી મુંબાઈ રહેવાના છો ?"

"હજી કાંઈ નક્કી નથી."

"એ કેમ બને ? કેમ નક્કી નથી ?"

"કારણ ક્યારે જવું એનો આધાર ત્હારા ઉપર છે."

અરવિન્દ બોલતાં બોલી તો ગયો, પણ એમ થઈ ગયું કે ન બોલ્યો હત તો સારૂં. લીલા એકદમ મુંગી થઇ ગઇ ને વિચારવા લાગી: 'મ્હારા ઉપર આધાર ? મ્હેં શું કર્યું છે ? મ્હેં કાંઈ બોલાવ્યા

નથી! ઘરમાં બધાં એમની સાથે વિવાહ કરવાની વાતો કરે છે, પણ મ્હને ગમે છે? લગ્ન? ના, ના, એ તો એમની સાથે નહી. એમની સાથે લગ્ન કરી ગામડાંમાં પડી રહેવાનું ને? વળી એ જુના વિચારના. જોને એમના વેશ. ન મળે પાટલુન કે ન મળે કોલર નેકટાઈ. ના, ના, એ તો નહી! ત્યારે? ગમે તેમ હોય, પણ એમનો સ્વભાવ તો સારો. એમની સંગતનો કંટાળો આવતો નથી. પણ 'ત્હારા ઉપર આધાર' એમ કેમ બોલ્યા? એમના મનમાં શું હશે?'

એટલામાં લીલાની માતા આવી પહોંચી અને સઘળાં જવાની તૈયારી કરવા લાગ્યાં. અરવિન્દને જોઈ માતા બોલી, "તમે આવ્યા છો, તે ખબર નહી. હરકત ન હોય તો સાંજના ઘેર આવજો."

લીલા ને સઘળાં ગયાં. જતાં જતાં લીલાએ અરવિન્દ તરફ નજર કરી. અરવિન્દ વિચારમાં હતો એટલે લીલા સામું જોઈ શક્યો નહી. એક પગ બાંકડા ઉપર રાખી બેધ્યાનપણામાં કેકવૉક તરફ નજર રાખી ઉભો હતો. ત્યાં વસન્તે પાછળથી આવી ખભે હાથ મૂક્યો, અને 'ચાલ હવે, ભૂખ લાગી છે કે નહી? લીલાના વિચાર કરે પેટ નહી ભરાય,' એમ કહી મેદાનીયા બ્હાર લઇ ગયો.

---

## પ્રકરણ ૭ મું.

---

### હોટલમાં.

હોટલમાં એક નાના ઓરડામાં બન્ને મિત્રો બેઠા. બન્ને ખુરસી વચ્ચે ગોળ સફાઇદાર આરસનું ટેબલ હતું. સામે મોહિનીની છબી આકર્ષી રહી હતી ત્યારે બીજી બાજુ વિશાળ દર્પણમાં વસન્તલાલ પોતાની મુછો નિહાળી, આમળતો હતો. ઉપર વિજળીનો પંખો પવન ઉરાડતો હતો, અને વિજળીના બે જોડકા દિવા એક ખુણામાં પ્રકાશ પાડતા હતા.

વસન્તલાલે સીગાર સળગાવી અને પીતાં પીતાં અરવિન્દને કહ્યું, ‘ તું મુંબાઈ શા માટે આવ્યો છે તે કહે. ’

‘ તું સમજ્યો નથી ? ’

‘ હું સમજ્યો છું, પણ મ્હારે ત્હારે મોઢે કઢાવવું છે. ’

‘ ઠીક, ઠીક. બોલ ત્હારૂં શું કહેવું છે ? તું શું ધારે છે ? ’

‘ હું ? હું તો એ વિશે કાંઈ ધારતો જ નથી. ’

‘ એટલે ? તું વાત સમજ્યો તો છે ને ? કે એમને એમ ? મને ના પાડશે ? ’

‘ શા માટે ના પાડે ? કારણ કાંઈ ? ’

‘ વસન્ત ! વસન્ત ! ના પાડી તો થઇ રહ્યું હો ! હું ને એ બન્ને મરી ગયાં જાણજે. ’

‘ મ્હને તો એમાં કાંઇ લાગતું નથી. ત્હારી વાત તો તું જાણે પણ એને તો તું નહી તો બીજો. ’

‘ વસન્ત ! ત્હને તો કાંઇ અક્કલ જ નથી. લીલા એ બીજી જેવી નથી. ’

વસન્તથી હસ્યા વિના રહેવાયું નહી. અરવિન્દના ખ્યાલમાં લીલા એ બીજી સ્ત્રીઓ કરતાં જૂદી જ સૃષ્ટીમાં વસતી હોય એમ હતું.

‘ વસન્ત ! મ્હારે મન તો આ જીવન કે મૃત્યુનો પ્રશ્ન છે. એ વિશે મ્હેં બીજા કોઇને વાત કરીએ નથી ને કરવાનોએ નથી. અમે બન્ને જૂદાં જ માણસો છીએ અને એથી જ અમે એક બીજા સાથે જોડાયાં છીએ. વસન્ત ! વસન્ત ! મશ્કરીની વાત રહેવા દે ને ખરૂં કહે. ’

‘ હું ખરૂં કહીશ એટલું જ નહિ પણ તું જાણતો નથી એવું પણ કહીશ, પછી કાંઈ ? મ્હારી વાઇફમાં એક અદ્‌ભુતશક્તિ છે જેથી બીજાનાં મન પારખી શકે છે. એ ત્હારી તરફ છે. ’

‘ શું કહે છે ? ’

‘ એ ત્હારાં વખાણ કરે છે, એટલું જ નહી પણ ખાતરી પૂર્વક કહે છે કે લીલા પરણશે તો અરવિન્દને જ. ’

આજ જ લગ્ન થયાં હોય તેમ અરવિન્દને સંતોષ થયો.

'ત્હારી વાઇફે કહ્યું ? હેં ! ના, ના, હોય નહિ. ખરે ત્હારી સ્ત્રી કોઈ દેવી જ છે, એમ મ્હને લાગ્યા કરે છે. બસ, મારે એટલું જ જોઇએ છીએ.' આટલું કહેતાં અરવિન્દ ઉભો થયો. એને ઉશ્કેરાયેલો જોઈ વસન્ત બોલ્યો,

'જરાક ધીમો પડ. બેસ, ખૂરશી ઉપર.' પણ અરવિન્દે એ દરમિયાન આખા ઓરડામાં ચાર પાંચ આંટા માર્યા ને પછી બેઠો.

'વસન્ત ! તું નથી સમજતો કે લીલાને માટે મ્હને શું શું થાય છે. મ્હારી લાગણી ત્હમે જેને સ્નેહ કહો છો તે કરતાં વધારે તીવ્ર અને ઉંચી જાતની છે. પરમેશ્વરની કૃપાથી મ્હારા ભાગ્યમાં એ સુખ લખ્યું હોય ને મળે તો મ્હારા જેવું કોઇ સુખી જ નહી એમ માનું. લીલામાં જ મારૂં જીવન સમાયેલું છે. જેમ બને તેમ લગ્ન વ્હેલાં નક્કી થાય તો જ મને આરામ મળે.'

વસન્તે થોડી વાર વિચાર કરી કહ્યું,

'અરવિન્દ ! તું ભૂજંગલાલને ઓળખે છે ?'

'ના, એને આ વાતની સાથે શો સંબંધ છે ?'

'એ ત્હારો હરીફ છે.'

'હરીફ' શબ્દની સાથે લીલા પારકી થતી લાગી. લીલા ગઇ એમ ધ્રાસકો પડયો. રૂંવાટાં ઉભાં થયાં.

'ભૂજંગલાલ, નામ તો સારૂં છે. ભૂજંગલાલ ! સાપલાલ ! સાપની માફક એ જેને કરડતો હશે તેને ઘેનમાં તલ્લીન કરતો હશે. ભૂજંગની પેઠે એની પાસે મણી હશે. એ કોણ છે ?'

'એ આપણી જ જ્ઞાતિનો છે. જાગીરદાર, પૈસાદાર, ધનાઢ્ય છે, જે. પી. છે. ઘણુંખરૂં સુરત રહે છે, પણ મહિનામાં બે ચાર વાર અહીં આવે છે. મુંબાઇમાં એકે સોસાયટી એવી નહી હોય જેમાં એ મેમ્બર નહી હોય, એકે મીટીંગ એવી નહી હોય જેમાં એને આમંત્રણ નહી હોય. પુષ્કળ પૈસો છે, શરીરે ઉંચો, બાંધી દાઢીનો, ગૌર વદનનો છે,

ચશ્મા પહેરે છે, વાળ ઓળે છે, નાનો ચાંલ્લો કરે છે, સાપની કાંચળી જેવી નેકટાઈ નાખે છે, અર્ધા ઉઘાડા હાફકોટમાંથી જેકેટનો હીરાનો અછોડો દેખાય છે. એની બોલવાની ઢબ, એની હસવાની રીતથી ભલભલા અંજાઈ જાય છે. ભલભલી સ્ત્રીઓ બે ઘડી એને જોઈ રહે છે. અમલદાર વર્ગ, શેઠિયાઓ, વિદ્વાનો, પેપરવાળાઓ બધા એના હાથમાં. એ હોંશીયાર છે, કેળવાયેલો છે. ટુંકામાં જ્યાં જાય ત્યાં જબરી છાપ બેસાડે એવો છે!'

અરવિન્દનાં હાજાં ગગડી ગયાં. ઢીલોઢબ થઇ ગયો. મુંગોજ રહ્યો.

'ગઇ ફેરા તું એમને એમ અચાનક ચાલી ગયો ત્યાર પછી એ અહીં આવ્યો છે ને વારંવાર લીલાને મળે છે. લીલાની માને પણ એને માટે સારો અભિપ્રાય છે......અરવિન્દ! આમ ગભરાઇ જવાતું હશે કે? એવા તો પંદર જણા આવે તેથી તું નહી ફાવે એમ નહી.'

'વસન્ત! પણ તું દર વખત કહે છે કે આ રજામાં કાઠીયાવાડ આવવું છે, પણ તું આવતો જ નથી. આ ફેરી ત્હને સાથે લઇ ગયા વિના રહેવાનો નથી.'

'આવીશ, ભાઈ, આવીશ. આ દુનિયામાં જ્યાં જોઇએ ત્યાં સ્ત્રીની પંચાત. કહેવાય અબળા, પણ આખો સંસાર એ ચલાવે છે. હું પોતે પણ એવા સંકટમાં આવી પડયો છું અને એનું કારણ પણ સ્ત્રી છે. હવે મ્હારે ત્હારી સલાહની જરૂર પડી છે.'

'શા માટે?'

'સાંભળ. ધાર કે તું પરણ્યો છે, તું ત્હારી વહુને ખરા જીગરથી ચાહ્યું છે, આમ છતાં સંસારમાં કોઇ વખત બીજી સ્ત્રીમાં ફસાયો.'

'માફ કર! હું સમજી શકતો નથી. પોતાની સ્ત્રીને ખરા જીગરથી ચાહવી ને બીજી સ્ત્રીનો મોહ, એ બને જ. કેમ? પૂરેપૂરા સંતોષથી ખાધા પછી દુધપાક પુરી મ્હો આગળ મુકે તો પણ ખાવાની રૂચી થાય જ કેમ?'

'એમ કેમ? કોઇ વખત ગરમાગરમી ભજીયાં કે એવી જ આકર્ષક વસ્તુ હોય તો મન રહે ખરૂં?'

'એટલો હૃદય ઉપર કાબુ ઓછો. લાગણી ત્હમારે તાબે નહી પણ ત્હમે લાગણીને તાબે.'

'હું મશ્કરી કરતો નથી. જનસમાજમાં તમારે અનેક કર્તવ્યો કરવાનાં છે, અનેક સંસ્થામાં કામ કરવાને અંગે કોઈ બુદ્ધિશાળી નમ્ર યુવતિના પ્રસંગમાં આવ્યા, ત્હમારી પત્ની કરતાં ત્હેમાં કાંઇક વિશેષતા જુવો, ત્હમારા જીવનનાં કર્તવ્યોમાં સહાયભૂત થાય એમ લાગે તો પછી શું કરવું? એક જુની રૂઢીને વળગી જેની સાથે ત્હમને આનંદ ન પડતો હોય એવો ભાર વીંટાળી ફરવું કે કુટુમ્બની, લોકની દરકાર ન કરી નવું જીવન ગાળવું?'

'માફ કર, મ્હારે ત્હારા વિચારો નથી જોઈતા. સંસારમાં એમ તો અનેક સ્ત્રીપુરૂષો સંબંધમાં આવે ને આવવાના. જેનાથી આજ સંતોષ તેનાથી કાલે અસંતોષ. એનો છેડો ન આવે ને સોસાયટીનું બંધારણ તૂટી જાય. એવી Individual freedom—વ્યક્તિસ્વાતંત્ર્ય લાભને બદલે નુકશાન કરે. પછી પશુતા અને માણસાઈમાં ફેર શો? એ વૃત્તિ કબજે ન રહે તો પછી અસંતોષ વધે. એ નભાવવા, સુખ માનવા, સુખ કાઢવા, વૃત્તિઓને કબજે ન રાખવાની ટેવથી જ પશ્ચિમના દેશોમાં સ્નેહલગ્ન, સ્વાતંત્ર્યલગ્ન છતાં આટલા છેડાછુટકા થાય છે. ત્હમારા કહેવામાં કાંઇ વજુદ નથી. એ તો લાગણીઓ જેમ દોરાવે તેમ દોરવાવું. કવિઓ—સ્વર્ગીય સ્નેહના વકીલો ગમે તેમ કહે, પણ અન્તે એમાં દુઃખ જ છે. એમ હોય તો સ્નેહ શાનો? એક વસ્તુને ત્હમે અત્યંત ચાહતા હો તો પછી બીજીને ચહાવાય જ શી રીતે? એ તો મોહ!'

'પણ એવું નીકળે તો?'

'એવાની તરફ મારી લાગણી નથી. પુરૂષ કે સ્ત્રી લાગણીથી દોરાઇ સંયોગવશાત્ ભૂલ કરે પણ ભવિષ્યમાં પ્રભુનો ભય રાખી, સંસાર-

ની સરળતા સાચવવા સત્યપંથે ચાલવા પશ્ચાત્તાપ કરી નિશ્ચય કરે તો પતિતપાવન પરમેશ્વરની આજ્ઞા મુજબ એને ક્ષમા આપવી, એનું જીવન સુધારવા તક આપવી. પણ તમે કહો છો તેમ થવા તો ન જ દેવાય. એકાદ કોઈ મહાત્મા સ્વર્ગીય સ્નેહને લીધે કે એવા જ કારણથી પરિણીતાને ત્યજી અન્યની સાથે સંબંધ બાંધે, પણ તેથી જનસમાજને એ દૃષ્ટાન્તરૂપ નથી–ન થવું જોઇએ."

'ત્હારે મન તો લગ્ન શિવાય બીજો સ્નેહ હોઈ શકે જ નહી.'

'ના, અને તે પણ સત્ય પૂછાવો તો એક જ વાર. પત્ની છતાં, સાથે વર્ષોનાં વર્ષો ગાળ્યાં છતાં, કેવળ લાગણીથી દોરાઈ અન્ય સાથે સંબંધ બાંધવો એને સ્નેહ કેમ કહેવાય? એ પ્રભુના ફરમાનનું, નીતિના નિયમનું અપમાન છે.'

---

## પ્રકરણ ૮ મું.

### આ કે તે

લીલાને અઢારમું વર્ષ બેસી ગયું અને વયની સાથે સૌંદર્ય પણ ખીલ્યું હતું. ન્યાત જાતમાં, પાર્ટીમાં, મીજલસમાં, ગરબામાં લીલા તરફ બે ઘડી બધાં જોઇ રહેતાં. એની બન્ને બ્હેનોથી લીલા વધારે ખુબસુરત છે એમ લોકમત હતો. મોટી વયની કન્યા માટે જ્ઞાતિબંધનને અંગે યોગ્ય વર ખોળવાની ઘણી મુશ્કેલી હોય છે. જ્ઞાતિબંધનના બંધ નબળા પડવા માંડયા છે, પરંતુ હજી તૂટે એમ નથી–તોડવાની હિમત નથી–તોડયાથી ઉત્પન્ન થતી કેટલીક અગવડો સહન કરવાનું બળ નથી. આ ઉપરાંત પરણાવવાને બદલે પરણવું દાખલ થતું નથી. કન્યાઓને કેળવાય, મોટી કરાવાય પણ આખરે પરણાવવાની, એમની જરાયે સંમતી ન લેવાની, એટલે પરિણામે ઘણી વાર કન્યાને–સ્ત્રીને સોસવું પડે છે. સંયોગો, શક્તિ અને હિંમતના પ્રમાણમાં જ પુત્રીઓને કેળવાય,

લગ્નની ઉમર વધારાય અને વર ખોળવામાં આવે તો જ હાલની સ્થિતિમાં કન્યા સુખી થાય. લીલાના સદ્‌ભાગ્યે એનાં માતા પિતા સુધરેલા વિચારનાં હતાં એટલે જ લીલાને કાંઇક સ્વતંત્રતા હતી. પરન્તુ આ સ્વતંત્રતા એને દુઃખકર થઇ પડી. લીલાને બાલ્યાવસ્થાથી અરવિન્દ પરિચિત હતો. કુટુમ્બમાં અરવિન્દ ભવિષ્યનો જમાઈ મનાયો હતો, અને અરવિન્દ અચાનક મુંબાઇમાંથી જતો રહ્યો ત્યાંસુધી સર્વ એમ જ માનતાં કે લીલા અરવિન્દને જ વરશે. અરવિન્દ ગયો અને દુનિયારૂપી નાટકની ભૂમિ ઉપર ભૂજંગલાલ આવ્યો. જે સ્થાન અરવિન્દે લીધું હતું તે સ્થાન ભૂજંગલાલે લીધું.

જે સમયે અરવિન્દ મુંબાઇમાં હતો અને વારંવાર આ કુટુમ્બમાં આવતો જતો, લીલાને મળતો તે વખતે કુટુમ્બનાં સર્વ જનો 'લીલા—અરવિન્દ" અરવિન્દ—લીલા' ની જોડીની વાતો કરતાં નેમસ્કરી કરતાં. લીલાનો પિતા તો અરવિન્દ જેવો સુપાત્ર વર લીલાને મળવા માટે પ્રભુનો ઉપકાર માનતો, પરંતુ લીલાની માતાને અરવિન્દ પ્રત્યે સદ્‌ભાવ નહોતો. એ ચોખ્ખે ચોખ્ખી ના તો કહી શકતી નહી પણ 'હજી વાર છે,' 'લીલા હજી બાળક છે,' 'થઇ પડશે' એમ બહાનાં કાઢી વિવાહની વાત અળસાવતી. ખરૂં પૂછાવો તો આ માત્ર બહાનાં હતાં. અરવિન્દને બદલે કોઈ દેખાવડો, દમામવાળો, ફેશનેબલ, સોસાયટીમાં જતો આવતો પૈસાદાર વર હતે તો તે જ દિવસે લગ્ન કરવા લીલાની માતા તૈયાર થાત. આમ લીલાના વિવાહ સંબંધી ચર્ચા ચાલતી હતી ત્યાં 'અરવિન્દ' એકાએક ચાલ્યો ગયો અને લીલાની માતાએ દેવને દીવા કર્યા. એને ના કહેવાની પીડા પતી એમ લાગ્યું. આજ અરસામાં ભૂજંગલાલનો પરિચય થયો ને બન્નેની સરખામણી થઇ અને ભૂજંગલાલનું ત્રાજવું ભારે થયું.

અરવિન્દ થોડાબોલો હતો. એને ડોળ દમામ ગમતો નહોતો, આ જ સદ્‌ગુણો દુર્ગુણો લેખાયા. પૈસાના મદે અભિમાન આવ્યું છે એટલે બીજાની સાથે બોલવામાં હિણપત માને છે એમ લાગતું.

ગામડાના રહેવાશીને, બળદ, ભેંસ, ગાયમાં ઉછરેલાને શહેરના રીત-રીવાજ ક્યાંથી આવડે ? જંગલી જેવો જ હોય એમાં શી નવાઇ ? એમ ઉદ્‌ગારો નિકળતા. અરવિન્દ દરરોજ આવતો, કુટુમ્બનાં સઘળાં માણસો સાથે બોલતો, વાતો કરતો, પરન્તુ લીલાનું માગું કરતાં સ્વીકારાશે કે કેમ એ શંકાથી ખંચકાતો. અરવિન્દની આ આનાકાની, અપશંકા, આ અભિમાન મોટા કુળના ગર્વને લીધે છે એમ ધાર-વામાં આવી.

આથી ઉલટું ભૂજંગલાલ એકદમ પસંદ પડી ગયા. દ્રવ્યવાન હતો, બુદ્ધિશાળી હતો અને પોતાના જેવું જ ઉંચું કુળ હતું. ભૂજંગ-લાલ જ્યાં જતો ત્યાં માન પામતો. એની વાતમાં રસ હતો, એના હસવામાં મોહ હતો, એના ચહેરામાં–એની દરેક હિલચાલમાં આક-ર્ષણ હતું. અરવિન્દ અને ભૂજંગલાલમાં કેટલો ફેર ! ભૂજંગલાલ જેવા જમાઇ મળે પછી શી વાત ! પરંતુ જ્યાં સૂધી લગ્ન થયું નથી ત્યાં સૂધી કાંઇ જ નહી માની, લીલાની માતા ભૂજંગલાલનું નક્કી કરવા તલપાપડ થઇ રહી હતી, અને એની ચિંતામાં વધારો કરવા જ અરવિન્દ પાછો આવ્યો.

લીલા સાંજના દરરોજ એંડસ્ટેન્ડ કે ચોપાટી ફરવા જતી અને એટલા જ માટે પોતાના ઓરડામાં જઇ વાળ ઓળી, લુગડાં પહેરી નીચે ઉતરી. દાદરનું છેલ્લું પગથીયું ઉતરે છે ત્યાં નોકરે ખબર આપી “અરવિન્દ કુમાર આવ્યા છે.”

લીલાના પિતા ઓરડામાં કાંઇ લખતા હતા અને લીલાની માતા ઘરકામમાં રોકાઈ હતી.

લીલાના મગજમાં ચોપાટી, એન્ડસ્ટેન્ડ, ભૂજંગલાલ ભમતાં હતાં. અરવિન્દના નામે તાર તોડયો અને મગજ અસ્વસ્થ થઇ ગયું. અરવિન્દ, ભૂજંગલાલ, આ બેમાંથી કોને ના કહેવી ? અરવિન્દ ! કોણ જાણે કેમ મ્હારા હૃદયને ગમે છે પણ ભૂજંગલાલ મ્હારી દૃષ્ટીને ગમે છે. હૃદયને ગમે તે રાખું કે નયનને ગમે તે રાખું ?

આંખને ગમે તે હૃદયને ગમે એ કહેવત ખોટી છે? ના. તો હૃદયને ગમે તેને ના કહું તો? હું એકલી જ મળું? ન જ મળું તો શું? બા ઘણીએ ના કહેશે, પણ એમને જોઉં તો ખરી. હું એમને ચાહતી નથી, એ મ્હને ગમતા નથી, એ વાત ખોટી છે છતાં કહેવી પડશે? હું બીજાને ચાહું છું એમ કહું? ખરે, અમ બીનઅનુભવી છોકરીઓને સ્વતંત્રતા ન જ આપવી જોઇએ. અમને શું ગમે છે? શા માટે ગમે છે? તે અમે પોતે વિચાર કરી શકતાં જ નથી. એ કામ તો માબાપનું જ. પણ હવે શું થાય?"

લીલાનો એક હાથ દાદરના કઠેરા ઉપર હતો ને બીજો હાથ ગાલે અડકાડી દાદર પાસે જ ઉભી રહી હતી, ત્યાં અરવિન્દ આવ્યો. અરવિન્દ ઉંચો, કદાવર, સોહામણો હતો અને એને જોતાં જ, એની દૃષ્ટિ પડતાં જ, લીલાના હૃદયમાં અલૌકિક ઝણઝણાટ થયો. અરવિન્દ લીલા મુંગાં મુંગાં ઉપર ગયાં અને બેઠાં.

'લીલા! બ્હાર જતી હતી? હું કાંઇ વહેલો આવ્યો ખરો?'

'ના, ના.'

'મ્હારે એકલાં જ મળવું હતું અને આજ પ્રસંગ આવ્યો.'

'બા હમણાં જ આવશે.'

'ફિકર નહિ. લીલા, મયદાનીઆમાંજ મ્હેં કહ્યું હતું કે મ્હારે કેટલાક દિવસ રહેવાનું થશે તે નક્કી નથી, એનો એક આધાર ત્હારા ઉપર છે.'

અરવિન્દે લીલા સામું જોયું. બન્નેની નજર ક્ષણવાર મળી અને બન્નેનાં હૃદય માર્મિક વાત સમજ્યાં. બીજી જ પળે લીલાએ નીચું જોયું અને ટેબલ ઉપર પડેલા ફ્લાવર પોટમાંથી ફુલની પાંખડી તોડી મસળવા લાગી.

'લીલા! હું ખરૂં કહું છું. મ્હેં ઘણા મહિના વાટ જોઇ; હવે મ્હારૂં ધૈર્ય નથી રહેતું. આ પાર કે પેલે પાર. આજ ત્હારા હાથની પ્રેમની માંગણી કરવા આવ્યો છું.'

અરવિન્દ આટલું જ બોલી લીલાના ઉત્તરની રાહ જોતો—પોતાના શબ્દોની શી અસર થાય છે તે જોતો બેસી રહ્યો.

લીલાની સ્થિતિ વિચિત્ર થઇ. એ ઉંચું તો જોઇ શકી જ નહી પણ હાલીચાલી પણ ન શકી. અરવિન્દ બાલ્યાવસ્થાથી માતાપિતાએ આપેલું આશાસ્થાન પોતાનું થશે એ વિચારે લીલાનું હ્રદય ડોલવા લાગ્યું. એના આનંદનાં મોજાં ઉછળવા લાગ્યાં. અરવિન્દ આમ માગણી કરશે અને એ માગણીની એના હ્રદયમાં આવી ચંદની છવાશે એમ લીલાને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. પણ આ અસર એક પળવાર જ ટકી. પીસ્તોલના ધડાકા સાથે પડદો ચીરાઈ બીજો દેખાય, એક ફીલ્મ ખસી બીજી ફીલ્મ આવે તેમ અરવિન્દ—પ્રત્યક્ષ અરવિન્દની આગળ અને લીલાની નજરે ભૂજંગલાલની મૂર્તિ ખડી થઇ. ભૂજંગલાલ માનસિક દૃષ્ટિમાં હતો, અરવિન્દ કરતાં ભૂજંગલાલનું મોહક વદન, ભૂજંગલાલની સ્નેહભર આંખો લીલાને ઢીલી બનાવવા બસ હતાં. લીલાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં અને નીચે મ્હોયે પણ દૃઢ ચિત્તે બોલી.

'એ નહી બને, ક્ષમા કરો.'

જે લીલા એક પળ પહેલાં પોતાની હતી, જેનું સ્પર્શસુખ પોતે માનસિક સૃષ્ટિમાં ભોગવતો હતો, તે જ લીલા અને પોતાની વચ્ચે વિશાળ સમુદ્ર હોય, એ લીલાને સ્પર્શ કરવો, એ લીલાનું નામ દેવું, એને એકાન્તમાં મળવું, એ પણ પાપ છે એમ અરવિન્દને લાગ્યું.

"હું જ મૂર્ખો !" એટલું બોલી અરવિન્દ નીચે ઉતર્યો.

## પ્રકરણ ૯ મું.

### બે હરીફ.

અરવિન્દ દાદર ઉપર પગ મૂકે છે ત્યાં લીલાની માતા સામેના ઓરડામાંથી આવી. એક જ પળમાં લીલાના ઓરડામાં, અરવિન્દ તરફ નજર કરી, સઘળી વસ્તુસ્થિતિ સમજી ગઈ. લીલા બ્હાર આવી. અરવિન્દે પ્રણામ કર્યાં. લીલાને જોતાં જ તે મનમાં બોલી:

'હાશ. ના પાડી લાગે છે.'

જાણે કાંઈ બન્યું જ નથી એમ ડોળ કરી અરવિન્દ સાથે કાઠીયાવાડની જાગીરની વાત કરવા લાગી. ભોળો અરવિન્દ દેખીતા વિવેકમાં ફસાયો અને અંતરનો શોક વિસરી વાતમાં પડ્યો. લીલા પાસે જ ઉભી હતી, પરન્તુ શબ્દ સરખો ઉચ્ચારતી નહોતી. હરેક બ્હાને હસતી, એના સામું જોતી, તે લીલા આજ મુગી મુગી નીચું મ્હોં રાખી ઉભી જ રહી હતી.

લીલા હજી ન આવી એમ વાટ જોતી થાકી ખબર કાઢવા એની બ્હેનપણી વિનોદ આવી. વિનોદને પરણ્યાંને થોડા જ મહિના થયા હતા. તે શરીરે પાતળી હતી. ક્ષણે ક્ષણે ઉશ્કેરાઈ જતી અને રસિક નવલકથાઓની શોખીન હોવાથી એનું જીવન પણ વિલાસમય હતું. નાનપણથી વર, સાસરૂં, પરણવું એ જ વાતનો વિષય હતો. પરણવા જેટલી ઉત્સુક હતી તેટલી જ ઉત્સુક પોતાની સખીઓને પરણેલી જોવા ચાહતી. ભૂજંગલાલ જ લીલાને યોગ્ય છે, એમ તેને લાગતાં વાતોમાં પણ તે ભૂજંગલાલના ગુણ ગાતી અને અરવિન્દને તો જ્યારે દેખે ત્યારે મશ્કરીમાં જ ઉડાવતી. સ્વતંત્રતામાં ઉછરેલી અને જીભની છૂટી એટલે તેને જરાપણ સંકોચ આવતો નહીં અને અરવિન્દની નજરમાં પોતે નાલાયક છે, હલકી છે, એમ લાગવાથી બન્ને વચ્ચે

અંતર વધ્યું હતું, અને વાત પણ સાચી હતી. અરવિન્દને વિનોદ માટે માન નહોતું એટલું જ નહિ પણ તેને માટે બહુ જ ખરાબ અભિપ્રાય હતો. વિનોદનું જીવન જ વિનોદમય હતું. ક્ષણભર મોજ, ખાવું, પીવું અને સંસારસુખ ભોગવવું એ શિવાય બીજું શું કરવાનું છે ? એ એનો પ્રશ્ન હતો. ક્ષણિક જીવનમાં ક્ષણિક યુવાવસ્થાના આનંદ ન ભોગવીયે તો પછી ભોગવવા ક્યારે ? આ એના જીવનનો હેતુ હતો.

અરવિન્દને જોતાં જ બટકબોલી વિનોદ બોલી, 'ઓહોહો ! અરવિન્દકુમાર ! આ નર્કાપુરી વગર ચાલ્યું નહી કે ? નહોતા આવવાના ને ક્યાંથી આવ્યા ? આ નર્કાપુરી સ્વર્ગ બની ગઇ કે તમે બગડયા ?' આટલું બોલી વિનોદ લીલા સામું જોતી ખડખડાટ હસી.

'વિનોદ બ્હેન ! આટલે વર્ષે મારા શબ્દ મ્હને સંભારી આપો છો તે તમારો ઉપકાર ! ખરે એ શબ્દે જબરી અસર કરી હો !'

'તો ! હું તો દરેકે દરેક વાત ધ્યાનમાં રાખું છું. સમજ્યા ? કેમ લીલા ! વાટય જોવડાવીને આવી નહિ ? મયદાનીઆમાં ગઈ હતી ?'

એ સખીઓ વાતમાં પડી અને અરવિન્દ ઉઠવા જતો હતો ત્યાં લીલાની માતા બોલી,

'અરવિન્દ ! મુંબાઈમાં ક્યાં સૂધી રહેવું છે ? બહુ વખત નહિ રહેવાના હો. ત્હમારી જાગીર તમારા વિના સૂની પડશે, કેમ ખરૂં ને ? વળી તમે ત્યાંના ઓનરરી માજીસ્ટ્રેટ પણ છો ને ?'

'ના જી. એનું તો મ્હેં રાજીનામું આપી દીધું છે. હું અહીં થોડા દિવસ રહીશ.'

એટલામાં બે ચાર જણનાં પગલાં સંભળાયાં અને લીલાનું બેન્ડ-સ્ટેન્ડ ઘરમાં જ થયું.

આ આવનારાઓમાં એક તરફ લીલા, વિનોદ અને લીલાની માતાની નજર હતી. એને જોતાં જ વિનોદ—પરણેલી વિનોદનું હૈયું ઉછળવા લાગ્યું, આંખો વિશાળ થઇ, મો મલકાયું. લીલાનો હ્રદય-માંથી સંતાપ ગયો, પણ તેને બદલે શરમ સ્પષ્ટ દેખાઈ. એની આંખો

નીચી નજરે એ મૂર્તિને જોવા લાગી. અને લીલાની માતા તો ઘડીમાં અરવિન્દ તરફ તો ઘડીમાં એની તરફ જોઈ સરખામણી કરવા લાગી.

અરવિન્દને તરત જ લાગ્યું કે એજ ભૂજંગલાલ હોવો જોઇએ. અરવિન્દ દુશ્મનને પણ અન્યાય કરે એવો નહોતો. ભૂજંગલાલને જોતાં જ—એને પોતાની જાત સાથે સરખાવતાં જ લાગ્યું કે ભૂજંગ-લાલ દેખાવે એવો હતો કે સ્ત્રીજાતને પ્રિય થઈ પડ્યા વિના રહે જ નહી. ઉંચો, બાંધી દડીનો, ગૌર વદનનો, માંસલ શરીરનો, મોહક ચહેરાનો ભૂજંગલાલ નેત્ર અને હૃદયને ઠારે એમ હતો. એનો ડ્રેસ, એની વાળ ઓળવાની છટા, એની ઘડીયાળનો અછોડો, એનો રૂમાલ, એનો કફ, કોલર એના સૌંદર્યમાં વધારો કરતા હતા. ઇશિકી જવાનને બદલે એક હોંશીયાર, બુદ્ધિશાળી, રાજકુમારમાં ખપી જાય એવો હતો. ભૂજંગલાલે વિનોદ—લીલાને નમસ્કાર કર્યા. અરવિન્દ પોતાના હરીફ અને લીલાના ચહેરા સામો જોતો ઉભો રહ્યો, એટલામાં લીલાની માતાએ આવી એકબીજાની ઓળખાણ કરાવી.

'અરવિન્દ! આ ભૂજંગલાલ!'

'ભૂજંગલાલ! આ અરવિન્દ!'

તે બન્નેએ શેકહેન્ડ કર્યા.

'અરવિન્દ! હું તમને આવ્યો તેવામાં જ મળવાનો હતો, પણ એટલામાં તો તમે ચાલ્યા ગયા.'

ભૂજંગલાલના આ શબ્દ વિનોદને કાને પડ્યા અને અરવિન્દને ચ્હીડવવામાં આનંદ માનતી વિનોદ બોલી ઉઠી—

'અરવિન્દ કુમારને શહેરમાં રહેતાં કીડીયો ચ્હડે છે. આ નર્કાપૂરી લાગે છે. એમને તો ગામડું એ જ સ્વર્ગ લાગે છે.'

ભૂજંગલાલે વિનોદ તરફ જોયું, સ્હેજ સ્મિત હાસ્ય કર્યું ને અર-વિન્દને કહ્યું:

'ત્યારે તો સામાન્ય રીતે ગામડાનું જીવન ગમે છે એમ ને? એ નિરસ, નિરૂદ્યમી નથી લાગતું? શિયાળામાં તો લાગતું જ હશે.'

'એવું કાંઈ જ નહીઃ નિરૂદ્યમી ને નિરસ લાગે, તે તો શહેરમાં પણ એજ.'

આમ વાતો ચાલી. આ વાતોમાં વિનોદ, ભૂજંગલાલ અને માતાને રસ પડતો. લીલા ભૂજંગલાલને ચહાતી, પણ પોતાના પ્રિય અરવિન્દને વિનોદ ચ્હીડવતી તે જરાયે ગમતું નહિ. અરવિન્દને જવાનું મન હતું, પરન્તુ એ એટલા નબળા મનનો હતો કે જવાની રજા માગતાં પણ ગભરાતો. એટલામાં લીલાનો પિતા અંદર આવ્યો, અને એકદમ અરવિન્દ પાસે ગયો. 'ઓહો! અરવિન્દ! ત્હમે ક્યારના આવ્યા છો? મ્હને કેમ કહેવરાવ્યું નહી? મારા રૂમમાં આવવું હતું. મ્હને ખબર જ નહી. તમે આવ્યા તે ઠીક થયું. આજ અહીં જ રહે જો.

લીલા પોતાના પિતાના સામું જ જોઇ રહી હતી. એક વખતના પ્રિય અરવિન્દને પિતાને આમ સ્નેહથી બોલાવતા જોઇ વિચાર કરવા લાગીઃ 'પિતા એમ માને છે કે હું અરવિન્દની થઇશ! અરેરે! મ્હારી ના કહેવા પછી પિતાનો આ સત્કાર એમને કેવો લાગતો હશે! ભૂજંગલાલને ના કહું, ભૂલ સૂધારૂં?' આ વિચાર કરે છે ત્યાં હૃદયમાં પવિત્ર વિચાર આવતાં સેતાન, પાપવૃત્તિ બળવાન થાય તેમ ભૂજંગલાલ આવ્યો ને લીલાની નજરેથી–હૃદયમાંથી અરવિન્દ ખસી ગયો.

આવતા અડવાડીયામાં સંગીત પ્રાર્ટી છે એ વાત ચાલી. 'લીલા! એ સંગીત પાર્ટીમાં આવશો ને?' આટલા શબ્દ અરવિન્દને કાને પડયા. અરવિન્દને હવે અહીં રહેવું એ ભારે થઈ પડયું. જેને માટે સ્વર્ગ છોડી નર્કાપૂરીમાં આવ્યો હતો, જે આશાને લીધે જીવન હતું તે આશા નષ્ટ થઇ–તે લીલાએ ના કહી–પછી પોતાની જ સન્મુખ પોતાની પ્રિયને અન્યની સાથે હાસ્યવિનોદ કરતી કેમ જોઇ શકાય? જતાં જતાં અરવિન્દે પાછું જોયું. લીલા અને ભૂજંગલાલ વાત કરતાં હતાં, હસતાં હતાં અને ત્હેની સામું જાતાં હતાં. શંકિત હૃદયને એમજ થયું કે એ ત્હેને બનાવતાં હતાં. ભૂજંગલાલ તો બનાવે, પણ લીલા! એક વખતની પ્રિય લીલા, ત્હેને ચાહનારી લીલા પણ બનાવે! કોણ સાચું? શું સાચું?

---

## પ્રકરણ ૧૦ મું.

## ભૂજંગલાલ.

ભૂજંગલાલે ગૃહજીવનનો બીલકુલ અનુભવ લીધો નહોતો. એમના મનથી તો ઘર એ એક જાતની બેડી હતી. મરજીમાં આવે ત્યારે અને ફાવે ત્યાં ફરવું, એ જ ઉચ્ચ જીવન માનતો. અને દુર્ભાગ્યે સંયોગો પણ એવા જ મળ્યા હતા. ભૂજંગલાલની માતા નંદા યુવાવસ્થામાં અત્તરભરી રહેતી, એક એક કીમતી સાળુ રોજ બદલતી, રસ્તામાં જતાં ઉંચા અત્તરથી ચોગરદમ સુગંધ ફેલાવતી, અને અનેક ભમરા એ સુગંધથી આકર્ષાઈ ફરતા. ભૂજંગલાલનો જન્મ થતાં જ પતિ ગુજરી ગયા અને અઢળક પૈસાનાં નંદા શેઠાણી સ્વતંત્ર માલીક થયાં. વૈધવ્યનાં ચાર વર્ષ શોક પાળ્યો—ખૂણો પાળ્યો, કાળો પોશાક અને સાત્વિક ખોરાક રાખ્યો. સમય જતાં પુત્રને ઉછેરવા, પુત્રમાં પતિનો આત્મા માનવા ચાર સહીયરો—પાડપાડોશીઓએ કહ્યું. ખરતાં આંસુ અને ધડકતે હૃદયે નંદાએ શોક મૂકયો અને કમાનરૂપ મન બીજે છેડે જઇ બેઠું. બ્હાર ફરવા હરવા લાગ્યાં. પૈસાને લીધે બા, બા થવા લાગ્યાં, ખુશામત પ્રિય થઈ પડી. મંદિર, દેવદર્શન અને લગ્ન, પાર્ટીમાં ધીરે ધીરે જવા માંડયું.

સોસાયટીમાંથી નિમંત્રણ આવવા લાગ્યાં, આગ્રહ થવા લાગ્યો અને નંદા હવે નિશ્ચિંત ફરવા હરવા લાગ્યાં. વૈધવ્યનો પણ ફેશનેબલ ડ્રેસ પહેરવા માંડયો. સોનાની નાજુક બંગડીઓ, કાળો કિંવા સાવ સફેત સાલ્લો, ઉંચી ફલાલીનની ચોળી, તે ઉપર દોઢસો રૂપીઆની શાલ, પગમાં કાળા મુખમલના બૂટ, હાથમાં પૈસાની મુખમલની બેગ એ નંદાનો વૈધવ્યનો પોશાક હતો. ભૂજંગલાલને માટે અનેક સારા ખોટા પુરૂષને મળતાં, પૈસાના મદમાં ગમે તેમ બોલતાં અને સધવા વૈધવ્ય ભોગવતાં હોય તેમ જનસમાજને લાગતું. ભૂજંગલાલને કેળવવા માસ્તરો રાખ્યા હતા. નિશાળે જતા ભાઇને પાણી પાવા,

ખાવાનું ખવડાવવા એક માણસ નિરંતર પાસે રહેતો. એ જાતે ગરાસીયો હતો, યુવાન હતો, સહેલાણી હતો. ગાડીમાં જતાં જતાં, નિશાળે બે વાગ્યે છૂટીમાં, સાંજના ઘેર આવતાં ગાડી જૂદે જૂદે રસ્તે હંકાવતો અને ભુજંગલાલને મુંબઇનો અનુભવ આપતો. ભૂજંગલાલનો પિતા નહોતો, પણ મુંબઈમાં ભણેલા તેમજ અભણ હજારો શેઠીયા પૈસાદાર છે, જેઓ છોકરાં બગડી ન જાય માટે માણસો રાખે છે, ગાડી કિંવા મોટરમાં નિશાળે મૂકવા મોકલે છે. તે જે માણસો રાખે છે એ જવાબદારી પણ ન સમજે તેવા, હલકા, ઓછા પગારના માણસો રાખતા હોવાથી, આટલી દેખીતી કાળજી છતાં બીચારાં છોકરાંનાં જીવતર બરબાદ જાય છે. ત્હેમના હૃદયમાં અનીતિનાં બીજ વવાય છે. ભૂજંગલાલનું પણ એમ જ થયું. મૂળ માતાના સંસ્કાર પડેલા તેમાં સ્વતંત્ર જીવન અને હલકી સંગત પછી પૂછવું શું?

ભૂજંગલાલ જેમ તેમ કરતાં કોલેજ સૂધી પહોંચ્યા. સોસાઈટીમાં ખપાવું હોય, એના લાભ લેવા હોય તેટલા માટે પણ હાલમાં કોલેજના શિક્ષણની જરૂર છે, અને ભૂજંગલાલે તે શિક્ષણ લીધું હતું. ખાનદાન કુટુમ્બ, જાગીરદાર એટલે 'કેડેટકોર' માં દાખલ થયા હતા, અને જરૂર પડે લશ્કરી નોકરીમાં સરકાર તરફથી હાજર રહેવા ફરમાન આવતું. સુરતમાં જાગીર સંભાળવી એમને પસંદ નહોતું, મુંબાઇનો મોહ હતો. કોલેજ જીવનમાં મોહમયી મુંબાઇએ જાળ પાથરી હતી એટલે મુંબાઇ–મુંબાઇનાં સ્વપ્નાં આવતાં હતાં. આખરે માતાને સમજાવી મુંબાઇ આવ્યો! ક્યાં સુરત અને ક્યાં મુંબાઇ! ભૂજંગલાલને મુંબાઇ–અલબેલી મુંબાઈ, ઇંદ્રપુરી કરતાં પણ સરસ લાગે એમાં શી નવાઈ! નહિ, નહિ, પણ થોડીએ લાજ કાઢતી, આછું ઓઢતી, મર્યાદા રાખતી, પુરૂષ વર્ગ સાથે ન બોલાય એમ માનતી સુરતની સ્ત્રીઓ ક્યાં અને સોસાઇટીમાં, પાર્ટીમાં, મોટર, ગાડી, બેન્ડસ્ટેન્ડ કે ચોપાટી ઉપર વિના સંકોચે હરતી ફરતી, 'અપ ટુ ડેટ' ફેશનનાં કપડાં પહેરતી, ગમે તેની સાથે નિડરતાથી વાત કરતી મુંબાઈની

સુંદરીઓ ક્યાં ? મુંબાઈ આવતાં જ એ સુપ્રસિદ્ધ ક્લબો, સંસ્થાઓનો મેમ્બર થયો. એ મેમ્બર થતાં જ આમંત્રણપત્રો આવવા મંડયા, અને મહિના માસમાં અનેક લલનાઓના પ્રસંગમાં આવ્યો. પોતે બુદ્ધિશાળી, શરીરે સૌંદર્યવાન, કપડાંમાં ઠીકઠાક અને બોલવામાં, સભ્યતામાં ચતુર એટલે ભૂજંગલાલ સર્વમાં પ્રિય થઈ પડયો. ભૂજંગલાલ વિનાની પાર્ટી સુષ્ક, નિરસ લાગતી. સુરત, રડતી સુરત જ લાગ્યું, અને મોહમયી મુંબાઇ અલબેલી મુંબાઇ જ લાગી. ભૂજંગલાલે આવતાંની સાથે જ નિમિત્ત ક્હાડી જ્ઞાતિનું સંમિલન કર્યું અને તે દ્વારા સ્વજ્ઞાતિમાં જાણીતો થયો. મુંબાઇમાં પોતાની જ્ઞાતિનાં કોણ કોણ છે તેથી વાકેફ થયો અને તે જ દિવસે લીલા નજરે પડી. ક્લબમાં અને ઘણી વાર લીલાને ત્યાં જ ભૂજંગલાલ લીલાને મળતો. અંતે દિવસ જતાં લીલાનું હૃદય ભૂજંગલાલ તરફ આકર્ષાયું. અરવિન્દ ચાલ્યો ગયો હતો. બીજી વાર અરવિન્દ પાછો આવશે એવો ખ્યાલ પણ નહોતો. ભૂજંગલાલ ન્યાતીલો હતો, કુંવારો હતો, પૈસાદાર હતો, સર્વ રીતે મનને રૂચીકર હતો, તો પછી લીલા જેવી આકર્ષાય એમાં આશ્ચર્ય શું ? એ આકર્ષણ સ્નેહમાં બદલાય, સ્નેહનું રૂપ લે એ અસંભવિત નથી. પરન્તુ ભૂજંગલાલનું કેમ ? ભૂજંગલાલ બાલ્યાવસ્થાથી જ સ્વતંત્ર રીતે ઉછર્યો હતો; ઘરમાં પણ માતાને સ્વતંત્ર જોઇ હતી. પતિપત્ની એક બીજાના અંકુશમાં હોય છે અને એ અંકુશની છાપ નિર્દોષ દેખાતા બાળકના ઉપર જાણ્યે અજાણ્યે પડે છે. નંદાના સંબંધમાં એમ નહોતું. ભૂજંગલાલને પણ અંકુશ જોઇતું નહોતું. બંધન વિના જ મનમાન્યો આનંદ કરવો એ જ જીવનનો હેતુ હતો. દુનિયા આગળ વધતી જાય છે. સુધરેલા મુલકમાં છેડાછૂટકા વધતા જાય છે. નજીવાં લાગતાં કારણથી પતિપત્નીનો સંબંધ તૂટે છે, કેવળ અજ્ઞાનમાં જુમતા દેશોમાં લગ્ન એ મરણ પર્યન્તનું બંધન છે. જો એ બંધન રાખવું હત તો પશુ પ્રાણીમાં એ બંધન પરમેશ્વરે કેમ ઉત્પન્ન કર્યું નથી ? તો પછી મનુષ્યને એ બંધન શા માટે જોઇએ ? જેમ માણસો સુધરતા

જશે, એમની સ્વતંત્ર બુદ્ધિ ખીલશે, તેમ તેમ લગ્નબંધન ઓછાં થશે, અને થવાં જ જોઇએ એમ ભૂજંગલાલ માનતો. લીલાની સાથે લગ્નથી બંધાવું એ એનો જરાયે વિચાર નહોતો. એક બાલક એક રમકડા સાથે રમતું હોય ને ત્યાં બીજું રમકડું જુવે, પેલું નાખી દે ને બીજું લે, ત્રીજું આવતાં બીજું નાખી દે અને પેલા કે બીજા માટે જરાયે દીલગીર ન થાય, તેમ ભૂજંગલાલનું હતું. ઘડીભર મોજ-વાર્તા-વિનોદ કરવાનું સાધન સ્ત્રી શિવાય બીજું શું હોય? એટલું જ માની કલબોમાં અથવા બીજે સ્થળે યુવતીઓ સાથે હાસ્ય વિનોદ તે કરતો. જો કોઇએ એને એમ કહ્યું હતે કે 'પરણુવાનો વિચાર છે માટે લગ્ન-દિવસ નક્કી કરો, એ ન પૃછવાથી લીલા દીલગીર થાય છે' તો ભૂજંગલાલ માનત નહી. લગ્ન પહેલાં જે આનંદ હોય છે, જે હોંશ, ઉમંગ, સુખનાં સ્વપ્નાં હોય છે તે આનંદ-તે હોંશ-ઉમંગ-સુખનાં સ્વપ્નાં પછી નહી રહે એમ એને શંકા હતી, અને તેટલા જ માટે માટે એ આશા નિરાશા ન થાય એમ ઇચ્છતો. આટલા જ માટે લગ્નનું નામ આવતાં ચમકતો. ભૂજંગલાલને મન લગ્નવાળી પરણેલી જીંદગી કેદખાનું હતું— હાસ્યજનક હતી.

લીલાની માતા ને લીલા તો એમ જ સમજ્યાં હતાં કે ભૂજંગલાલ લગ્નની વાત છેડશે. પણ તેમાંનું કાંઇ જ થયું નહી, અને માતા ને પુત્રી કાંઇક નિરાશ થયાં. આથી ઉલટું ભૂજંગલાલ વધારે ઉત્સાહિત બન્યો હતો. મુંબાઇમાં આવ્યા પછી પોતાની જ્ઞાતિની તેમ જ બીજી યુવતીઓના પરિચયમાં ભૂજંગલાલ આવ્યો હતો. એમની સાથે લીલાને સરખાવતાં લીલા વધારે નિર્દોષ, વધારે ખુબસુરત, વધારે પવિત્ર, લાગી. ઉંમર લાયક સ્ત્રીઓ, અવિવાહિત કન્યાઓ, આટલી પવિત્ર, આટલી નિર્દોષ હશે એ આજે જ જાણ્યું. પોતે તેવું જગત એમ માનનાર ભૂજંગલાલ ઢીલો થયો. ખરેખર, પુરૂષો કરતાં સ્ત્રીઓ હજાર દરજ્જે નિર્મળ હોય છે એ વાત આજે સમજ્યો, અને લીલાના સહવાસમાં-એ પવિત્ર દેવીના પરિચયમાં-પોતે સુધર્યો-સુધરશે એમ

ક્ષણવાર લાગ્યું. લીલાના પરિચયમાં આવતાં સાંજ ક્યાં ગાળવી એ પ્રશ્ન નહોતો રહેતો. બીજી ક્લબોમાં, બીજી યુવતીઓની વાતોમાં, એમના સંગાતમાં ભૂજંગલાલને મજાહ જ નહોતી પડતી. લીલા વિનાનો દિવસ રાત્રી સમાન હતો, લીલા વિનાની ક્લબ શૂન્યવત્ ભાસવા માંડી. લીલા વિના જગતમાં કોઈ યુવતી જ નથી એમ માનવા લાગ્યો.

## પ્રકરણ ૧૧ મું.

### સ્ટેશન ઉપર.

નંદા ગુજરાત મેલમાં આવનાર હતી એટલે ત્હેને લેવા ભૂજંગલાલ સ્હવારના ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર ગયો. પ્લૅટફૉર્મ ઉપર દાખલ થતાં જ ગાડીને કેટલી વાર છે એની તપાસ કરી, ઘડિયાળ જોઇ વખત હોવાથી પ્લૅટફૉર્મ ઉપર ફરવા લાગ્યો. ભૂજંગલાલ પોતાના સૌંદર્યના, પોતાના પોશાકના, પોતાની મનકામનાના વિચાર કરતો, ફૂલાતો આમતેમ ફરતો હતો, ત્યાં સામેથી વસંતલાલ આવ્યો. એક બીજાને ઓળખતાં જ શેકહેન્ડ થઇ અને ભૂજંગલાલ બોલ્યો,

'વસન્તલાલ! અત્યારમાં ક્યાંથી ?'

'તરલા આવે છે તેને લેવા. તરલાને ઓળખો તો છો ને ?'

તરલાનું નામ કાને પડતાં જ ભૂજંગલાલ ચમક્યો. એણે તરલાને જોઈ હતી, તરલાની ખુબસુરતી વિશે સાંભળ્યું હતું. તરલા અત્યારે જ નજર આગળ ઉભી હોય એમ લાગ્યું, અને તરલ[1] આંખે તરલાનું ગૌરવદન, સ્મીત હાસ્ય અને માંસલ શરીર નિહાળતાં ચિત્તવૃત્તિનો ખળભળાટ અનુભવવા લાગ્યો.

'હા! ઘણું કરીને મ્હેં જોઇ છે ખરી.'

'તરલાને વખતે હમણાં નહી જોઈ હોય પણ એના ભવિષ્યના પતિ સુમનલાલને તો ઓળખતા જ હશો. એ તો જાણીતા છે.'

---

૧ ચંચળ.

'હા, એમને ન ઓળખું એમ હોય ?'

મ્હોટા માણસને આપણે ઓળખીએ, એ ન ઓળખે તો એ મોટા માણસ. મનુષ્ય સ્વભાવ જ છે, અને ત્હેમાં પણ યુવાવસ્થાનો પ્રભાવ જ ઓર છે. પોતાની ભાવિ પત્ની, જેના સાથે આપણે લગ્નગાંઠથી બંધાવાના હોઇએ અગર તરત જ બંધાયા હોઈએ તેનાં સગાં, તેના ભાઇ, બ્હેન તરફ આપણે વધારે આકર્ષાઇએ છીએ. એમની સાથે વાત કરવામાં, એમની મશ્કરી સહવામાં આનંદ આવે છે, તે માત્ર અનુભવથી જ સમજાય એમ છે. વસન્તલાલ લીલાનો બનેવી એટલે ભુજંગલાલને વસન્તલાલ સાથે પરિચય પાડવા, એની સોસાયટીમાં રહેવા ઉત્સુકતા હતી અને આ પ્રસંગ મળ્યો.

'ભુજંગલાલ ! અરવિન્દને મળ્યા ?'

'હા, પણ એ તો વહેલા જતા રહ્યા.'

'બહુ ભલો માણસ ! કેમ ખરૂં ને ?'

'તે હશે, પણ તમને એમ નથી લાગતું કે મુંબાઇના લોકોના મગજમાં જરા સ્વતંત્રતાનો પવન ખરો. તમારા જેવા તો અપવાદ રૂપ જ હોય. બીજાને ઉપદેશ આપતા હોય તેમ જ બોલવાના. અમે જ બધું સમજીએ છીએ એવો ફાંટો તો ખરો.'

વસન્તલાલને હસવું આવ્યું ને બોલ્યોઃ–'તમે કહો છો તેમાં કાંઇક સત્ય હશે, પણ અરવિન્દના સમ્બન્ધમાં તમે તદ્દન ખોટા પડશો. અરવિન્દ બીચારો બહુ લાગણીવાળો છે, અને તેથી કોઈ વાર મુંજી થઇ જાય છે એ વાત ખરી; પણ જ્યારે આનંદમાં હોય છે, ત્યારે તો એની સાથેની વાતોમાં ઓર જ મજાહ પડે છે. હમણાં કદાચ વધારે આનંદી કે ગમગીન લાગતો હશે, તેનું તો કારણ છે.'

'તમારી સાળીનું માગું કર્યું છે માટે કે ?'

'તે સંભવિત છે. લીલાને ઘણા સમયથી તે ચાહ્યા છે.'

'હં ! ........હું ધારતો હતો......'

તમારી પ્રિય વસ્તુ બીજો લેવા આવે તો કેવી સંતાડી દો છો? એ વસ્તુનો કોઈ હકદાર જાગ્યો છે જાણી તમને કેવો આઘાત થાય છે? ભૂજંગલાલને એવો જ આઘાત થયો. પોતાના હાથમાંથી લીલા ઝુંટાઇ જતી હોય–અત્યારે જ ગઈ હોય એમ લાગ્યું, અને એનો આનંદ ક્ષણવાર ઉડી ગયો. પરન્તુ ભૂજંગલાલ પહોંચેલ, દુનિયાનો અનુભવી હતો એટલે ડાવકું મોઢું રાખી બોલ્યો,

'ચાલો! ટ્રેઇન આવી.'

ટ્રેન આવી અને સ્ટેશન ઉપર ધમાલ ચાલી. મજુરની બુમાબુમ, તેડવા આવેલા પોતાના પ્રિયજનને બોલાવતા, બુમો પાડતા આમતેમ દોડવા લાગ્યા. ગાડી ઉપડી જશે ને હમે રહી જશું એ બીકે ઉતારૂઓનો ગભરાટ રોજના મુસાફરને હસાવવા બસ હતો. ભૂજંગલાલ સેકન્ડ કલાસના ડબ્બા પાસે આવ્યો અને પોતાની માતાને જોઈ. નંદા ભૂજંગલાલની માતા હતી એટલે જ ભૂજંગલાલ નંદા પ્રત્યે કાંક માન રાખતો; બાકી એની સાથે પરિચય પડ્યા પછી એના પ્રત્યે શુદ્ધ લાગણી કે મળવાની ઉત્સુકતા રહે એમ નહોતું. માતાપુત્ર એક બીજાના ગુણદોષ સમજતાં હતાં અને એ જ પ્રમાણે વર્તતાં હતાં.

માતાને ઉતારવા બારણું ઉઘાડે છે ત્યાં એક યુવાન, સાંદર્યયુક્ત કન્યા ઉતરી. ઉતરતાં પેલી કન્યાએ સામું જોયું, એ બન્નેની ક્ષણવાર આંખ મળી. પેલી કન્યાના નેત્ર મારફત હૃદયમાં ભૂજંગલાલની છબી પડી. પણ એ છબી કાચ ઉપર ઉઠી કે નહિ તે કહી શકાતું નથી. આ ચહેરો જોયો હોય–વખત છે તરલા જ હોય એમ ભૂજંગલાલને લાગ્યું. પણ અત્યારે એનો વિચાર કરવાનો સમય નહોતો. જાજરમાન માતા હજી ડબ્બામાં હતી, એને એનો સામાન ઉતારવાનો હતો અને ગાડી બહુ વાર ઉભી રહે એમ નહોતું. નંદા પુત્રને જોતાં જ તૈયાર થઈ, પાસે પડેલી પૈસાની થેલી હાથમાં લટકતી રાખી, રૂમાલ વતે મો લોયું, અને સામાન ગણી લેવા મજુરને કહી નીચે ઉતરતાં પુત્રને કહ્યું,

'મારો તાર તો પહોંચ્યો હતો ને ભૂજંગ?' ભૂજંગલાલ ડબ્બાની પાસે ઉભો રહી માતાની સાથે વાત કરતો સામાન ઉતરાવતો હતો ત્યાં પેલી કન્યા પાછી આવી. એને જોતાં જ નંદાએ ભૂજંગલાલની સાથે વાત કરવી પડતી મુકી.

'કેમ તમારા ભાઇ આવ્યા છે ને?'

નંદાના આ પ્રશ્નની સાથે જ ભૂજંગલાલના મગજ ઉપરનો પડદો ફાટયો અને આ જ તરલા છે એવી ખાત્રી થઇ.

'વસન્તલાલ આવ્યા છે, અહિં જ છે. માફ કરજો, મ્હેં ત્હમને ઓળખ્યાં નહિ. ઘણા વખત ઉપર જોયેલાં એટલે.' ભૂજંગલાલે કહ્યું.

તરલાએ સ્મિત હાસ્ય કર્યું.

'એમાં કાંઇ નહિ. મ્હેં તો ત્હમને તરત જ ઓળખ્યા હતા. ગાડીમાં તમારાં માજી સાથે તમારે વિશે અમારે બહુ બહુ વાતો થઈ હતી. પણ ભાઈ કયાં?'

ગમે તે રીતે સ્ત્રીઓને ખુશ રાખવામાં હમેશાં તત્પર રહેતો ભૂજંગલાલ એકદમ પ્લૅટફૉર્મ ઉપર દોડયો. ટોળામાંથી બ્હેનને ખોળતા વસન્તલાલને પકડી ખેંચી લાવ્યો.

ભાઇબ્હેન મળ્યાં. આ બન્નેને મળતાં જોઇ—એ બન્નેના મ્હોં ઉપર આનંદ છવાતાં જોઈ ભૂજંગલાલ ઉભો જ રહ્યો. પોતે માને તેડવા આવ્યો છે એ વાત જ વિસરી ગયો. જતાં જતાં તરલા નંદા પાસે આવી ને બોલી,

'નંદા બ્હેન! ગાડીમાં મ્હેં મારી વાત કહી કંટાળો આપ્યો છે, પણ માફ કરજો. તમને તમારો પુત્ર મળ્યો, મને મ્હારો ભાઇ મળ્યો.'

'તરલા! એમ ન બોલો. એમાં માફ શું કરવાનું છે? તમારા નાના ભાઇ માટે થાય એ સ્વાભાવિક છે, પણ શું કરીયે? ભૂજંગ! તરલાને એક છ વર્ષનો નાનો ભાઇ છે. નાનપણથી જ તરલાની સાથે રહે છે એટલે આ ફેરી મુકીને આવવું પડયું છે તે તેનો જીવ જાણે છે. પેટના છોકરા જેવું છે.'

ઝાંપા આગળ ભીડ હતી અને મજુરો સામાન બ્હાર લઇ જતા હતા, એટલે બધા પ્લૅટફૉર્મ ઉપર જ ઉભા રહ્યા. ગાડી ઉપડી, પણ બીજી જ પળે બુમાબુમ થઇ રહી. લાલ વાવટા હાલવા લાગ્યા. સ્ટેશનના સત્તાધારીઓ દોડાદોડી કરી રહ્યા, અને લોકોમાં ગભરાટ ફેલાયો. કાંઇક અકસ્માત થયો હોય એમ લાગ્યું. શું થયું ? કોણ પડયું ? કોણ ચગદાયું એ જાણવા સર્વ દોડવા લાગ્યાં. ઉભી રહેલી ટ્રેનમાંથી લોકો ડોકીયાં કાઢી જોવા લાગ્યાં. નંદા અને તરલાની છાતી ધબકવા લાગી. એમની નજર આગળ જ કોઇ ચગદાઇ ગયું હોય અને લોહી વહેતું હોય એમ એમને ભાસ્યું. ભૂજંગલાલ અને વસન્તલાલ તપાસ કરવા ગયા. સામેના પ્લૅટફૉર્મ ઉપરથી એક જણ ઉતરી આમ આવતો હતો ત્યાં એન્જીન તળે આવી ગયો અને તરત જ કપાઇ મુવો. ભૂજંગલાલે અને વસન્તલાલે આ ગરીબ નિર્ભાગી માણસને કચરાતાં, ખુંદાતાં, તરફડતાં, ચીસ પાડતાં જોયો. લોહીની છોળ ઉડી, નાળીયેરના કકડા થાય એમ એની ખોપરીના કકડા થયા. બન્ને પાછા આવ્યા અને 'ખરેખર, છાતીફાટ દેખાવ! તરલા! ત્હેં જોયું હત તો તો શું થાત!" એટલું બોલ્યા.

ભૂજંગલાલ ચૂપ થઈ ગયો. ગંભીર બન્યો એટલું એ જ. 'અને તરલા! વધારે દુઃખની વાત તો એ છે કે એની સ્ત્રી ત્યાં જ હતી. પોતાના પતિને ચગદાતાં—ચગદાયેલો જોઇ એકદમ તુટી પડી. એને —મડદાને ઉપાડતાં ત્રાયતોબા થઇ. કહે છે કે બિચારાને મોટું કુટુમ્બ છે. આખા કુટુમ્બમાં એ જ કમાનાર હતો. ગરીબ બિચારો!'

તરલાએ ભાઇના શબ્દો સાંભળ્યા કે તરત જ એ કુટુમ્બની દયા આવી. પોતાની જ એ સ્થિતિ હોય, પોતાનો પતિ ચગદાયો હોય અને પોતે-પોતાનાં છોકરાં નિરાધાર થઇ ગયાં હોય એમ એને લાગ્યું, ને ધડકતે હૃદયે બોલી,

'એ ગરીબ—નિરાધાર બાઇ અને છોકરાંને આપણે કાંઇ મદદ ન આપી શકીયે?'

તરલાનું આ વાક્ય પુરૂં થયું નહિ ત્યાં તો 'આવું છું' કહી ભૂજંગલાલ ગયો.

નંદા ઘેર જવાને ઉતાવળી થઇ હતી, પણ ભૂજંગલાલ આવે ત્યાં સૂધી એને ઉભા રહેવું પડયું, અને વસન્તલાલની વાતોમાં જાણે રસ પડતો હોય એમ ડાકરીયાં મારતી હુંકારા ભણવા લાગી.

ભૂજંગલાલ આવ્યો, માને ચાલવા કહ્યું અને સહુથી આગળ થયો. ભૂજંગલાલ, નંદા, તરલા અને વસન્તલાલ પ્લૅટફૉર્મ બહાર નિકળવા ચાલ્યાં ત્યાં સામેથી સ્ટેશન માસ્તર ઉતાવળો આવ્યો અને ભૂજંગગલાલને સાહેબજી કરી પૂછ્યું,—

'મ્હારા ડેપ્યુટી સ્ટેશન માસ્તરના જણાવ્યા પ્રમાણે તમે બસો રૂપીઆ આપ્યા છે, એનું શું કરવું છે?'

આટલું સમજતા નથી એમ મનમાં તિરસ્કાર આણી ભૂજંગલાલ બોલ્યો, 'એ પેલી વિધવા અને છોકરાંને માટે છે. એમાંથી એ બિચારાંને અવલમંજલનું જે ખરચ થાય તે આપવું, બાકી વિધવાને મળે. એમાં પૂછવા જેવું શું છે? કાંઇ તમને કે ડેપ્યુટીને આપ્યા નથી.'

વસન્તલાલ પાછળ હતો તે ભૂજંગલાલની વાત સાંભળી એકદમ આગળ આવ્યો ને બોલ્યો: 'ભૂજંગલાલ! બસો રૂપીઆ તમે આપ્યા? તરલા! કેવું દિલ! કેવા ઉમદા માણસ! માણસ તો આવા જ જોઇએ!'

બધાં પ્લૅટફૉર્મ બહાર નિકળ્યાં. નંદા અને ભૂજંગલાલ પોતાની ગાડીમાં બેસી ગયાં. લોકો ભૂજંગલાલની ગાડી પાસે ઉભા રહી 'આણે બસો રૂપીઆ આપ્યા! એમનું ભલું થજો,' એમ બોલતા વિખરાયા. પોતાના શરીરનું–મનનું તરલાને જરાયે ભાન નહોતું. સ્ટેશન ઉપર બનેલો અકસ્માત, પેલા ગરીબ માણસનું મૃત્યુ, એના શરીરનો ત્રાસદાયક દેખાવ, એની પત્નીનું કલ્પાન્ત, ભૂજંગલાલનું ઉમદા વર્તન: આ બધું એની નજર આગળ તરી આવ્યું. ભય, ત્રાસ, દયા, સ્નેહ, માન એમ જુદી જુદી લાગણીઓ થઇ આવી. એની છાતી ધબકતી હતી, હોઠ ફફડતા હતા અને આંખમાં આસું આવું આવું થઇ રહ્યાં હતાં.

ભાઇ બ્હેન સામેના પ્લૅટફૉર્મ ઉપર જઇ દાદર જવા લોકલમાં બેઠાં.

'તરલા! શું છે? આમ ગભરાઇ કેમ ગઇ છે?'

'ભાઇ! હું આવી તે જ દિવસે સ્ટેશન ઉપર જ આ બનાવ બન્યો. મ્હને તો વહેમ આવે છે. શું થશે?'

'નોનસેન્સ. એવા વહેમ શા? એમાં શું થાય છે? આજ તારી સાથે ગાડીમાં જેટલા લોકો આવ્યા તે બધા મરી જશે કે? ગાંડી, ચાલ, મનમાંથી એ વાત જ કાઢી નાખ. મુંબાઇ જેવા શહેરમાં એવા હજારો માણસો શેઠીયાની મોટર તળે ચગદાઇ જાય છે. એમને તો જરાયે થતું નથી. ગરીબ માણસો તો શેઠીયાની ગાડી તળે ચગદાય જ. એ તો એમ જ, એમ તેઓ માને છે. તારા ઉપર તો મ્હેં બહુ બહુ આશા બાંધી છે.'

'ભાઇ! ભૂજંગલાલને તમારે જુનું ઓળખાણ છે?'

'હા, ભૂજંગલાલ લીલાને પરણશે એમ લાગે છે.'

'એમ! લીલાને!' લીલાનું નામ લેતાં તરલાના હૃદયમાં કાંઇક થયું. પણ શું થયું, શાથી થયું તે સમજી નહિ. લીલા ભૂજંગલાલને યોગ્ય નથી એટલું તો થયું જ, પણ હૃદયની વ્યથા દૂર કરવા, આ વિચારો મનમાંથી કાઢી નાખવા તરલાએ યત્ન કર્યો અને બીજી જ વાત કહાડી.

'ભાઇ! તારૂં શું છે? તારો કાગળ આવ્યો ને તરત જ હું આવી.'

'તરલા! મ્હેં તને લખ્યું હતું તેમ મ્હારી સઘળી આશા તારામાં છે.'

'પહેલાં મને અથથી તે ઇતિ કહે.'

વસન્તલાલે પોતાના ઘરનો ઇતિહાસ કહ્યો. બ્હેને ભાઇને ધીરજ આપી. દાદરનું સ્ટેશન આવતાં ઉતર્યાં અને ઘરમાં દાખલ થયાં. વસન્તલાલ ઑફીસનો સમય થવા આવેલો હોવાથી પરવારી મુંબાઈ જવાની તૈયારી કરવા લાગ્યો.

# પ્રકરણ ૧૨ મું.

## નણંદ ભોજાઈ.

જ્યારે તરલા બંગલામાં દાખલ થઇ ત્યારે ચંદા પોતાના નાના છોકરાને બીજી ચોપડીનો પાઠ વંચાવતી હતી. હૃષ્ટપુષ્ટ, ગોરો, હસમુખો પણ મસ્તીખોર છોકરો હસતો રમતો પાઠ વાંચતો હતો, અને ચંદા લડાવતી, ધમકાવતી વંચાવતી હતી. ચંદા અત્યારે સ્વસ્થ હતી. 'નણંદ–તરલા આવે છે તો ભલે આવે. મ્હારે શું? હું કાંઇ કરવાની નથી.' એમ એણે વસન્તલાલને ચોખ્ખે ચોખ્ખું જણાવ્યું હતું. આમ છતાં તરલા નાતજાત સોસાયટીમાં જાણીતી છે, એક ખુબસુરત, ભણેલી સ્ત્રી છે, લોકોમાં તેને માટે માન છે, મોટાની પુત્રી છે, અને સુમનલાલ જેવા અધિકારીની ભવિષ્યની પત્ની છે, એ ચંદા સારી રીતે સમજતી. 'આવે તો ભલે આવે' એમ ચંદા બોલી હતી પણ તે ઉપરનું જ. મનમાં તો એમજ થતું હતું કે—'એમાં બિચારી તરલાનો શો વાંક? મ્હારા ઉપર તો એનો અથાગ સ્નેહ છે. નણંદ ભોજાઈ કરતાં બે બ્હેનો જેવાં છીએ. એ બિચારી આટલે દૂરથી ચાલી ચલાવી આવી છે તો શા માટે આવકાર ન આપવા? મ્હારી વાતમાં માથું ન મારે અને મ્હને ધીરજ આપવા કે સલાહ આપવા ન આવે એટલે બસ. પ્રભુ ઉપર વિશ્વાસ રાખી બેસતાં અને સહન કરતાં તો મ્હનેયે આવડે છે, એમાં એ શું કહેતી હતી?'

છોકરાને ભણાવતી હતી પણ વાંચવામાં શી ભૂલ કરે છે? 'મોટા ભાઇ, આજે ગોકળઆઠમનો મેળો છે' એમ વાંચવાને બદલે 'મોટા ભાઇ, આજે ગોળઆઠમનો મેળો છે' એમ છોકરાએ વાંચ્યું, પણ ચંદાને ત્હેનું ભાન નહોતું. ત્હેની નજર ઘડિયાળ તરફ હતી. ગાડી આવી હશે, લોકલમાં બેઠાં હશે, લોકલ આવી–હમણાં આવશે. આમ વિચારમાં હતી ત્યાં બારણું ઉઘડયું અને 'ભલે આવે એમાં

મ્હારે શું ?' કહેનારી ચંદા તરલાને જોતાં જ ઉમંગભર ઉઠી અને સામી જઈ 'બોલી, 'તરલા ! તું આવી ?'

'ભાભી ! ખરે, ત્હમને મળી આજ બહુ આનંદ થયો. કેટલે વખતે મળ્યાં ?'

રખેને તરલા અહીંની વાત જાણતી હોય–રખેને જાણી ગઇ હોય એમ બ્હીક રાખતી, પરાણે હસતી ચંદા બોલી,

'બ્હેન ! મ્હને પણ એમ જ થતું કે તરલા આવે તો સારૂં. બ્હેન ! તરલા !'

તરલાના ચહેરા ઉપરથી જ ચંદા સમજી ગઇ કે એ બધું જાણે છે, અને ત્હેમાં જ્યારે તરલાએ કહ્યું કે–'ચાલો ત્હમારા ઓરડામાં' ત્યારે તો ચંદાને જરાયે શક ન રહ્યો. વાત જ ન ઉપડે. તરલા પોતાના ભાઇનું ઉપરાણું જ લેશે એમ ચંદાને થયું.

તરલાની નજર બટુક ઉપર પડી, અને એકદમ બટુકને ઉપાડી બચ્ચીઓથી નવડાવી દીધો. નણંદ ભોજાઇ કોચમાં બેઠાં. તરલા–ખુબસુરત, આનંદી, નિશ્ચિંત તરલાને જોતાં ચંદાને કાંઇક અદેખાઇ આવી અને બોલી,

'તરલા ! તું કેટલી સુખી અને આનંદી લાગે છે ?'

'હા, ભાભી ! છે તો એમ. અને જો આ કીકી આવી. કીકી મારા મનુ જેવડી લાગે છે. ભાભી, છોકરાં ક્યાં ગયાં ? મ્હારે બધાં છોકરાં જોવાં છે.'

છોકરાંનું નામ આવતાં ચંદાને છોકરાંના પિતા સાંભર્યા અને એક ઉંડો નિશ્વાસ નાખ્યો. 'તરલા ! બધાં બતાવીશ. અત્યારે ને અત્યારે તો જતી નથી ને ? નાની તો ઉંઘે છે. જરાક ચાહ કોફી તો પીઓ !'

નણંદ ભોજાઇ ઉઠ્યાં. બીજા ઓરડામાં નાની છોકરી ઘોડીયામાં ઉંઘતી હતી તેને ઘોડીયામાં ને ઘોડીયામાં જ તરલાએ બચીઓ કરી. લુગડું બદલ્યું અને આગલા ખંડમાં આવી ચાહ પીવાની તૈયારી કરી.

નોકર ચાહના પ્યાલા મૂકી ગયો ને નણંદ ભોજાઇ એકલાં પડયાં ને તરલાએ વાત ઉપાડી.

'ભાભી ! ભાઇએ મ્હને બધી વાત કરી છે.'

તરલા આશ્વાસન આપશે, ભાઇનો વાંક કહાડશે અને રસ્તો બતાવશે એમ ચંદાને આશા હતી, પણ એમાંનું કાંઇ ન મળતાં ચંદા નિરાશ થઇ. તરલા ચંદાની અંદરની લાગણી સમજી અને બોલી,

'ભાભી ! હું મ્હારા ભાઇનો બચાવ કરતી નથી તેમ જ ત્હમને ધીરજ આપવા ઇચ્છતી નથી. બન્ને થાય એમ નથી. પણ ખરેખર ! ત્હમારી મનની સ્થિતિ સમજી મ્હને ત્હમારે માટે બહુ થાય છે.' આટલું કહેતાં તરલાની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. ચંદાની પાસે ગઈ અને ત્હેને બ્હેનની માફક છાતી સાથે દબાવી. ચંદા જરા પણ સામી થઇ નહી.

'તરલા ! આ દુનિયામાં મને કોઇ શાન્ત કરે એમ નથી. હવે મ્હારા સુખનો તો અન્ત જ આવ્યો."

તરલાએ ભાભીનો હાથ પોતાના હાથમાં લીધો. સ્નેહથી પંપાળ્યો અને બોલી: 'ભાભી ! શું કરવું ? આનો રસ્તો શો ?'

'રસ્તો ! રસ્તો કાંઈ જ નહી. ઘણીવાર થાય છે કે સાહેબ લોકો કે પારસીઓ માફક છૂટાછેડા કરવાનો રીવાજ હત તો સારૂં, હું છૂટી થાત. પણ વળી થાય છે કે એ છૂટાછેડાના રીવાજથી ખરી શાન્તિ મળે ખરી ? ખરી ખૂબી સહન કરી સંસાર સુધારવામાં છે કે આમ ન સહન કરી છેડાછૂટકા કરવામાં છે, તે સમજણ નથી પડતી. પણ તરલા ! મ્હારા સુખનો તો છેડો જ હોં. શું કરૂં છોકરાં છે, નહી તો પીયર જઈ રહેત. આટલી ઉમરે છોકરાંને મૂકી ત્યાં રહું તો ખોટું કહેવાય. તરલા ! હવે તો એમને જોઉં છું ને મ્હને કાંઇ કાંઇ થઇ જાય છે. છોકરાંને મૂકી જવાતું નથી, અને એમને જોઇ પહેલાંનો સ્નેહ સંભારી દુ:ખી થાઉં છું.'

'ભાભી ! ભાઇએ મ્હને બધી વાત કરી છે. હવે તમારે જે કહેવું હોય તે કહો. જરાયે જરા કહો.'

તરલાના શબ્દમાં, તરલાની આંખોમાં, તરલાના ચહેરામાં એવી તીવ્રતા, એવો સ્નેહ, એવી લાગણી હતી કે ચંદાને એમ જ થયું કે તરલા આવી તે સારૂં જ થયું. તરલા સામાન્ય સ્ત્રી નથી પણ શાન્તિદેવી છે.

'તરલા ! સાંભળ. મ્હારો વિવાહ થયો ત્યારે ત્હારો તો જન્મે નહી અને હું બહુ નાની. આપણા રીતરીવાજ પ્રમાણે મ્હને ભણાવી ગણાવી. મ્હને દુનિયાનો અનુભવ જ નહી. પતિવ્રતપણા માટે મ્હેં બહુ વાંચેલું, સાંભળેલું, પણ પુરૂષોએ પત્નીવ્રત રાખવું એ સંબંધી બહુ વાંચેલું નહી. હું તો એમજ સમજતી કે જેમ પત્નીએ પતિવ્રત રાખવું તેમ પુરૂષોએ પત્નીવ્રત રાખવાનું હશે. સરખેસરખી છોકરીઓ મળીયે ને કદી કોઈ છોકરાની વાત નીકળે તો બધાં અમને લડતાં. વર સિવાય કોઈની વાત થાય જ નહી. જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ ફરતાં હરતાં પરણ્યા પછી જોયું તો પુરૂષો બીજી સ્ત્રીઓની ગમે તેવી વાત કરે ને કોઇ એમ ના કરવા કહે જ નહી. એક ઉપર બીજીની વાતો થાય. માંદી પડે ત્યાંથી બીજી ખોળાય, એ તો મુવું ઠીક, પણ બીજી પરણેલી સ્ત્રીઓની પણ પોતે પરણેલા છતાં વાતો કરે તે જાણે મહત્વની વાત જ નહી, અને કદાચ કોઇ સ્ત્રી અમથી જ પુરૂષો દેખતાં મોટેથી હસી હોય તો ત્હેની અથાગ નિંદા થાય. બ્હેન ! આપણે પતિવ્રત પાળીયે ને પુરૂષોએ પત્નીવ્રત ન પાળવું ? ખેર ! તરલા ! જો મ્હેં ત્હમારા ભાઇ શિવાય કોઇનાએ વિચાર કર્યા હોય તો મ્હારા જીવના સમ, અને એમના મનમાં પાપ હશે તે હું જાણતી નહી. પરણેલા પુરૂષો બીજી સ્ત્રીનો વિચાર કરતા હશે, કરે તો લોક-નિન્દા નહી થતી હોય એનો મ્હને વિચાર પણ નહોતો. એમને હું પરમ પવિત્ર માનતી. અમારાં જેવાં પવિત્ર-સ્નેહાળ દંપતી કોઇ જ નહિ હોય એમ માનતી. આવી માન્યતા હોય, સ્નેહ હોય, ત્યાં અણુ-

વિશ્વાસ છે. એક અપવિત્ર છે એ જાણતાં બીજાંની શી સ્થિતિ થાય તે સમજી શકાય એમ નથી. મ્હારા શિવાય–મ્હારા બદલે બીજીને સ્થાન આપ્યું છે એ જાણતાં જ મ્હારૂં હૃદય ચીરાઈ જાય–ગયં. તરલા! આખું આભ તૂટી પડયું. હું મ્હારા પતિ માટે, પતિના સ્નેહ માટે, અભિમાન કરતી પણ જ્યારે તેમના જ ઉપર કોઇ બીજીનો–ચાર બદામની મહેતીજીનો કાગળ આવ્યો—મ્હેં તે વાંચ્યો ત્યારે શું થયું હશે તે, બ્હેન! ત્હારાથી સમજાય એમ નથી. તરલા! આપણે પણ એવો રસ્તો પકડીયે તો આપણા પતિને પણ એમ જ થાય. કેટલો વિશ્વાસ! કેવો વિશ્વાસ! પિંગળાના વિશ્વાસમાં ફસાયેલા ભર્તૃહરીને ત્હેની બેવફાઇ જાણીને ઘા લાગ્યો હતો તેવો જ ઘા મ્હને લાગ્યો છે."

ચંદા બોલતાં બોલતાં ઉશ્કેરાઇ ગઈ હતી. આંખમાંથી ચોધાર આંસું ચાલતાં હતાં. સ્નેહ સંભારી સંભારી રોતી હતી.

'તરલા! હું મ્હારા પતિને બેવફા નહોતી માનતી. મારે કાને વાત આવી તે મ્હેં એકદમ માની નહી–માની નહોતી. માણસ જાત છીએ, પાપથી ભરેલાં છીયે, કોઇ પ્રસંગને લીધે–મનોનિગ્રહ ન હોવાને લીધે ભૂલ કરીયે, તેમ એમણે કરી હશે, પરન્તુ મ્હારા ઉપરનો સ્નેહ તો કાયમ જ હશે. પણ જ્યારે કાગળથી જણાયું કે આવો છૂપો સંબંધ ઘણા દિવસનો છે ત્યારે તો મ્હારી હિમત ન રહી. સ્નેહીને દગો! એક નિર્દોષ, વિશ્વાસુ પત્નીના સ્નેહ ઉપર કાતર! તરલા! આટલે વર્ષે, મ્હોટાં છોકરાંની નજરે મ્હારી અને એમની શી આબરૂ?'

'ભાભી! ભાભી! છાનાં રહો. હું તમારી સ્થિતિ સમજું છું, પણ મારે પણ કહેવું જોઇએ કે ભાઇ હવે બહુ પસ્તાય છે. એમના સામું જોવાતું નથી. મ્હારો ભાઈ ઉંચેથી નીચે જોનારો નહી તે જ નીચેથી ઉંચે જોઇ શકતો નથી. ભાભી! જે કીકી–ગનુ વગર ભાઇને ગમે નહી તે જ ભાઈ છોકરાંને જોઇ આંખમાં પાણી લાવે છે. તમારો ગુન્હેગાર છે, પત્નીના હૃદયને પોતે ચીરી નાખ્યું છે, એમ તે સમજે છે, અને ભાભી એની ભૂલ છે, ગંભીર દોષ છે, છતાં ત્હમને ચાહતો નથી

એમ નહી. પેલો સ્નેહ નથી—માત્ર પાપવાસના છે. એ વાસના ઉપર હવે એ જય મેળવશે—મેળવ્યો છે. પતિતને પાવન કરવાનું સાધન સ્ત્રીઓ છે—પવિત્ર સ્ત્રીઓ છે. ભાભી, ત્હમારી પવિત્રતા, ત્હમારી પ્રીતિથી એ ત્હમારો છે ને ત્હમારો થશે. ત્હમે એને માફ આપશો કે કેમ ?

"હતાં તેવાં પાછાં વર—વધુ અમો તો થઇ ગયાં."

'એમ તમે થશો કે કેમ એ હજાર વાર પૂછે છે.'

ચંદા તરલાના સામું જ જોઇ રહી ને બોલી, 'તરલા ! એમને હવે થાય છે એ જાણું છું અને પાપ કરનારને અંતઃકરણનો ચાબુકનો માર ઓછો નથી. પણ ક્ષમા ? એ ક્ષમા કેવી રીતે અપાય ? શું હું મારી જાતે બીજીની સાથેનો વ્યવહાર જોઇ રહું ? તરલા ! પતિના સ્નેહનો ત્હમને હજી પુરેપુરો અનુભવ નથી. લગ્ન પહેલાના સ્નેહનો અનુભવ છે પણ પતિ પત્નીના સ્નેહનો અનુભવ નથી. પતિ કે પત્નીથી પોતાની પ્રિય વસ્તુ બીજાની થાય તે ન જોવાય હો ! શું એને ભૂલી જશે ? મ્હને પાછી હૃદયમાં રાખી શકશે ? હવે જે પહેલાં સુખ હતું તે જ દુઃખ છે. શું પુરૂષો વાસ્તવિક રીતે સ્ત્રીને ચાહ્ય છે ખરા ? એ અમારા સ્નેહના ભૂખ્યા છે કે અમારા યૌવનના—રૂપના ? અમારૂં રૂપ, અમારૂં સૌંદર્ય, અમારી શક્તિ ગયાં હોય તો ત્હેના જવાબદાર પુરૂષો જ છે. તેમ ન હોયતો પછી અમને છોડી બીજે શા માટે જાય ? પત્ની તરીકે, ગહિણી તરીકે, એમનાં છોકરાંની માતા તરીકે મ્હારામાં જે હતું તે મ્હેં એમને માટે વાપરી નાખ્યું. હવે જ્યારે મ્હારામાં કાંઇ રહ્યું નથી ત્યારે એ બીજી—તરલા ! એનો વિચાર જ આવતાં કંપારી છૂટે છે. અરે ! મ્હારા જ ઘરમાં એમણે મ્હારી અનેકવાર ટીકા કરી હશે. તરલા ! ના. નહી બને ! એમનો ઢોંગ છે, એ મને છેતરે છે. હવે એ મને ચાહ્ય છે ? ન બને. આ જ ગનુને ભણાવતાં પહેલાં મ્હને કેટલો આનંદ પડતો, અત્યારે એ જ ભારરૂપ લાગે છે. હું શા માટે ભણાવું ? છોકરાં ન હત તો કેવું સારૂં ! પશ્ચિમમાં સ્નેહનો તિરસ્કાર થાય છે. આમ જ એક-

બીજાનાં ખૂનો થાય છે. ને થાય જ. લાગણીનું જોર એવું જ છે. હું આર્યદેશમાં ઉછરી છું. ખૂનામરકી અમારૂં કામ નહી. ક્ષમા ? તરલા ! તમે શા માટે આવ્યાં ?'

'ભાભી ! તમે અત્યારે ઉશ્કેરાઇ ગયાં છો, અને એને લીધે તમે ખરી વાત જોઇ શકતાં નથી.'

ચંદા ધીરી પડી, શાંત થઇ ને બોલીઃ

'તરલા ! ત્યારે તું જ કહે મારે શું કરવું ? મને તો કાંઇ જ રસ્તો જડતો નથી.'

'ભાભી ! હું મારા વિચાર કહું છું. હા, એ મ્હારો ભાઇ છે એટલે હું એનો સ્વભાવ જાણું છું. એ નબળા મનનો છે. એનામાં સ્હામા થવાની શક્તિ નથી. અને શું કરે છે ત્હેનું ત્હેને ભાન રહેતું ન હોવાથી પાછળથી પસ્તાય છે. એ શું કરે છે ત્હેનું ત્હેને ભાન જ નથી. પહેલાં જ એણે જ્યારે મને વાત કરી ત્યારે હું જ બરાબર સમજી નહોતી. મ્હને એટલું જ લાગ્યું કે તમારા બે વચ્ચે કાંઇ ખટપટ જાગી છે, ને હું ખરેખર દીલગીર થઇ. પણ જ્યારે મ્હારે ત્હમારી સાથે વાત થઇ—એક સ્ત્રી બીજી સ્ત્રીની સાથે વાત કરે ને હૃદય ખૂલ્લું થાય એમ થયું ત્યારે જ સમજી—તમને શું દુઃખ થાય છે તેની ખબર પડી. પણ ભાભી, એક વાત પૂછું ? તમે ભાઇને ચાહો છો ? શુદ્ધ સ્નેહથી ચાહો છો ? એક સ્નેહી પોતાના પ્રિયજનને ક્ષમા ન આપે ? સ્નેહ ક્ષમા ન આપે તો પછી સ્નેહ શો ? ત્હમારો સ્નેહ નથી ?'

'ના, નથી.'

'ભાભી ! હું તમારાથી નાની છું પણ મને જુદો અનુભવ છે. ત્હમારા ઉપર સ્નેહ નથી એ હું માનતી નથી. સ્નેહ જુદી જ વાત છે. ભાઇએ ન કરવાનું કર્યું છે, તે બીજીને ચાહ્યા છે માટે નહી પણ લાગણી કબજામાં ન રહેવાથી—મન ઉપર કાબુ ન રાખી શકવાથી. એવા અનેક દાખલા મળી આવશે કે જેમાં સ્ત્રી કિંવા પુરૂષનાં વર્તન નિંદાપાત્ર હોય છતાં એમનાં ગૃહજીવન સરળ—શાન્ત રીતે ચાલે છે.

આ સ્થિતિ વખાણુવા લાયક નથી. પણ ભાભી, સ્નેહ નથી એમ નહી. એ આડે જતા બળદીયાને આર મારી રસ્તે લાવો. ઘોડો આડે રસ્તે જાય એટલે કંટાળી છોડી દેવામાં બહાદુરાઈ—મ્હોટાઇ નથી. એને સામ, દામ, ભેદથી રસ્તે ચ્હડાવવામાં જ મ્હોટાઇ છે—ખૂબી છે.'

'પણ તરલા! એ પેલીને ચાહ્યુ છે!'

'ભાભી! હું હવે મ્હોટી થઇ, પણ મ્હને મારૂં નાનપણ સાંભરે છે. 'નાની નણંદ' થઇ તમારી પાસે આવતી, ભાઇ તમારે માટે ગાંડા થતા, તમે જ્યાં જતાં ત્યાં પાછળ પાછળ ફરતા, વરઘોડામાં બાનાં કાઢી બૈરાં ભેગાં તમને જોવા આવતા, અનેક વાર 'તરલા! તારી ભાભીને આ ચીઠી આપી આવ!' કહેતા તે બધું સાંભરે છે. રાતના છાનામાના ખાવાનું—ફુલ લાવતા તે હું ભૂલી ગઇ નથી. ભાભી તે જ ભાઇ એવા ને એવા આ મ્હારી ભાભીની પાછળ આટલે વર્ષે ગાંડા છે ને થશે. ભાભી! રસ્તે જતાં કોઇ કાંટો વાગે તેમ અચાનક આ કાંટો જ છે. એ કાંટો દૂર કરવો તમારા જ હાથમાં છે.'

'પણ તરલા! કદાચ એવો કાંટો આવે તો?'

'આવે જ નહીં. તમારા જેવાં ચતુર ભાભીના રસ્તામાં કાંટો હોય જ નહિ."

'તરલા! મારી જગાએ તમને આવું થયું હોય તો?'

'ભાભી! મ્હને અનુભવ નથી. શું કહું? હું તો ભૂતકાળ ભૂલી જાઉં ને માફી આપું.'

'ભૂલી ન જવાય તો પછી માફી આપી કે ન આપી તે સરખું જ છે. તરલા! તું—તમે આવ્યાં તે સારૂં થયું હો? આજ મ્હને નિરાંતે ઉંઘ આવશે. નાની નણંદે ફરીને ભાઇ આણી આપ્યા હો! ત્હમે ને સુમન—'

'ચુપ રહો ભાભી.'

# પ્રકરણ ૧૩ મું.

## લીલા અને તરલા.

તરલા ભાઇના પત્ર ઉપરથી નાની નણંદનું કામ સાધવા, ભાઇ–ભાભીની આંટીઘૂંટી કહાડવા આવી હતી. કાંઇ મુંબાઇ જોવા અગર સંબંધીઓને મળવા આવી નહોતી. આવતાં વાર જ કપડાં પણ બદલ્યા પહેલાં, થાક પણ ન લેતાં ભાભીના હૃદયમાં શાન્તિ પ્રસારી ત્યારે જ એને પણ શાન્તિ મળી. આટલા જ માટે કોઇને તે દિવસે મળી નહોતી. વસન્તલાલ તરલા અને ચંદા એકલાં પડે, નિરાંતે ઉભરા કહાડે ને ઠંડાં પડે એટલા માટે જાણીજોઇને જ બહાર ગયો હતો અને જમવાનું પણ બહાર રાખ્યું હતું. તરલાએ પોતાના કાર્યમાં પોતે સફળ થઇ કે તરત જ ભાઇને ચીઠી લખી ઘેર બોલાવ્યો. વસન્તલાલમાં ચંદા માટે ભાવ નહોતો એમ નહી. થતાં થઇ ગયું પણ હવે પસ્તાતો હતો. ચંદા જેવી પ્રેમાળ ગૃહિણીને અસંતોષનું કારણ અપાયું તે માટે પોતાની જાતને ધિક્કારતો હતો. ક્ષમા મળે, હૃદયમાં પાછું સ્થાન મળે તો એ રસ્તે કદી જાય નહી એવી પ્રતિજ્ઞા કરી હતી અને સત્ય હતું. મનુષ્યને દરેક પળે સેતાન પજવે છે. લાલચોથી દૂર રહેવામાં જેટલી મહત્તા નથી તેટલી મહત્તા લાલચો આવતાં ત્હેના સામા થવામાં અને તેથી પણ આકર્ષક લાલચોમાં ફસાયા પછી મનોબળ દર્શાવી તેમાંથી છૂટવામાં છે. વસન્તલાલની આ સ્થિતિ હતી. આવે સમયે મનુષ્યહૃદય સમજનારાં ક્ષમા આપે તો તે આત્મા વધારે પવિત્ર થાય છે. આમાં જ ક્ષમાનો ઉપયોગ અને હેતુ સમાયો છે. વસન્તલાલને એ ક્ષમા મળશે કે કેમ એ શંકા હતી; પરન્તુ તરલાના પ્રયાસે ક્ષમા મળી અને એક પતિત આત્માનો ઉદ્ધાર થયો. એક પતિપત્નીનું જોડું વધારે સ્નેહથી મજબૂત થયું. એક કુટુંબમાં ફરીને શાન્તિ–સ્નેહ પ્રગટયાં. જે કાર્ય છેડાછૂટકાની પદ્ધતિ ન કરી શકત, સ્વતંત્ર, સમાન હક ન કરી શકત તે કાર્ય પ્રેમ બદલ ક્ષમાએ કર્યું. ચંદા, તરલા ને વસન્તલાલ

જમવા બેઠાં. ચંદાના મનમાં રીસ હતી પરન્તુ આટલી વયે પણ જમતાં જમતાં આડી આંખે વસન્તલાલ તરફ જોવાતું હતું. વસન્તલાલ પણ ચંદા તરફ જોતા અને બન્નેનાં મ્હોં મલકાતાં. ચતુર તરલા સમજતી અને પોતાનું દૂતીકાર્ય સફળ થયું માની સંતોષાતી.

જમી પરવાર્યા પછી બપોરના તરલા આવી છે જાણી લીલા બ્હેનને ત્યાં આવી. લીલાએ તરલાના સૌંદર્યની, તરલાની પ્રેમકથાની વાતો સાંભળી હતી. જૂના જમાનામાં ન્યાતજાતમાં મળ્યાં પણ હતાં. તરલા લીલાને જોતાં જ, એના નિર્દોષ સ્વભાવનો અનુભવ થતાં જ, એનું સૌંદર્ય જોતાં જ કાંક સ્ત્રીસ્વભાવની અદેખાઈ થઇ પણ બીજી જ પળે તે શાન્ત થઇ. પોતાની નાની બ્હેન હોય તેમ તરલા લીલાની સાથે વર્તવા લાગી અને આ બે જાણે ઘણાં વર્ષોથી પરિચયમાં હોય તેમ થઇ રહ્યું.

ચંદા કીકીને લેવા અંદર ગઇ અને બ્હેને ભાઇને કાનમાં કહ્યું, “ ભાઇ, સૌ સારાં વાનાં થશે. અંદર જાવ તો. ” વસન્તલાલ સમજ્યો અને ચંદાની પાછળ જ ઓરડામાં ગયો.

તરલાની આસપાસ છોકરાં ફરી વળ્યાં હતાં. ફોઇનો સ્વભાવ જ મળતાવડો હતો અને તેમાં ફોઇના આવ્યા પછી મા અને બાપ સાથે બેઠાં હતાં, જમતાં જમતાં સ્હેજ હસ્યાં હતાં એટલે અણસમજુ પણ સમજુ બાળકો ફોઇને સ્નેહથી જોવા લાગ્યાં હતાં.

‘ લીલા ! પાર્ટી ક્યારે છે ? ’

‘ આવતા અઠવાડીયામાં. ખરે, પાર્ટી મોટી અને સારી થશે, કારણ બંગલો વિશાળ છે. બંગલાના પ્રમાણમાં પાર્ટીની મજાહ રહે છે એ ત્હેને ખબર નથી. જોને તે દિવસે પહેલાં પેલા તુલસીદાસના બંગલામાં કરાવ્યું હતું, પણ પછી જ્યારે હર્મીટમાં પાર્ટી થઇ ત્યારે જ લાગ્યું કે તુલસીદાસના બંગલામાં આવી મજાહ ન આવત. ’

‘ તે હશે ! મારે મન તો એવી પાર્ટીઓ સરખી જ છે. કોઇમાં વધારે કંટાળો આવે તો કોઇમાં ઓછો એટલો જ ફેર. ’

'તરલા ! પાર્ટી–ક્લબમાં કંટાળો ! એ હોય જ કેમ ? નવી નવી જાતનાં કપડાં–ઘરેણાં જોવાનાં મળે, કાંઇ કાંઇ તરેહનાં સ્ત્રીપુરૂષોનો સહવાસ થાય, ઘરમાં એકનીએક વસ્તુથી કંટાળો આવે. પાર્ટીમાં તો ઉડતો આનંદ પડે ને ત્હેમાં તરલા ! ત્હારા જેવી તરલાને તો આનંદ જ પડવો જોઇએ.'

તરલાનાં આત્મવખાણ થતાં તરલા શરમાઇ અને બોલી,

'ના, ના, મ્હને તો પાર્ટી ગમતી જ નથી.'

'પણ તરલા, આ ફેરીની પાર્ટીમાં નહી આવે ?'

'મુંબઇમાં છું એટલે આવ્યા વિના નહી ચાલે.'

'ખરે, તરલા ! ત્હારા વિના પાર્ટીની મજાહ જ નહી આવે.'

'ચાલ, એટલોએ સંતોષ. પણ મ્હને આવવાનો તું આટલો આગ્રહ કરે છે તે કાંઇક અવનવું બનવાનું હશે.'

'ત્હેં કેમ જાણ્યું ? વાત સાચી છે.'

'લીલા ! મ્હેં પણ થોડી ઘણી દુનિયા જોઇ છે.'

લીલાને હસવું આવ્યું. તરલા હજી પરણી નથી એ વાત ખરી પરંતુ બીજી કન્યાઓની માફક વર ખોળવાનો નથી. સુમનલાલ નક્કી છે–એની સાથે જ રહે છે તો પછી એણે શા અનુભવ મેળવ્યા હશે ? તરલાને પૂછું ? એના અનુભવની વાત સાંભળવામાં આનંદ પડશે ! હા, પહેલેથી વિવાહ કરી રાખ્યો છે એ એને ગમતો હશે કે કેમ ? એ વિષે ન્યાતમાં વાતો થાય છે, પણ તરલાના મનમાં શું હશે ?

'લીલા ! તારી વાત હું જાણું છું. મ્હારા ભાઇએ બધી વાત કરી છે અને ભૂજંગલાલ આજ સ્હવારે જ સ્ટેશન ઉપર મળ્યા હતા. ભૂજંગલાલને જોઇ ખુશ થઇ છું.'

ભૂજંગલાલનું નામ સાંભળતાં જ લીલાના ચહેરા ઉપર ભાવનો રંગ ફરી વળ્યો. 'તરલા ! એ સ્ટેશન ઉપર આવ્યા હતા ? વસન્તલાલે ત્હને શું કહ્યું ?'

'અમસ્તા ગામગપાટા. ગઇ કાલે આખો દિવસ હું અને નંદા ગાડીમાં સાથે હતાં અને ભૂજંગલાલની જ વાત થઇ હતી. દીકરાને લાડ બહુ લડાવતાં લાગે છે. ભૂજંગલાલની વાતો સાંભળી મ્હને એમ જ થયું કે એ બહુ જ સારા અને મળતાવડા અને સોસાયટીમાં ગમે એવા હશે' અને ત્હેના જેવા ઉદાર મ્હેં કોઇ જોયા નથી.' આ વખતે ભૂજંગલાલનો હસતો ચહેરો અને ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર અકસ્માત વખતે એકદમ આપેલા બસો રૂપીઆ નજર આગળ તરી આવ્યા, અને તરલાના હૃદયમાં ભૂજંગલાલ માટે થયેલી લાગણી ત્હેના ચ્હેરા ઉપર ખુલેખુલી દેખાઇ.

લીલા—ભૂજંગલાલની સાથે પરણનારી લીલા, આમ પોતાના મ્હોં આગળ પોતાના ભવિષ્યના પતિનાં એક બીજી યુવાન કન્યા વખાણ કરે તે સહન કરી શકી નહી. તરલાની સગાઇ થઈ હતી, લગ્ન નહોતું થયું એ વાત ખરી, પણ જ્ઞાતિના નિયમ પ્રમાણે સગાઈ તોડાય એમ નહોતું, છતાં તરલા ભૂજંગલાલને લઇ ગઇ એમ ક્ષણ વાર લીલાને લાગ્યું, અને આ શંકામાં તરલાના પછીના શબ્દે વધારો કર્યો.

'લીલા! નંદા બ્હેને એમને ઘેર મ્હને બોલાવી છે અને હું કાલે જવાની છું. વસન્તભાઈ આજ તો ભાભીની સાથે બહુ વાતોમાં પડયા લાગે છે. છો કરે! સારૂં.'

આટલું બોલી તરલા ભત્રીજાને રમાડવા લાગી અને લીલા ઇર્ષ્યા, ચિન્તા અને શંકામાં ગોથાં ખાતી જ બેસી રહી.

---

## પ્રકરણ ૧૪ મું.

## તરલા અને ભૂજંગલાલ.

ગોળ મેજ ઉપર ચાહના પ્યાલા મુકાયા અને ચંદા દાખલ થઈ. સામે બારણેથી વસન્તલાલ નિકળ્યો.

'તરલા બ્હેન! અહીં તમને ટાઢ વાશે. તમારૂં સુવાનું બીજા ઓરડામાં રાખીશું?'

'ભાભી ! મ્હારી ફિકર ન કરશો. મ્હને તો ગમે ત્યાં અને ગમે ત્યારે ઉંઘ આવે છે.'

એટલામાં વસન્તલાલ પાછળથી આવ્યો અને ચંદાને ખભે હાથ મૂકી બોલ્યો,

'શું છે ?'

તરલા ભાઇભાભીના સામું જોઈ જ રહી. પોતે નાની હતી અને ભાઈભાભીની ચીઠીયો લઈ જતી. 'તરલા ! ત્હારી ભાભીને બોલાવ્ય !' 'તરલા બ્હેન ! એમને બોલાવોને !' એ સઘળી વાતો સાંભરી આવી. ભાઈભાભીની રીસ ઉતરી છે કે કેમ તે સમજી શકી નહી, અને આટલી તાણ વેઠી મુંબાઈ આવી તેનું ફળ થયું કે નહી તે જાણવા અધીરી થઈ ગઈ.

ચંદાએ કાંક ભવાં ચઢાવી ઉત્તર આપ્યો,

'તરલા બ્હેનને બીજો ઓરડો આપવો છે ને હું જાતે જ એમાં વ્યવસ્થા કરીશ.'

'ચંદા ! તું નકામી માથાકુટ ન કરીશ. એ તો હું કરીશ.' ચંદાથી હસાઈ જવાયું ને બોલી: 'હં ! હું જાણું છું તમારી લુચ્ચાઈ ! બ્હેન આગળ વહુનો વાંક કાઢવો હશે. ભાઈ સારા ને ભાભી જ ખરાબ. કેમ ખરૂં ને ? અગર રામાને કહી પોતાને બહાર જવું એટલે રામો ન કરે તો ભાભીનો વાંક નિકળે એમ ને ?'

'હાશ ! સમાધાન થઈ ગયું લાગે છે. પરમેશ્વરનો ઉપકાર."

આટલું થતાં જ તરલાના મ્હોં ઉપર આનંદ છવાયો. મુંબાઇ આવ્યાનું સાર્થક થયું લાગ્યું. કુટુમ્બમાં આનંદ, હસાહસ, ગપાટા શરૂ થયા અને ક્ષમાની આપલેથી પતિપત્નીનાં હૃદય વધારે સંયોજાયાં. મ્હારા ઉપર ઉદાર દીલ દર્શાવી ક્ષમા આપી વ્હાલ સાબીત કર્યું, મ્હારા હતા ને મ્હારા થયા, ગયા હતા ને આવ્યા એમ પતિપત્નીને થતાં, બન્નેનાં મન વધારે જોડાયાં અને એ જોડનાર તરલા ઉપર બન્નેની પ્રીતિ વધી.

ચાહ પીવાઇ ગઇ ને આડી અવળી વાતો ચાલતી હતી, ત્યાં

એક ન્હાનો પણ મ્હોટો બનાવ બન્યો. સુરતની વાત નિકળતાં જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત પુરૂષની વાત થઇ. એની છબી તરલાની પેટીમાં હતી, એ છબીનું આલ્બમ લેવા તરલા ઉઠી અને કોઇક આવ્યાની ઘંટડી વાગી.

'કોણ હશે ?'

'ચંદા બ્હેન! મ્હને તેડવા આવ્યું હોય. પણ મ્હને કાંઇ બહુ વાર થઈ નથી. બીજું કોઈ મળવા આવ્યું હોય. પણ અત્યારે કોણ આવે ?'

'લીલા ! ત્હારે માટે કોઈ નહી હોય, એ તો ઓફીસનું કોઈ જરૂરનું કામ લઈ કારકુન કે પટાવાળો આવ્યો હશે.' તરલા હાથમાં છબીઓનું આલ્બમ લઇ દાદર ચડતી હતી ત્યાં બારણું ઉઘડયું અને ભૂજંગલાલ ઉપર તરલાની નજર પડી. ભૂજંગલાલને જોતાં જ ભય અને આનંદની લાગણી તરલાના હૃદયમાં થઈ. ભૂજંગલાલ સામો જ ઉભો હતો. ગજવામાં કાંઇ ખોળતો હતો. તરલા અને ભૂજંગલાલની આંખ મળી. તરલા અને ભૂજંગલાલ બન્ને એકબીજાને બોલાવવા ઉત્સુક હતાં પણ એમાંથી એકકેને બોલવાની હીમત જ રહી નહી. એમની જીભ જ ઉપડી નહી. તરલા બોલવા જતી હતી ત્યાં ઉપરથી ભૂજંગલાલને વસન્તલાલે બૂમ પાડી. ભૂજંગલાલ ઉપર જતાં ખંચકાતો હતો. તરલા આલ્બમ લઈ એમને એમ નીચે ઉતરી અને ભૂજંગલાલ ઉપર ગયા. આવતી કાલે એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના માનમાં પાર્ટી થવાની હતી તેનો વખત કહેવા આવ્યો હતો, એટલું કહી ચાલ્યો ગયો. અને તરલા ભૂજંગલાલ હજી ઉપર જ હશે એમ માની આલ્બમ મૂકી ઉપર આવી જુવે છે તો ભૂજંગલાલ ન મળે. વસન્તલાલથી બોલાયા વિના ન રહેવાયુંઃ 'ભૂજંગલાલ તે કેવો માણસ! બે મીનીટ બેસવા કહ્યું તે પણ નહી. કેવો શરમાળ !'

લીલા શરમાઇ. પોતે અહીં છે ને મુરબ્બીની વચ્ચે ભૂજંગલાલ ન આવે એ સ્વાભાવિક છે એમ લાગ્યું. 'એના આવવાનું કારણ પણ હું જ. ઘેર ગયા હશે ને મ્હને ઘરમાં ન દેખી મ્હારી શોધમાં

જ અહીં આવ્યા હશે. પણ મ્હને એકલી ન દેખી એમને એમ ચાલ્યા ગયા. ' ભૂજંગલાલ પોતાને મ્હે જ બાનું કાઢી આવ્યો હતો એમ માની લીલા મલકાતી હતી. આવા નજીવા કારણ માટે ભૂજંગલાલ ન આવે એ વસન્તલાલ જાણતો હતો એટલે એ વિચારમાં પડ્યો હતો. તરલા વળી વધારે મુંજાઇ હતી. ભૂજંગલાલ એક મિનિટ આવ્યો શું ને ગયો શું. એની સાથે બોલ્યો જ નહી. છતાં બન્નેની આંખ મળી તે વખતે બન્ને બોલવા ઇચ્છતાં હતાં. એ સઘળું સંભારી ભૂજંગલાલની આ વર્તણુંક એને વિચિત્ર લાગી.

---

## પ્રકરણ ૧૫ મું.

## પાર્ટી.

વિજળીના દિવા, ધજાપતાકા, કુદરતી અને બનાવટી ફુલઝાડોથી બંગલો–બંગલાનો બાગ શોભી રહ્યો હતો. બંગલાના ઉપલા વચલા હૉલમાં આકર્ષક આયનાઓ અને છબીઓ ભીંત ઉપર નાંખ્યા હતા, અને ત્હેમાં જાણેઅજાણે ભેગાં મળેલાં સ્ત્રીપુરૂષો પોતાના ચહેરા જોતાં હતાં. લુગડાં, ઘરેણાં નિહાળી પોતપોતાના સૌંદર્ય માટે ખુશ થતાં હતાં.

હૉલના દાદર સુધી બન્ને બાજુ પ્રસંગને અનુસરતો ડ્રેસ પહેરી પટાવાળાઓ, આવતા ગૃહસ્થો અને બાનુઓને રસ્તો બતાવવા, એમના બૂટ સાફ કરવા, લાકડી વગેરે લઇ લેવા હાજર હતા.

લીલા અને ત્હેની માતા આવ્યાં. લીલાએ આજ પોતાના મનથી સારામાં સારો ડ્રેસ પહેર્યો હતો. પોતે ગૌરવદનની હતી એટલે સફેત સાડી જ શોભશે એમ માની હાલ ને હાલ રેશમી ધોળી સાડી મંગાવી અંદર રૂપેરી ઝીકનાં ફુલ ભરી તૈયાર કરાવી, ભરેલો કબજો, સફેત મોતીની સેર, મોતીની બંગડીઓ, હીરાના એરીંગ પહેર્યાં હતાં. દાદર ઉપર ચઢતાં વિજળીના દિવાના પ્રકાશથી ઝળકતાં ઘરેણાંનું તેજ પૉલીશવાળા મારબલના દાદર ઉપર પડતું હતું, અને લીલાની

છાતી આનંદથી ઉછળતી હતી. ઉપર હોલમાં જતાં જ સામે મોટા આયનામાં પોતાની આખી છબી પડી. અચાનક જ સામા એક સ્ત્રીની છબી જોતાં એને એમ જ થયું કે કોઇ બીજી સાંદર્યવાન સ્ત્રી આવી ઉભી છે. લીલાને એની ખુબસુરતી—ડ્રેસ જોતાં ક્ષણુવાર અદેખાઇ આવી. પણુ બીજી પળે ચહેરો જોયો તો તે તો પોતાની જ. સામી ઉભેલી ખુબસુરત સ્ત્રી પોતે જ છે એમ ખાત્રી થઇ ત્યારે જ લીલાના મ્હો ઉપર આનંદ છવાયો. આવી પાર્ટીઓમાં, મીજલસોમાં પરોણાને આવકાર આપવાનું કામ કેટલાકને બહુ ગમે છે અને એવાને જ એ કામ સોંપવામાં આવે છે. લીલાને આવતી જોઈ આ ગૃહસ્થ સામો ગયો ને બોલ્યો, ‘ પધારો ! વહેલાં આવ્યાં તે સારૂં કર્યું. ધણાંને એવી ટેવ હોય છે કે પોતે કાંઈ છે એમ બતાવવા અડધી પાર્ટી થયા પછી જ આવે છે. આજ ત્હમે બધાંની આંખે આવો એવો ડ્રેસ પહેર્યો છે. ચાલો, પીઆનો કે હાર્મોનિયમ ઉપર એક ગાયન સંભળાવો. હું વગાડું ને ત્હમે ગાઓ. ’

મોહનલાલના મીઠા શબ્દથી કહો અથવા મોહનલાલના અપ ટુ ડેટ ડ્રેસ અને આકર્ષક ચ્હેરાથી કહો પણુ ગમે તેમ લીલાથી ના કહેવાઇ નહી અને ગાયન શરૂ થયું.

ખીલી ખીલી રહી આ કેવી ચંદા
સરે મંદમંદા, આનંદે ગગનમાં
જાય સરતી રૂપેરી વન વનમાં
જુએ ઝાંખી ઝાંખી આછા ધનમાં
પવનમાં, ભુવનમાં, વ્હાલાના વદનમાં.

હાર્મોનીયમના સુર સાથે લીલાના મધુર સુર—ગાયનની લહેક અને ગાનાર વગાડનારના ભાવ મળતાં સાંભળનારના હૃદયમાં થનથનાટ લીધો. મોહનલાલનું આખું શરીર ડોલતું હતું. ગાયન પુરૂં થયું ને મોહનલાલ બોલ્યો, ‘ લીલા ! ત્હમને આવું સરસ ગાતાં આવડતું હશે એ હું જાણુતો નહોતો. ’

મોહનલાલ પાર્ટીઓમાં, એની વ્યવસ્થામાં, ગાયનમાં ઉસ્તાદ લેખાતો અને એવાને મ્હોયે આમ પોતાનાં વખાણ થતાં સાંભળી લીલાના આનંદનો પાર ન રહ્યો. રસોઇ કરનારને 'વાહ મજાની બની છે.' એમ કહેનાર ન હોય તો રસોઈ કરવામાં તાલ નથી આવતો. ગાયન ગાનાર કે અસરકારક ભાષણ કરનારને પણ ઉત્તેજન અને પ્રશંસાની જરૂર છે. લીલા આનંદથી, ગર્વથી ચોગરદમ જોવા લાગી. એક ખૂણામાં મોહનલાલની જ પત્ની એકી ટશે ત્હેના તરફ જોતી ઉભી હતી. ઇર્ષા, અદેખાઇ, ક્રોધ ત્હેની આંખ ઉપરથી જણાતો હતો. લીલાએ સમજી ન સમજી કરી બીજી તરફ જોયું. તરલાની સાથે વસન્તલાલ એક કોચ ઉપર બેઠો હતો, અને અન્તે એક બાજુ જેને માટે લીલા તલસતી હતી, જેને માટે લીલાની આંખો અકળવકળ ફરતી હતી તે ઉભો હતો. અરવિન્દને ના પાડી અને ભૂજંગલાલ આવ્યો હતો તે દિવસથી લીલા ભૂજંગલાલને મળી નહોતી અને ભૂજંગલાલની આંખો મ્હારા તરફ જ છે—મ્હને મળવા ધારે છે એમ ભોળી—પ્રેમઘેલી લીલાને લાગ્યું.

જ્યારથી તરલા નજરે પડી ત્યારથી લીલા તરલાને મળવા ઉત્સુક થઇ હતી. તરલાએ રેશમી ઝીકે ભરેલી સાડી અને ફુલેલી ટુંકી બાંયનો પોલકો પહેર્યો હતો. તરલાની બરફ જેવી સફેદ અને રૂના ગાભા જેવી કોમળ ઉઘાડી ડોકમાં ચાર સેરની મોતીની માળા શોભી રહી હતી. અડધા ઉઘાડા ભરાવદાર નાજુક હાથ કેળના દાંડા જેવા લાગતા હતા. કાનમાં નાની પણ ચળકતા હીરાની પાંદડી ચોગરદમ પ્રકાશ પાડી રહી હતી. તરલાએ મોહનલાલ અને લીલાને સાથે જોયાં હતાં, એણે એમનું ગાયન સાંભળ્યું હતું. મોહનલાલ અને લીલા—તરલા પાસે આવ્યાં અને મોહનલાલે જાતીસ્વભાવ પ્રમાણે માંગણી કરી, 'તરલા! હવે એક ગાયન તમે ગાઓ. ચાલો.'

'નાજી! બનતાં સુધી જાહેર મેળાવડાઓમાં હું ગાતી નથી અને તેમાં પરપુરૂષ સાથે તો નહી જ.'

'બનતાં સુધીને ! પણ આજ બનવાનું જ નથી. ચાલે જ નહી.'

આજ પળે ભૂજંગલાલ તરલા પાસે આવ્યો. તરલાને નમન કર્યું, પણ તરલા તે વાત ઉપર જરાએ ધ્યાન ન આપતાં મોહનલાલ સાથે ગઇ.

જે ભૂજંગલાલની સાથે વાત કરવા, જેના સ્મિતહાસ્ય માટે સોસાયટીમાં હરીફાઈ ચાલતી તે ભૂજંગલાલ જાતે તરલા પાસે આવ્યો, તરલાને નમન કર્યું તે જ ભૂજંગલાલનું આમ તરલાએ અપમાન કર્યું એ ભૂજંગલાલની ભવિષ્યની પત્ની લીલાથી સહન થયું નહી. પરન્તુ અત્યારે કાંઈ થાય એમ નહોતું અને તેમાં પોતાનો પ્રિય ભૂજંગલાલ પાસે જ હતો એટલે એના સહવાસમાં ક્ષણવાર વાત વિસારે પડી. ભૂજંગલાલ અને લીલા એકલાં પડયાં. ઘણા સમયની એકઠી થયેલી વાતો થઇ. એમનાં જેવાં જ સ્નેહાળ દંપતીઓ, થનારા વરવધુઓનાં ટોળાં મળ્યાં હતાં—મળતાં હતાં તે જોતાં બન્ને ફરવા લાગ્યાં. ગરબી ગવાઈ, હાર્મો-નિયમની સાથે પુરૂષ વર્ગમાંથી એકાદ જણે ગાયન ગાયું. અત્તર, ગુલાબ સુગંધીદાર પદાર્થોની છોળો ઉછળી અને ચોગરદમ સુગંધ પ્રસરી રહી. દિવ્ય અને પાર્થિવ, એટલે સ્વર્ગીય અને દુનિયાનો સ્નેહ પોતાની સત્તા આ સ્થળે ચલાવી રહ્યો હતો. ત્યાં ભેગાં થયેલાંમાં ભૂત, વર્ત્તમાન અને ભવિષ્યનાં સ્નેહનાં સ્વપ્નાં આવતાં હતાં. સમસ્ત મંડળમાં લીલા અને તરલાના મ્હો ઉપર લાગણીનો આવેગ પ્રસરી રહ્યો હતો અને ત્હેમાં તરલા—સ્હવારની તરલા નહોતીઃ શાન્ત, નમ્ર તરલાને બદલે ઉન્મત્ત—મદોન્મત્ત તરલા હતી.

'શું તરલા મારા કરતાં વધારે ખુબસુરત લાગે છે ? આજ બધાં એની તરફ જ જોય છે માટે ઉશ્કેરાઇ ગઇ છે ? આખી પાર્ટીમાં સર્વ કોઇ એની તરફ જોઈ રહ્યું છે, માટે ઉશ્કેરાઈ છે ? બધાંને કેવા અંજાવી નાખ્યાં છે એમ એના મનમાં હશે ? બધાંને અંજાવી નાંખ્યાં હશે ? શું ભૂજંગલાલને પણ ?' આ વિચાર આવતાં લીલા ઢીલીઢબ

થઇ ગઇ. 'ભૂજંગલાલ ! મ્હારા ભૂજંગલાલ તરલાના રૂપથી અંજાઇ જાય ! મ્હારા કરતાં એનામાં-પણ કદાચ હોય તો !'

લીલા, ઇર્ષા-અદેખાઇથી બળતી લીલા-ઘડીમાં તરલા તરફ તો ઘડીમાં ભૂજંગલાલ તરફ જોતી. ભૂજંગલાલના શબ્દેશબ્દ તરલા સાંભળતી. ભૂજંગલાલના હસવા સાથે તરલા હસતી. ભૂજંગલાલના શબ્દ, હાસ્ય અને વર્તનથી તરલાની છાતી ઉછળતી. ત્હેનાં નેત્ર હસતાં એમ લીલાને લાગ્યું. ભૂજંગલાલની પણ એ જ સ્થિતિ. એ આખા હોલમાં ફરતો, ઘણાની સાથે વાતો કરતો, લીલા પાસે આવતો, પણ પાછો તરલા પાસે જતો ત્યારે જ એના ચહેરા ઉપર આનંદ છવાતો. લીલા-દુઃખી લીલાના નેત્ર આગળનો પડદો દૂર થયો. એના હૃદયમાં ચીરો પડયો. ભૂજંગલાલને તરલા લોહચુંબકની માફક ખેંચી લઇ જતી લાગી. લીલા ફરતી હતી, મોહનલાલ અને બીજી સ્ત્રીઓ સાથે વાત કરતી, પણ એનો જીવ એના ખોળીયામાં નહોતો.

જે લીલા હોલને દાદરે ચડતાં મદમસ્ત હસ્તિનીની[1] માફક લાગી હતી તે જ લીલા અત્યારે નિરાશ થઇ ગઈ હતી. પાર્ટીમાં આવવાનો ઉત્સાહ અત્યારે જતો રહ્યો હતો. એનું એજ લાઇટ, એનો એજ ડ્રેસ, એનાં એજ ગાયનો અત્યારે ત્હેને સુખ કરવાને બદલે દુઃખ દેતાં હતાં. પાર્ટીમાંથી એકાએક જતાં રહેવું એ ગેરવ્યાજબી કહેવાય માટે જ ગઇ નહી. હોલમાં એને ન ગમ્યું એટલે પાસેના ઓરડામાં જઇ કોચ ઉપર પડી.

લીલા એમ માનતી હતી કે ત્હેને કોઇએ જોઈ નથી પણ વિનોદ-ચકોર વિનોદની આંખો આ સઘળા તાલ જોતી હતી. જેવી લીલા બીજા ઓરડામાં ગઈ કે તરત જ વિનોદ તેની પાછળ ગઈ અને કોચમાં પડેલી લીલાને કહ્યું,

'લીલા ! શું છે ? કેમ પાર્ટીમાં મજાહ ન પડી કે ?'

---

૧ હાથી.

લીલા ઝબકી ઉઠી ને બોલીઃ ‘ના, મારૂં માથું દુઃખે છે.’

‘માથું શાનું દુઃખે છે ? હું જાણું છું. તરલા અને ભૂજંગલાલ વાતો કરે છે તે ખમાતું નથી. ચાલ હવે ! એવી અદેખી શું થાય છે ? એમ કોઇ કોઈની સાથે વાતે ન કરે કે ?’

વિનોદ લીલાને બ્હાર મોટા હોલમાં ઘસડી ગઇ. લીલાના હૃદય-માંથી તરલા અને ભૂજંગલાલની વાત ખસી. પોતે જ મૂર્ખી છે. એમ બે જણાં વાત કરે એમાં શું ? હું કેમ મોહનલાલ સાથે ગાવા બેઠી હતી ? એમ થયું ને કાંક શાન્તિ વળી.

પરન્તુ વિનોદ અને લીલા જેવાં ઓરડામાંથી બ્હાર નિકળ્યાં કે તરત જ સામે ઇલેકટ્રીક લાઇટના પ્રકાશમાં ધીમી પણ ઇર્ષાળુના હૃદયમાં ઈર્ષા ઉત્પન્ન કરે એવી વાતોમાં ગુલતાન થયેલાં તરલા અને ભૂજંગલાલ દેખાયાં. એમને જોતાં જ લીલાના હૃદયમાં ધડાકો થયો અને તે સાથે જ એના અવયવો ઢીલા થઇ ગયાં.

‘તરલા ! રીફ્રેશમેન્ટ લઇને જજોને ? ચાહ અગર કોફી.’

‘ના. તમે જાણો છો કે હું પાર્ટીમાં જતી જ નથી. આજ ઘણે વખતે આવી અને તમારી સાથે જ આટલીએ વાત કરી. વળી કાલે જ મારે જવું છે એટલે આજ અને આવતી કાલના ઉજાગરાથી શરીર બગડે.’

‘એટલે ત્હમે કાલે જવાનાં જ કે ?

‘એમાં શો શક ? પણ......’

ભૂજંગલાલે ‘જવાનાં જ કે’ એમ કેમ પૂછ્યું હશે એ શંકા થતાં તરલાને પૂછવાની ઇચ્છા થઇ. પણ ત્હેનામાં હિમત જ રહી નહી એટલે ચાહ, કોફીની ચોખ્ખી ના પાડી ચાલી ગઇ.

# પ્રકરણ ૧૬ મું.

## અરવિન્દ પાછો ઘેર.

લીલાને મળ્યા પછી–ઘણા દિવસે જાગૃત થયેલી આશામાં નિરાશ થયા પછી–અરવિન્દે મુંબાઈમાં કોઇને મ્હોં દેખાડયું જ નહિ. મોહમયી મુંબાઇ ફરીને નર્કાપુરી લાગી અને એમને એમ દેશમાં જવા ગાડીમાં બેઠો. ગાડીમાં ઉતારૂઓ સાથે વાતમાં પડયો. પેપરો વાંચ્યાં પણ એના મનની ચિંતા જરાયે ઓછી થઇ નહી. પોતાના ઉપર જબરી આફત આવી પડી હોય એમ એને લાગ્યું.

'અવસાન[1] બાદ ઉંચે જતાં ત્યાં આવશે સાચી મજા. ક્યાં છે મજા ? ક્યાં છે મજા ? દુનિયા મહીં ક્યાં છે મજા ?' એમ અરવિન્દને થયું. લીલા વિના જીવાશે કેમ ? ઘર આગળ ગમશે કે ? ઉંઘ આવશે ? ખાવું ભાવશે ? આ વિચાર કરતો અરવિન્દ લખતરના સ્ટેશને ઉતર્યો. સ્ટેશન ઉપર બે બળદનું લાંબું મુસાફરીનું સગ્રામ લઇ ગાડીવાન અને નોકર આવ્યા હતા. ગાડીમાં પાટીયા તળે પેટી મુકાવી, ઉપર પાટીયાં નંખાવી, તે ઉપર ગાદી નંખાવી અને અરવિન્દ સૂતો. માથું ધુણાવતા બળદો ગળે બાંધેલી ધુઘરમાળના અવાજ કરતા ચાલ્યા. નોકરે વાત ચલાવી, 'ભાઈ! આપણી કાબરીને વાછરડી આવી. ભીખા પટેલના ખેતરમાં જારનો દાણો આવ આવડો થયો છે. આ ફેરી ઘી સારૂં ઉતર્યું. ભૂરી ભેંશ અધમણ દુધ દે છે; માજીએ અડદીયા તૈયાર કર્યા છે.'

અરવિન્દને કાને આ વાતો પડતાં મુંબાઈ જતાં પહેલાં–ગયા પહેલાના ગામડાના સુખી દિવસો, ને ગામડાની શાન્ત નિર્દોષ વાતો સાંભરી અને મુંબાઈનું દુઃખ, પડેલી આફત કાંક ઓછી થયેલી લાગી. પોતે કાંઈજ નથી, જીવન નકામું છે, એ વિચાર જતા રહ્યા; અને તેને બદલે વધારે ઉન્નત[2] અને ઉપયોગી મનુષ્ય થવાનો નિશ્ચય કર્યો.

---

૧. મોત. ૨. ચઢતો.

અરવિન્દની જાગીર લખતર સ્ટેટમાં એક નાના ગામમાં હતી. આ ગામમાં ઘરો તો માત્ર સોબસો જ હતાં; પરન્તુ તેમાં ઘણાંખરાં ખેડુતોનાં, એકાદ બે મુસલમાનનાં; તે સિવાયનાં વાણીયા બ્રાહ્મણનાં ઘરો હતાં. ગામના પાધરમાં જ નાની નદી વહેતી. ગામ બહાર એક હનુમાન, મહાદેવ, રામ અને માતાનું મંદિર હતું. એનું પોતાનું ઘર ગામડાશાઈ જ હતું. બહાર મ્હોટું ફળીયું, અંદર ઉંચી ઓશરી અને ઓશરીની સાથે જ એક પછી એક ઓરડા. સઘળે લીંપણ જ હતું, પરન્તુ દર આઠે દિવસે ભોંય લીંપાતી. સુવા, બેસવાના ઓરડામાં સામાન વ્યવસ્થાસર ગોઠવેલો હતો. અરવિન્દની નજરમાં તો મુંબાઈના ધનાઢ્ય લોકોના વાલકેશ્વર કે મહાલક્ષ્મી પરના ભવ્ય મહેલો કરતાં આ ઘર વ્હાલામાં વ્હાલું અને ઇન્દ્રપુરી જેવું હતું. આ જ ઘરમાં એના માતાપિતા રહ્યાં હતાં, અને મર્યાં હતાં, રહ્યાં હતાં એટલે આનંદમાં, નિશ્ચિંતપણે જીવન ગાળ્યું હતું. મુંબાઈની મોટારકારમાં ફરીને એમણે જીવન ગાળ્યું નહોતું, અને અરવિન્દને ગાળવા ઇચ્છા નહોતી. એની માતાની મ્હોટી છબી અરવિન્દ પોતાના ઓરડામાં જ રાખતો. જીવનના દરેક કાર્યમાં, જીવનની દરેક પળે, એ માતા અરવિન્દને સાંભરતી; અને એ માતાને પગલે ચાલનારી —એ માતાના જેવી જ ઘરમાં, કુટુમ્બમાં, ગામમાં શાન્તિ ફેલાવે એવી પત્ની મળે એ જ એની મ્હોટામાં મ્હોટી ઇચ્છા હતી. લગ્નની પવિત્ર ગાંઠ શિવાય કોઈ સ્ત્રીની સાથે સ્નેહ બાંધવો એને એ પાપ માનતો. પત્ની ખોળવામાં પ્રથમ એ થનાર પત્નીનાં મા અને બાપના ચારિત્ર્યની પહેલી તપાસ કરતો.

લીલા ન મળવાથી નિરાશ થયેલો અરવિન્દ પોતાના ઓરડામાં જઈ ખાટલા ઉપર પડયો, ને અરવિન્દને ઉછેરી મોટો કરનાર ગંગાડોશી દુધનો કટોરો લઈ આવ્યાં. “બેટા! લે, દુધ પી જા. હાય! હાય! મુંબાઈ જઈ દુબળો થઈ આવ્યો! મુવું મુંબાઈ! કહે છે ત્યાં તો દુધ પાણી જેવું ને ચાહના રગડા પીવાના, આખો દિવસ દોડાદોડી; એવું બા મારે ન જોઇએ. આપણે તો અહીં જ સારા.”

માજીના આ વ્હાલભર્યાં શબ્દો સાંભળ્યા ત્યારે જ અરવિન્દને થયું કે મુંબાઈમાં બનેલા બનાવ છતાં ઘર આગળનું આનંદનું સ્વપ્નું હજી નાશ પામ્યું નથી. અરવિન્દે માજીના હાથમાંથી દુધનો કટોરો લીધો ને માજીની જીભ ચાલી. અરવિન્દના કાને માજીના શબ્દો પડતા હતા એટલું જ: બાકી એના મગજના ખ્યાલ તો બીજા જ હતા. મુંબાઈ અને આ ગામડાના બનાવો સરખાવતો હતો ત્યાં પુસી ગેલ કરતી અરવિન્દના ખોળામાં ચડી બેઠી.

'બેટા ! તારા વિના પુસી સુની પડી હતી. એને વાચા નથી એટલું જ, બાકી એ સમજે છે કે મારો શેઠ દીલગીરીમાં છે !'

'દીલગીરી ? શા માટે દીલગીરી ?'

'બેટા! મારી પાસે શા માટે છુપાવે છે ? ધાવતા હતો ત્યારથી હું ત્હને ઓળખું છું. શરીર સારૂં હોય અને મનમાં કાંઈ ન હોય તે કાંઈ જણાયા વિના રહે ?'

અરવિન્દ તો આભો જ બન્યો. 'કાઠિયાવાડના એક ખૂણામાં વર્ષોનાં વર્ષો થયાં પડેલી, અભણ ગંગાડોશી મ્હારા હૃદયની વાત સમજી શકી એ જ નવાઇ !'

'બેટા ! બીજું દુધ લાવું ?'

'ના.'

પુસી અરવિન્દના ખોળામાંથી ઉતરી, સ્હામે ખૂણામાં જઈ સુતી.

'માજી ! મ્હને પણ આરામ લેવા દો. વખત જતાં સઉ સારાં વાનાં થશે.'



## પ્રકરણ ૧૭ મું.

## તરલાની પાછળ લાગેલો સાપ.

તરલાએ સુમનલાલ ઉપર તાર કર્યો અને ભાભીની રજા લઈ તરલા સ્ટેશને જવા નિકળી. તરલા આવવાની હતી ત્યારે–તરલાનો તાર આવ્યો ત્યારે ચંદાએ તરલાના સામુંએ જોવા ના પાડી હતી, તે જ ચંદા અત્યારે તરલાના જવાથી પોતાની સગી બ્હેન જતી હોય એમ શોક કરવા લાગી. વસન્તલાલ અને ચંદાના કુટુમ્બમાં નાશ પામેલા સ્નેહનો પુનરૂદ્ધાર તરલાએ કર્યો હતો. વસન્તલાલ સ્ટેશન ઉપર મૂકવા આવ્યો હતો. પણ ઘરમાંથી નિકળતાં તે ગાડી ચાલી ત્યાં સૂધી હરઘડીને તરલાનો ઉપકાર માનતો. આર્ય સંસારની પવિત્રતા–શાન્તિ જળવાઇ હોય તો તરલાને લીધે જ. તરલા ન આવી હત, તરલાએ સ્નેહની ઉચ્ચભાવના–ક્ષમા, પવિત્ર સ્નેહ, એકને જ ચાહવા–જેને પોતાનાં કહ્યાં ત્હેને જ ચાહવા, ત્હેના દોષ ન જોતાં ગુણ જોવાની ટેવ પાડવા ન કહ્યું હત તો, ઈંગ્રેજી સોસાયટીમાં ઘણીવાર નજરે પડે છે તેમ, સહજ સહજ કારણસર કે ગંભીર કારણસર છૂટાછેડા કે અણબનાવથી કાયમનાં ઉંચાં મન થાય છે તેમ, આ કેસમાં થયું હત. હિંદુ–આર્ય ગૃહસંસારમાં અણબનાવ, ગંભીર દોષો, અણવિશ્વાસ નથી એમ નહીં; પણ મન કાંઈ વધારે ઉદાર હોવાથી, આખરે માણસ છીએ એ વિચાર લાવી ક્ષમા અપાય છે, લેવાય છે અને કાયમનો અણબનાવ–કલેશ નથી રહેતાં. ત્હેમાં બન્ને સમજુ હોય, સંસ્કારી હોય, પ્રભુપરાયણ હોય તો કાળે કરી વિસરી જાય છે, ને વખત જતાં બન્ને આત્મા વધારે ગાઢ[1] પરિચયમાં આવે છે. ચંદા અને વસન્તલાલ આ અધઃપાન[2] પછી એકબીજા તરફ વધારે આકર્ષાયાં અને એ કુટુમ્બમાં ફરીને એકવાર ગૃહદેવીનું રાજ્ય સ્થપાયું.

---

૧ ઉંડા. ૨. નીચે પડવાનો બનાવ.

તરલા ગાડીમાં બેઠી અને એને પ્રિય સુમનલાલ અને નાનો કીકો સાંભર્યો. તરલા કોરીડર ટ્રેઇનમાં સ્ત્રીઓના ડબ્બામાં બેઠી હતી. ડબામાં સુરત, અમદાવાદનાં ઉતારૂઓ હતાં ત્હેમની સાથે નજીવી વાત કરી, પણ તરલાને ત્હેમાં રસ પડયો નહી. તરલાની સાથે એક કામ કરનારી બાઈ હતી. તરલાએ 'ગપસપ' કાઢી વાંચવા માંડયું, પણ 'ગપસપ' માં રસ પડયો નહી. બ્હારીઓ બંધ હતી, કાચના બારણા ઉપર વરસાદનાં ટીપાં પડતાં હતાં, પવન ઠંડો ફુંકાતો હતો. માથું કાચની બારીને ટીકવી, હાથમાં 'ગપસપ' લઈ તરલા વિચારમાં પડી. મુંબાઈના બે દિવસ નજર આગળ સીનેમેટોગ્રાફની ફીલ્મ માફક આવ્યા.

મુંબાઈ! ભાભીની વ્યાજબી રીસ, ભાઈ–ભાભીનો સંપ, લીલા, અરવિન્દ, ભૂજંગલાલ. ભૂજંગલાલનું નામ આવતાં જ ભૂજંગ–સાપ કરડયો હોય એમ ચમકી. 'જતાં વાત જ ગ્રાન્ટરોડ ઉપર ભૂજંગલાલ મળ્યો. કેવો ઉદાર! પેલા મરનારની બૈરીને બસો રૂપીઆ મ્હારા કહેવાની સાથે જ આપ્યા. પાર્ટીમાં પણ સર્વ કોઇ ભૂજંગલાલ તરફ જ જોતું. કેટલાં બૈરાં ભૂજંગલાલ સાથે વાત કરવા ઉત્સુક હતાં પણ તે તો મારી સાથે જ વાત કરતા. ત્યારે લીલા! મ્હારી સાથે વાત શા માટે? એ તો લીલાને પરણવાના, અને હું તો સુમનલાલને. મ્હારે તો સુમનલાલને પરણવું પડશે ને! સુમનલાલ અને ભૂજંગલાલ બેમાં કોણ ચડે? અરે! આવા વિચાર જ શા માટે? પાપમાં પડવા! હમણાં તો ચંદા ભાભીને શિખામણ આપી આવી એટલામાં હું જ...'

ગરીબ બિચારી તરલાનું મગજ ખસ્યું. ટ્રેઈન ફાસ્ટ દોડી જતી હતી. ઝાડો, નાનાં સ્ટેશનો જતાં હતાં પણ તરલાને ત્હેનું ભાન નહોતું, એટલામાં ગાડી ઉભી રહી અને "વલસાડ દસ મીનીટ" ની તીણી બૂમ તરલાના કાનમાં જતાં જ જાગી ઉઠી. નોકર બાઈ આવી બોલી, 'બ્હેન! ચાહ પીશો?'

'હા. ચાલ આપણે જ બહાર જઈએ.'

આટલું કહી બન્ને ગાડીમાંથી બહાર નિકળ્યાં. સામેથી 'બામણીયા ચાહ' વાળો છોકરો પીતળની મોટી કીટલી અને પ્યાલા લઈ આવ્યો. તરલાએ ચાહનો પ્યાલો હાથમાં લીધો. નોકર આગળ ગયો એટલામાં ઓવરકોટ પહેરી એક કદાવર પુરૂષ તરલાની સામે આવી ઉભો. તરલા બીની, પાછી હઠી, ઉંચું જુવે છે તો ભૂજંગલાલ. બ્હીક જતી રહી કે કેમ પણ બ્હીક રહી તો નહી જ. આનંદ થયો કે કેમ તે રામ જાણે, પણ નેત્રમાં તેજ વર્ષ્યું. તરલાથી બે મીનીટ તો બોલાયું જ નહી છતાં શ્રમ કરી બોલી:

'તમે પણ સુરત આવતા હશો એ મ્હને ખબર નહી. કેમ એટલામાં?'

'એટલામાં! એટલા જ માટે કે જ્યાં ત્હમે ત્યાં હું. આથી બીજું કયું કારણ હોઈ શકે?'

તરલા તો મુંગી જ થઇ ગઇ. પરન્તુ પોતાના હૃદયમાં હર્ષ—શોક, સંતોષ—અસંતોષ થાય છે કે કેમ તે સમજી શકી નહી.

'મ્હારા બોલવાથી ખોટું લાગ્યું હોય તો ક્ષમા કરશો, પણ સાચું કહ્યા વિના રહેવાયું નહીં.'

'પણ તે સાચું છે જ નહી. એ વાત જ ભૂલી જાઓ. આપણે એકબીજાને ઓળખતાં જ નથી એમ રહેવામાં જ લાભ છે—સુખ છે.'

'તે નહી બને. ત્હમને ભૂલવાં એ જાતને ભૂલવા બરાબર છે.'

તરલાના આખા શરીરમાં ઝનઝનાટ થઇ રહ્યો. ચાહવાળો પ્યાલો ક્યારે લઈ ગયો, પોતે પૈસા આપ્યા કે ભૂજંગલાલે ત્હેનું ભાન પણ ન રહ્યું. તરલા ઉશ્કેરાઇ ગઇ હતી—ગભરાઈ ગઈ હતી. ગાર્ડે સીટી વગાડી અને તરલા ગાડીમાં બેઠી. ગાડી ચાલી અને તરલાએ સુવાની તૈયારી કરી. પરન્તુ ઉંઘ આવી જ નહી. આંખો ઉઘાડી રાખતાં સામી ભીંતે તાજમહાલનું ચિત્ર નજરે પડતું અને મીચતાં ભૂજંગલાલનું ચિત્ર આવતું. પાસાં ફેરવી અર્ધીક રાત પસાર કરી ને રાતના બેના સુમારે સુરત આવ્યું. ગાડીમાંથી ઉતરતાં જ સુમનલાલ નજરે પડ્યો. સુમનલાલને જોતાં જ તરલાના શરીરમાં કંપારી છૂટી. એ કંપારી સ્નેહની

હતી કે કેમ ? એ કંપારી ભૂજંગલાલ સાથે વાત કરવાના પાપની હતી કે કેમ ? તે સમજી નહી.

સુમનલાલ તરલા પાસે ગયો. ' મુંબાઈની મજાહમાં મને તો ભૂલી ગયાં હશો ' એમ બોલ્યો. અનેક પતિપત્ની સહજ ઈર્ષા, પોતે જ સારા ને સામા ખરાબ એ વિચારે, પોતે જ ચાહે છે ને સામા ચાહતા નથી એ વિચારે ઘણીવાર અમુક શબ્દો બોલી જાય છે; પણ જાણતા નથી કે તેથી કેટલાં ગંભીર પરિણામ આવે છે. તરલાને સુમનલાલનો આ પ્રશ્ન આ વખતે ન રૂચ્યો.

' તરલા ! કેમ બોલતી નથી ? ત્હારા ઉપર મ્હારો કેટલો સ્નેહ છે ? ત્હારા વિના બે દિવસ કેવા કાઢ્યા છે તે મારૂં મન જાણે છે. '

' કીકો ક્યાં ? '

આ જ પળે ભૂજંગલાલ આવી ચડ્યો. વલસાડના સ્ટેશને તરલાથી છૂટા પડ્યા પછી ભૂજંગલાલની સ્થિતિ વધારે વિલક્ષણ થઈ હતી. તરલા વધારે નજીક જણાઇ. ત્હેને તરલા પ્રાપ્ત કરવામાં મુશ્કેલી ન લાગી. એની સાથે ભવિષ્યના સુખનાં સ્વપ્નાં અનુભવવા લાગ્યો.

સુરતના સ્ટેશનનાં પગથીયાં ઉતરી ભૂજંગલાલ બહાર તરલા અને સુમનલાલની વાટ જોતો ઉભો રહ્યો. ' ગાડીમાં બેસતાં બેસતાં કદાચ મ્હને એકાદવાર બોલાવશે, આવવા કહેશે, છેવટે ડોકું એ નમાવશે ' એ આશાએ ભૂજંગલાલ બહાર ટાઢમાં થરથરતો ઉભો. પરન્તુ બીજી જ પળે ભૂજંગલાલની નજર સુમનલાલ ઉપર પડી, અને ત્યારે જ એને લાગ્યું કે તરલાના જીવનનો આધાર, તરલાનું અત્યારનું જીવન તો ત્હેનો કરી માનેલો પતિ, સુમનલાલ જ છે. તરલાનો વિવાહ સુમનલાલ સાથે થયો છે. તરલા સુમનલાલને જ પરણશે એ ભૂજંગલાલ જાણતો હતો, છતાં તરલા મુંબાઈ આવી ત્યારે—તરલા મુંબાઇમાં રહી ત્યારે—સુરત પહોંચીને ઘોડાગાડીમાં બેઠી ત્યાંસુધી એ વાત જ વિસરી ગયો હતો. તરલા પોતાના શરીર અને સ્નેહના માલિકની

અડોઅડ ઉભી હતી. ભૂજંગલાલના કહેવાતા સ્નેહને આ રૂચિકર[1] લાગ્યું નહી. ઉનાળાના સખ્ત તાપમાં, અરણ્યમાં ભટકતા તૃષાતુર[2] માણસ કાંચન જેવા નિર્મળ મીઠા ઝરણા પાસે આવે, અને નીચા પડી પીવા જાય ને કોઇ ગંધાતું પ્રાણી એ પાણી બગાડે ને ચીડ ચ્હડે તેમ ભૂજંગલાલને અત્યારે થયું. ભૂજંગલાલથી રહેવાયું નહી. એની ધીરજ એના કાબુમાં રહી નહી. તરત જ ગાડીવાળાને સામાન સંભાળવાનું કહી તરલા અને સુમનલાલ ઉભાં હતાં–ગાડીમાં બેસતાં હતાં–ત્યાં ગયો. જતાં જતાં–તરલાના સામું જોતાં જોતાં–એટલું જ બબડયો: ‘ બસ એ જ તરલા એને ચ્હાતી નથી, ચાહી શકે જ નહી.’

ભૂજંગલાલ તરલા પાસે ગયો. સુમનલાલ પાસે હતો તેની જરાયે દરકાર કર્યા વિના જ બોલ્યો,

‘ તરલા ! રાત્રે ઉંઘ તો આવી હતી ને ? ગાડીમાં હરકત તો નહોતી આવી ને ? ’

‘ ના. ’

તરલાની ‘ ના ’ માં, એની બોલવાની ઢબમાં, એના મ્હો ઉપરના રંગમાં, નેત્રમાં જણાતા વિકારમાં જ કાંઇક એવું હતું કે ભૂજંગલાલના હૃદયમાં શાન્તિ ફેલાઈ.

‘ આ જ ભૂજંગલાલ ! હું ગઈ ત્યારે એમનાં મા સાથે હતાં. ભાભીની બ્હેન લીલા... ’

‘ હા. હું જાણું છું. મ્હેં એમને જોયા છે એમ લાગે છે. તરલા ! જતાં માનો સંગાથ અને આવતાં દિકરાનો. ભૂજંગલાલ ! ત્હમે રજા ઉપર હશો ! ’

આના ઉત્તરની જરાયે રાહ જોયા વિના સુમનલાલે ગાડીવાનને ગાડી ચલાવવા હુકમ આપ્યો.

---

૧. ગમતું. ૨. તરસથી પીડાતા.

ભૂજંગલાલ, સુમનલાલને—એના ઈર્ષાળુ[1] સ્વભાવને ઓળખતો એટલે એને ઉત્તર આપ્યા વિના જ તરલાને કહ્યું.

'હરકત ન હોય તો મળવા આવું ?'

'અમને આપની કમ્પનીનો લાભ મળશે. અમે સોમવારે ઘેર જ રહીયે છીએ.'

ગાડી ચાલી અને શરીરો ઘસડાયાં.

---

## પ્રકરણ ૧૮ મું.
## સુરતમાં તરલા.

તરલાનાં વૃદ્ધ માબાપ ઘરમાં જ હતાં. પરન્તુ હવે ઘરનો સઘળો કારભાર તરલા તેમ જ સુમનલાલને સોંપ્યો હતો. તરલા કેળવાયેલી, ડાહી, ઘરરખુ અને નીતિમાન હતી એટલે માબાપને તરલા તરફનો જરાયે ઉચાટ નહોતો. બહુ પરિચય—સંબંધથી માન જતું રહે છે એટલે અને નાનપણથી જ સુમનલાલ સાસરામાં રહેતો હોવાથી પતિ તરફ પૂજ્યભાવ આવવો જોઇએ, સમાનભાવ આવવો જોઇએ તે ભાવ તરલાને આવ્યો નહોતો. મ્હારા પિતાએ રાખ્યા છે, પિતાની વગથી ભણ્યા છે, પિતાની વગથી નોકરીએ રહ્યા છે, એ તરલાના મનમાંથી ખસતું નહોતું; અને એને લીધે જ સુમનલાલને આવતો જોઇ તરલાનાં નેત્ર હસતાં નહી, તરલાનું હૃદય ઉછળતું નહી. તરલા સુમનલાલને ચહાતી એટલે એના તરફ લાગણી હતી. એ સ્નેહ મક્કમ છે કે કેમ એની પરીક્ષા કરવાનો, એની કસોટીમાંથી પસાર થવાનો પ્રસંગ આવ્યો નહોતો. મુંબાઈ ગઈ, ત્યાંની સોસાયટી જોઈ ભૂજંગલાલના પરિચયમાં આવી ત્યારે જ સુમનલાલ અને ભૂજંગલાલની સરખામણી કરવા લાગી. તરલાની કેળવણી જ એવી હતી. એનું મગજ કેળવાયું હતું, એનું હૃદય કેળવાયું નહોતું. પતિ કે પત્ની પસંદ કરવામાં અન્તર-

---

૧. અદેખો.

પરીક્ષા કરતાં અંદરની પરીક્ષા કરવામાં આવે, તુલના[1] જ કરવામાં આવે ત્યારે આવું જ પરિણામ આવે એમાં નવાઈ નથી.

સુમનલાલ સાંજના પાંચ થતાં જ ઑફીસમાંથી આવ્યો. આવતાની સાથે જ લાયબ્રેરી હોલમાં ગયો. ખાનગી સેક્રેટરીએ તૈયાર કરેલા પત્રો ઉપર સહી કરી. સુમનલાલનું કામ બહુ—વધારે ચોકસ હતું. નવું પુસ્તક લાવે ખરો, વંચાય નહી પણ એને પુંઠું ચડાવવામાં, નંબર આપી કબાટમાં ગોઠવવામાં તૈયાર. આ વખત વાંચવાનો, આ વખત પેપરો જોવાનો, આ વખત ગાવાનો, એમ નિયમિત. સુમનલાલ કદી વાંચતો હોય અને તે વખતે તરલા લાગણીના જોરથી કે સ્નેહના ઉભરાથી હોંસમાં ને હોંશમાં સુમનલાલ પાસે જતી, હસતાં ઉછળતા હૃદયે પ્રેમભર બોલાવતી તો નિયમિત સુમન–પ્રેમમાં પણ નિયમ માનનારો સુમન–એકદમ પોતાના જેવા જ બીજાને માની, પરિણામ સમજ્યા વિના કહેતો કે, ‘ તરલા ! ત્હને કેટલીવાર કહ્યું કે હું વાંચતો હોઉં ત્યારે તારે ન આવવું. આપણે વાત કરવાના વખતની પા કલાકની વાર છે. જા પછી આવજે. ’

‘ પછી આવજે ’ એ કાંઈ સ્નેહની ઉર્મી–મોજાંને કહેવાય નહિ. તરલા પાછી પડતી અને નિરાશ થતી. તરલા તરલ હતી, એના હૃદયમાં લાગણી હતી. લાગણીનું જોર હતું અને એમાં મોજાં આવતાં ને જતાં.

રાતના નવ વાગ્યા અને સુવા જવા બન્ને છૂટાં પડતાં પહેલાં વચલા હોલમાં તરલા અને સુમનલાલ મળ્યાં.

‘ તરલા ! મુંબાઇ જે કામે ગઈ હતી તેમાં ફતેહ મળી ને ? ’

‘ ફતેહ ! ’ એટલું કહેતાં ભાઈભાભીની તકરાર, અને આણેલા અંતની પુર્ણ હકીકત રસભર કહી.

---

૧. સરખામણી.

'તરલા ! વસન્ત ત્હારો ભાઈ થાય છે એ ખરૂં પણ વાંક એનો જ છે. ચંદ્રા બરાબર જ ચ્હીડાઈ છે.'

સુમનલાલ ચોખ્ખાબોલો હતો અને સગપણ કે સંબંધની જરાયે શરમ રાખે એવો નહોતો, એ તરલા જાણતી હતી અને તેટલા માટે માન પણ હતું.

'તરલા ! આમ છતાં એ પતિપત્નીનું સમાધાન ત્હેં કર્યું જાણી હું બહુ ખુશી થયો છું, અને તેથી વધારે તો ત્હને પાછી આવેલી જોઈ ખુશી થયો છું.'

'વારૂ ! કઈ ચોપડી વાંચો છો ?'

'મેરી કોરેલીની નવલકથા છે.'

'વારૂ, સુખી રાત. હું જાઉં છું. હજી તો પિતાજી પાસે બેસવું છે.'

'ખરે એ ભલા, પ્રમાણિક અને વફાદાર તો છે.' આટલું બબડતી તરલા ત્યાંથી ચાલી ગઈ.

---

# વિભાગ બીજો.

## પ્રકરણ ૧ લું.

## હવાફેર.

કકડતી ટાઢ પડતી હતી, લીલા દર શિયાળામાં પિતાની સાથે સ્હવારમાં ફરવા જતી, તે લીલા આ ફેરી જઇ શકતી નહોતી. લીલા–મયદાનીઆમાં અરવિન્દને મોહીની લગાડનાર લીલા, ભૂજંગલાલની માનીતી લીલા, દિવસે દિવસે સુકાતી હતી. મ્હો ઉપર ફિકાશ આવી હતી, માંસલ શરીર હાડપીંજર થયું હતું, હૃષ્ટપુષ્ટ લાલી વાળી યુવતી લાગવાને બદલે આઠ દશ વર્ષની નાની છોકરી જેવી લાગતી. ગરમ લાંબી બૉયનો કબજો, માથે ગરમ રૂમાલ, ગરમ મોજાં, ગરમ લુગડું, ને શાલ સાથે પણ કોઈનો હાથ ઝાલ્યા શિવાય લીલાથી બ્હાર નિકળાતું નહીં. ઉધરસ સાથે ઝીણો તાવ શરૂ થઈ ગયો હતો. ખાધું પચતું નહિ. એક વખત એવો હતો કે જ્યારે લીલા હસતી ત્યારે ત્હેના ગોરા ભરેલા ગાલમાં ખાડા પડતા અને ત્હેના સફેદ દાંત, લાલ ઓઠ, જોનારને મોહ ઉપજાવતા, તે જ લીલાનું મ્હો સુકાઈ ગયેલી કેરી જેવું થયું હતું અને હસતી ત્યારે જોનારને બ્હીક લાગતી.

લીલાને ત્યાં આજ ડાકટરોની ધમાલ હતી. લીલાના પિતા તેમ જ માતાને લીલા માટે ભય ઉપજ્યો હતો. ઘણા દિવસ ઘરનાં ઓસડીયાં કરી ઘસડયું, પણ હવે તેમ કરે ચાલે એમ નહોતું. મુંબાઇના નામાંકિત ડાકટરો ભેગા કર્યા અને ડાકટરોની તપાસ દરમિયાન કુટુમ્બમાં શંકા, ત્રાસ, શું હશે, શું કહેશે, એ સર્વ વ્યાપ્યું હતું. બે કલાકની તપાસની અન્તે ડાકટરોએ એટલું જ કહ્યું કે માનસિક નબળાઇને લીધે અને ઘણા દિવસની બેદરકારીને લીધે ક્ષય લાગુ પડયો છે. શું થાય એ અત્યારે કહેવાય એમ નથી, પણ જો ફેર પડવાનો હોય તો

હવાફેરથી પડશે. માટે એકદમ માથેરાન, મહાબળેશ્વર કે લાનોલી એને લઇ જાઓ.

ડાકટરો ગયા અને આખું કુટુમ્બ સાથે મળી વિચાર કરવા બેઠું. હાલમાં રોગો જ એવા છે, રહેવાનાં ઘરો અને હવાપાણી જ એવાં હોય છે કે મુંબાઈ જેવાં ગીચ વસ્તીવાળાં ઘરોમાં આખા દિવસના વૈતરા પછી, પુરતી કમાઇના અભાવે રોગ દાખલ થાય છે; અને રોગ દાખલ થતાં હવાફેર કરવાની ડાકટરો સલાહ આપે છે. ચાલતી કમાઈ મૂકી, જેના ઉપર જીવનનો આધાર હોય એ મૂકી, લાનોલી, ખંડાળા કે ધરમપોર હવા ખાવા જવામાં–કુટુમ્બના એક માણસને લઇ જવામાં કેટલી મુસ્કેલી છે તેની તવંગરોને–જેણે એ સ્થિતિ નથી અનુભવી ત્હેમને–ખબર નથી. 'માણસ કરતાં પૈસા વધારે છે?' ના, નહિ જ. પરંતુ હવા ખાવા જવા જેટલો નોકરીનો પગાર, ધંધાની કમાઈ ખોઈ, હવા ખાવાના સ્થળે ખર્ચવાનો પૈસો ક્યાંથી લાવવો? આમ સાધનને અભાવે જ ક્ષય જેવા રોગો મુંબાઇ જેવા શહેરમાં દાખલ થાય છે, અને એ જ સાધનના અભાવે જ અનેક મૃત્યુ થાય છે. હવાફેર માટેનાં આશ્રમોની જરૂર છે ખરી, પણ તે કરતાં વધારે જરૂર જીંદગીની સગવડો વધારવાની છે.

ચંદા લીલાના મંદવાડને લીધે દરરોજ આવતી. ત્હેમાં આજ તો ડાકટરો આવનાર હોવાથી સ્હવારની જ આવી હતી. તરલાના આવી ગયા પછી ચંદા અને વસન્તલાલ વચ્ચેનો અંતરપડદો દૂર થયો હતો. તેઓ 'હતાં તેવાં પાછાં વરવધુ અમે તો થઈ ગયાં.'+ છતાં કલાપી કહે છે તેમ 'રે રે શ્રદ્ધા ગત થઇ[1] પછી કોઇ કાલે ન આવે: લાગ્યા ઘાને વિસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે.'

ચંદાનો પ્રિય પતિ વસન્તલાલ હવે મહેતાજીને બોલાવતો નહિ. મહેતાજી દાદર છોડી મુંબાઇ રહેવા ગઇ હતી, છતાં કદાપિ વસન્તલાલ-

---

+ બ. ક. ઠાકોર. ૧. વિશ્વાસ ગયો.

ને આવતાં વાર થતી, કોઈ સ્ત્રીમંડળમાં જઈ આવ્યો એમ કહેતો ત્યારે અને ક્ષણ વાર–પહેલી પળે ચંદ્રા બળી જતી, પતિ ઉપર અણ-વિશ્વાસ લાવતી. બ્હારથી આવતાં ક્યાં જઇ આવ્યા એ પ્રશ્ન પહેલી પૂછતી. આમ છતાં વસન્તલાલની પૂર્ણ વફાદારીને લીધે અને આવી આવી નાની શંકાને અંતે થતા પશ્ચાતાપને લીધે, આ બન્ને વચ્ચે સંબંધ બંધાયો, ગાઢો થયો અને ત્હેમનાં જીવનનું વહાણ શાન્તિથી, કોઈ કોઇ વાર ન્હાના વાવાઝોડા સહન કરતું. ચંદ્રાને પોતાને અનુભવ હતો એટલે, લીલાની સ્થિતિ સમજી હતી, અને એટલા જ પુરતી એ એવડી દુઃખી થઇ હતી. અધુરામાં પુરૂં એનાં બન્ને છોકરાં આ વખતે જ માંદાં હતાં.

'ચંદ્રા ! શું કરવું ?'

'પિતાજી ! હું આવત પણ નાનાં છોકરાંને લઇ હું ક્યાં આવું ! બા અને લીલાને જવા દો. ત્હમે મુકી આવો અને આઠે દહાડે એક વાર જઇ આવજો. હું પણ એકાદ વાર આવી જઇશ.'

'સાંભળ્યું ચંદ્રા કહે છે તે ! તું જાય પછી મારૂં શું ?'

'હું તમારી અગવડ સમજું છું, પણ આ લીલુડી ખાતર આપણે સહન કરવું જોઇએ. તમે અહીં જ રહો. હું ને લીલુ જઇશું.'

'જેમ તારી મરજી.'

લીલા જરાક આઘે પલંગમાં પડી પડી અસ્વસ્થ શરીરને લીધે આળોટતી હતી. ત્હેણે પોતાના પિતા, માતા અને બ્હેન વચ્ચેની વાતો સાંભળી અને ધીરેથી બોલી,

'બા ! પિતાજી નહી આવે ? આવે તો શું ? મને એમના વિના નહી ગમે.'

લીલાના આ શબ્દે કોમળ માતપિતાના હૃદયને વિંધી નાખ્યા. ચંદ્રા અને માતાની આંખમાં જળજળીયાં આવ્યાં. પિતાનું હૃદય બળી ગયું. પરન્તુ હિંમત રાખી લીલા પાસે ગયા. નીચા પડી ત્હેના માથા ઉપર હાથ ફેરવ્યો, ખાટલા ઉપર બેઠા, લીલાનું માથું ખોળામાં લીધું,

એને ગાલે, વાંસે હાથ ફેરવ્યો અને પિતાના સ્નેહાળ વર્તને કાળા વાદળમાં વિજળીનો ચમકારો થાય તેમ શોકાતુર ચહેરા ઉપર સ્મિત હાસ્ય આવ્યું. લીલા સૌથી ન્હાની, અને એટલે સૌથી વ્હાલી પુત્રી હતી. લીલા પોતાના હૃદયની વાત જેટલી બાપને કહેતી તેટલી માને કહેતી નહી. પિતાજી મ્હારી સ્થિતિ સમજી ગયા છે એમ લીલાને તરત જ લાગ્યું ને સંતોષ થયો.

' લીલુ ! હિમત રાખ. સાંભળ. આમ કર. રોજ સ્હવારે ઉઠી ત્હારે એમ જ માનવું કે હું તદ્દન સારી થઈ ગઈ છું ને મ્હારા જેવું કોઈ સુખી જ નથી. પિતાની સાથે હમેશની માફક આજ શા માટે ફરવા ન જાઉં ?'

લીલાએ નિશ્વાસ નાખ્યો. પિતાના ખોળામાંથી માથું ઉપાડી લીધું અને ભીંત સામું મ્હો કરી પાસું વાળી પડી રહી.

મમતાળુ માતાએ આ જોયું ને પતિને ઠપકો આપતાં કહ્યું—' તમે પણ શું જેમ આવે તેમ બોલતા હશો ? બીચારીના જીવને પૂછવું જોઈએ છીએ. વળી એ વાત સંભારી એને દુઃખી કરો છો. શારીરિક ખૂન કરનારને ફાંસીની સજા છે તો માનસિક ખુન કરનારને માટે શા માટે સજા ન હોવી જોઇએ ?'

પિતાને લાગી આવ્યું. પોતે ભૂલ કરી એ સમજ્યો. છતાં પણ જતાં જતાં બોલ્યો, "પણ લીલાના સંબંધમાં તો ત્હારો જ વાંક છે, મ્હેં તો પહેલે જ દિવસે કહ્યું હતું. ત્હેં એને બોલાવ્યો હતો."

પતિના આ શબ્દો પુત્રીના દુઃખે દુઃખી થતી માને આકરા લાગ્યા, ને પુત્રીના દુઃખ અને કદાચ તેનું મૃત્યુ થાય તો તે મૃત્યુનું કારણ પોતે થઈ જાણી ગભરાઇ અને રોઇ.

' રોઇશ નહી. એમાં તારોએ શો વાંક ? ભાવી. હિંમત રાખ. પરમેશ્વર આપણને દુઃખી નહી કરે. '

તેઓ છૂટાં પડયાં અને લાનોલી જવાની તૈયારી થઈ.

## પ્રકરણ ૨ જું.

## શણગારભાભીને ત્યાં પાર્ટી.

સુરતમાં 'શણગારભાભી'ના નામથી ભાગ્યે જ કોઈ અજાણ્યું હશે. શણગારભાભીના પતિ તરીકે જ ઝવેરભાઈ ઓળખાતા હતા. વ્યાપારમાં ઝવેરભાઈ મશગુલ હતા. પૈસાને અંગે ઓફીસરો, સાહેબો ને પારસીઓમાં ફરવું પડતું. કોઈ જાહેર મીટીંગમાં ઝવેરભાઈ અથવા શણગારભાભી ન હોય એમ બને જ નહી. શણગારભાભીને પિતા તેમ જ પતિનો પૈસો આવ્યો હતો અને નાનપણથી મુંબાઈમાં રહેલાં હોવાથી ફરવું, હરવું, મીજલસ ગમતી. કોઈને ત્યાં પાર્ટી કરવી હોય, કોઈના વિવાહ માંડવા હોય કે ભાગવા હોય તો શણગારભાભી પહેલાં પોતાને ત્યાં ન્યાતજાતની, પાડપડોશીની ઉમર લાયક છોકરીઓને ભરવા ગુંથવાનું શિખવવાને બહાને બોલાવતાં; અને શણગારભાભી શૃંગારની[1] આડકતરી વાતો કાઢી, ન્યાતના કુંવારા છોકરાઓની વાતો કાઢી, ત્હેમની રસિક વૃત્તિઓ ખીલવતાં.

તરલા નાનપણમાં શણગારભાભીને ત્યાં જતી, પરન્તુ વસ્તુસ્થિતિ[2] જોઇને, સમજ આવતાં સદ્‌ભાગ્યે ત્યાં જતી બંધ પડી હતી. એને લાભ એ જ થયો હતો કે એનો વિવાહ–સગાઈ થઈ ગઈ હતી; એટલે બીજાના વિચાર આવે એમ નહોતું, અને કુંવારી એટલે સગાઈ વગરની જીંદગી ભોગવતી મોટી કન્યાઓનો એને અનુભવ નહોતો. પરન્તુ તરલા મુંબાઇ ગઈ—ત્યાં બે દિવસમાં 'સોસાઇટી' જોઈ —ભૂજંગલાલ જેવા અનેક પુરૂષો જોયા અને તરલ હૃદયની તરલાના અંતઃકરણમાં ખળભળાટ શરૂ થયો. એ ખળભળાટ શાથી થાય છે, સારો છે કે કેમ તે એ સમજી શકી નહી.

શણગારભાભીનો ઠસ્સો હજી એવો ને એવો જ હતો. લુગડાં, રંગ–પાવડર અને સુધરેલા જમાનાનાં સાધનોથી જેમ બને

---

૧. પ્યાર. ૨. ખરી હાલત.

તેમ સુંદર અને આકર્ષક બનવામાં એ જરાયે કચાશ રાખતાં નહિ. એ તો એમજ કહેતાં કે જ્યારે મ્હારા હાથપગ અટકશે ત્યારે દેવદર્શન કરીશ કે માળા લઇશ, ત્યાંસુધી તો દુનિયાની મોજ ભોગવીશ. સુરતમાં નવા ઓફીસર, નવા નવા મુસાફર આવે અને તે જો પૈસાદાર કે 'સોસાયટી' ને લાયક હોય તો શણગારભાભીને ત્યાં પાર્ટી ખરીજ. ઘણી યુવાન સ્ત્રીઓને વાત કરવાનું, હૃદયના ઉભરા ખોલવાનુ સ્થાન શણગારભાભી હતાં. ધણીધણીઆણીની, સાસુ વહુની, નણંદ ભોજાઇની લ્હડાઇઓ શણગારભાભી પતાવતાં. 'તું આ સાળુ લે,' 'ત્હને આ કબજો શોભશે,' 'તું આવી કંઠી કરાવ' એ સલાહ પણ શણગારભાભીની જ. મ્હોટી ઉમર થતાં—સાસરે આવ્યાને આઠ દસ મહીના થઇ જાય ને સારો દિવસ ન દેખાય તો બાધાઆખડી કે જપમાદળીયાં શણગારભાભી મારફત જ થતાં.

આ શણગારભાભીને ત્યાં આજ પાર્ટી હતી. નવ વાગતાંની સાથે જ મોટારકાર, બબ્બે ઘોડાની ફેટીનો, નાજુક તાયફા, શીગ્રામો, અને વીકટોરીયાઓ શણગારભાભીના બંગલા પાસે આવવા લાગી. મુંબાઈ—સુરતમાં વરઘોડા, મીજલસની વ્યવસ્થા કરવા, બેસોજી કરવા, અત્તરગુલાબ દેવા, જામાપીછોડીવાળા ભાડુતી પારસીઓ મળે છે. આવા જ એકાદ બે પારસી બંગલાના દરવાજા પાસે ઉભા રહી, નીચા વળી સલામ કરી ગાડીનાં બારણાં ઉઘાડી મહેમાનોને દાદરનો રસ્તો બતાવતા હતા. ઉપર બારણા પાસે જ શણગારભાભી વૃદ્ધ પણ યુવાન, અરાઢમી સદીનાં પણ એકવીસમી સદીને ટપી જાય એવા ઠઠારામાં ઉભાં હતાં, અને કોઇને શેકહેન્ડ તો કોઇને જય જય કહી હસતા મુખે આવકાર આપતાં હતાં. શણગારભાભીની મિજલસનો હૉલ સ્વર્ગના બાગ સમાન થઈ ગયો હતો. સાડાનવ થતાં, તમામ આવનારા આવી ગયા એમ લાગતાં જ ધોળા સફેત પાટલુન, હાફકોટ પહેરેલા, ઉઘાડે ઓળેલા માથે અને વગર બૂટે ફરતા 'બૉયો'એ રૂપાના તાટમાં ચાહ કોફીના પ્યાલા દરેકના મ્હોં આગળ ધર્યા. ચાહની

સોરમ જ એવી હતી કે એકને બદલે બે પ્યાલા લેવાનું મન થાય. બબ્બે ત્રણ ત્રણનાં ટોળાં ચાહને લીધે–ચાહને નામે ભેગાં થયાં હતાં, અને ઘરની, બ્હારની, અંતરની વાતો કરી મોજ મેળવતાં હતાં. ભૂજંગલાલને અત્યારે લીલા, તરલા સાંભરતી હશે કે કેમ તેની જોનારને શંકા પડતી; કારણ અત્યારે તે શણગારભાભી પાસે ઉભો હતો, અને શણગારભાભી આવેલા પરોણામાંથી, યુવાન કન્યાઓની ઓળખાણ દૂરથી કરાવતાં હતાં. તરલા આવી હતી. શણગારભાભીને ઘણાંક ચહાતાં નહી, શણગારભાભીની ઘણીક નિંદા થતી, પણ શણગારભાભીનો પ્રભાવ એવો હતો કે એને મ્હોયે કોઇ કાંઈ બોલી શકતું નહી, એટલું જ નહી પણ એને ના કહી શકતું નહી. તરલાથી ના પડાઈ નહી અને મનની મરજી વિરૂદ્ધ તે આજે આવી હતી. તરલાની તરલ આંખે ભૂજંગલાલને જોયો. ભૂજંગલાલ શણગારભાભી સાથે વાત કરતો હતો અને વારંવાર હોલમાં ફરતી બીજી યુવતીઓને નિહાળતો. તરલાથી આ સહન થઈ શક્યું નહી અને ઉતાવળે પગે શણગારભાભીને મળવાને બ્હાને આવી.

શણગારભાભીને મળી અને ભૂજંગલાલ તરફ મ્હોં ફેરવી તેણે વાત ચલાવી.

‘ મુંબાઇથી આજ જ મને કાગળ આવ્યો છે. એમાં લખે છે કે લીલા બહુ માંદી છે. ’

ભૂજંગલાલે જવાબ આપ્યો–‘ ખરે ! ’

લીલા—પોતાની ભવિષ્યની માનિતી પત્ની લીલા—સગાઇ નક્કી થઈ ગઈ છે એવી લીલા–ભયંકર મંદવાડમાં છે, એ ભૂજંગલાલ ન જાણે એ બને જ કેમ ! તરલા માની શકી જ નહી અને ભૂજંગલાલના સામું જોઇ ઉભી જ રહી. આખરે બોલી, ‘ભૂજંગલાલ ! શું ત્હમને કાંઇ થતું નથી ? આટલી બધી બેદરકારી ? તમને ખબર ન હોય એ કેમ બને ? ’

'તરલા ! તમે ભૂલો છો. ગંભીર માંદગી સાંભળી ઉલટો હું બહુ દીલગીર થયો છું. મ્હને પુરેપુરી હકીકતની ખબર જ નથી. કાગળ-માં શું લખ્યું છે ?'

એટલામાં શણગારભાભી આવ્યાં. વાત અટકી. ચાહનો બીજો પ્યાલો લેવા શણગારભાભીએ આગ્રહ કર્યો અને શણગારભાભી બીજે ગયાં.

'તરલા ! કાગળમાં શા ખબર આવ્યા છે ?'

'ભૂજંગલાલ ! સ્ત્રીઓ જેવા પુરૂષોનાં મન દઢ નહી. બાળક એક રમકડું નાખી દઈ બીજું રમકડું લે એમ પુરૂષો એક સ્ત્રી, બીજી સ્ત્રી એમ કરી શકે. સ્ત્રીઓની સ્નેહાળ ભૂમિમાં એકને જ પ્રવેશ હોય છે. માફ કરજો, પણ મ્હારાથી કહ્યા વિના રહેવાયું નહી.' તરલા ખૂણામાં પડેલા ગોળ મેજ ઉપરના છબીઓના આલ્બમનાં પાનાં ફેરવતી બોલી.

'તરલા ! તમે શું કહેવા માગો છો એ હું સમજી શકતો નથી.'

તરલા થાકી ગઈ હતી. પાસે પડેલો કોચ ખાલી હતો અને તરલા તે ઉપર બેઠી. તરલાની સાથે જ પણ જરા દૂર ભૂજંગલાલ પણ બેઠો.

'ભૂજંગલાલ ! મ્હારે કહેવાનું હતું તે કહ્યું. ખરે તમે બહુ જ ક્રૂર થયા છો. ત્હમારૂ વર્તન કેવળ દોષપાત્ર છે.'

'તરલા ! મ્હને આ વાતની ખબર નથી એમ તમે ધારો છો ? પણ એમાં દોષ કોનો છે ? એનો જવાબદાર કોણ છે ?'

'તે હું શું જાણું ? એ સવાલ મ્હને પૂછવાથી શો લાભ ?'

'તરલા ! તું—તમે જાણો છો.' આટલું કહેતાં જ ભૂજંગલાલ તરલાની સામે જોઇ રહ્યો. એની આંખ ક્ષણવાર મળી. તરલા એકદમ બોલીઃ

'ત્હમારામાં હૃદયની જ ખામી છે. લાગણી જ નથી એ આ ઉપરથી જણાય છે.'

તરલા બોલતાં બોલી તો ખરી, પણ એના હૃદયમાં એક એવો ઝણેણાટ થઇ ગયો કે તે ઢીલી થઈ ગઈ. જાદુગરના હાથમાં પુતળી નાચે તેમ તે ભૂજંગલાલની હાજરીમાં વિવશ[1] થઇ ગઈ.

---

૧. બેબાકળી.

'તરલા! તમારી ભૂલ છે. એ સ્નેહ હતો જ નહી.'

'બહુ થયું, ભૂજંગલાલ! એ દુષ્ટ શબ્દ વાપરવો મુકી દો. એ સ્નેહને નામે કાંઇક ઘરો ભાગ્યાં. એ સ્વર્ગીય સ્નેહને નામે અનેક કુટુંબો પાયમાલ કરી નાખ્યાં. વર્ષોનાં વર્ષો બાળબચ્ચાં સાથેના કુટુમ્બની ખાનાખરાબી એ સ્નેહને નામે થઇ. અનેક પત્નીઓ–પ્રેમાળ પત્નીઓ પતિના બીજીની સાથેના સ્નેહને લીધે સંસારમાં નિરસતા લાગતાં મરી ગઈઓ. સાચો અને ખોટો પ્રેમ, અને લાગણીનો ભેદ કોણ સમજ્યું? કોણે સમજાવ્યો?'

તરલા વેગમાં ને વેગમાં બોલી, પણ પછી તેને થયું: 'ભૂજંગલાલને આમ કહેવાનો મ્હારો શો હક્ક! હક્ક? કોણ જાણે કેમ હક્ક હોય એમ થાય છે! ત્યારે એ સાંભળે છે કેમ? અરેરે! આમ ગમે ત્યારે ગમે તે વિષય ઉપર પુરૂષો સાથે વાત કરવામાં હરકત નહી એ નવી માન્યતાથી ખરે નુકશાન થવાં જ જોઇએ.' તરલા લાલ–લાલ થઇ ગઇ. આખું શરીર ધ્રુજતું હતું છતાં હિમત રાખી બોલી, 'ભૂજંગલાલ! ઘણા વખતથી ત્હમને કહેવાની વાટ જોતી હતી. ત્હમને મળીશ અને કહીશ એ ઇચ્છાથી જ હું આવી હતી. આજસૂધી કોઇ ધનેતરથી પણ હું અંજાઇ જતી નહી તે કોણ જાણે કેમ તમારાથી અંજાઉં છું, અને તે સાથે ત્હમે મ્હને દીલગીર પણ કરી છે.'

ભૂજંગલાલ તરલા સામું–તરલાની સુંદરતાની મનમાં તારીફ કરતો જોઇ જ રહ્યો.

'ત્યારે તમારે મારી પાસે શું કરાવવું છે?'

'એટલુંજ કે મુંબાઇ કે લાનોલી જાઓ, લીલાની માફી માગો અને લીલાને –'

'બોલો, બોલો, આ તમારી જીભ કહે છે કે મન? લીલાની માફી માગું? લાનોલી કે મુંબાઇ જાઉં? તમારી પાસેથી જાઉં? ને લીલાને માફી આપવા કહું? બોલો–બોલતાં કેમ અટક્યાં?'

'ભૂજંગલાલ! મ્હારૂં લગ્ન થયું નથી પણ સગાઇ થઇ છે. આપણામાં સગાઈ તોડાતી નથી. જો તમારો મ્હારી પ્રત્યે ભાવ હોય તો મ્હને સુખ થાય એમ કરશો?'

ભૂજંગલાલનો ચહેરો પ્રફુલ્લિત થયો.

'તરલા! હું ત્હમારી આંખે જ જોઉં છું, ત્હમે મારૂં સર્વસ્વ છો એ ત્હમે નથી જાણતાં? મનની શાન્તિ હું જ જાણતો નથી પછી ત્હમને શી રીતે આપું? કહો તો તમારે માટે મ્હારો જાન આપું. કહો તો સ્નેહ આપું. પણ તમને—તમારી મૂર્તિ તો મારાથી ખસેડી ખસેડાશે નહી. મારા મનથી તો 'દેહ જુદા એક પ્રાણ' એમ છે.

મ્હારી નજરમાં તો હવે બે જ રસ્તા છે. સંપૂર્ણ સુખ અથવા નિરાશા. અને જો સુખ મળે તો—અહા......'

તરલા નાની નહોતી, સમજુ હતી, ભણેલી હતી, સુમનલાલની ભવિષ્યની પત્ની હતી. સુમનલાલમાં કોઇ દોષ નહોતો. અત્યાર લગી સુમનલાલને જ સર્વસ્વ મનથી આપી બેઠી હતી. ભવિષ્યમાં—પરણ્યા પછી સુખી જીવન ગાળવાનાં સ્વપ્નાં આવતાં હતાં. હમણા જ ચંદાભાભીને ત્યાં બીજાને ચહાતા ભાઇના ઘરમાં શાન્તિ ફેલાવી આવી હતી તે જ તરલા—હૃદયની લાગણીના વમળમાં જ ગોથાં ખાતી તરલા—અત્યારે કાંઇજ કહી શકી નહી. અત્યારે જ મનોબળ જણાવી ભૂજંગલાલને કડવાં વેણ સંભળાવ્યાં હત તો હમેશનું દુઃખ જાત. પણ તરલાએ એમ ન કર્યું. તે મુગી જ રહી અને ભૂજંગલાલ તરફ પ્રેમાળ આંખે નજર કરી.

ભૂજંગલાલ નિરાશાની ટેકરી ઉપર જ હતો. હમણા જ ચોખ્ખો જવાબ મળશે, હમણાં જ અપમાન થશે એમ માનતો હતો ત્યાં તરલાની આંખે—તરલાના સ્મિત હાસ્યે નિરાશા ઉરાડી નાંખી.

'હાશ! ઓ પ્રભો! નિરાશા—દુઃખ જોતો હતો, સઘળે અંધકાર જ લાગતો હતો ત્યાં આશાનાં કિરણ પ્રકટયાં લાગે છે ને આખરે

સ્નેહબીજ વવાયાં છે. તે મને ચાહે છે. બસ એટલું જ. એનો ચહેરો જ કબૂલ કરે છે.' ભૂજંગલાલના મનમાં થયું.

'ભૂજંગલાલ! આજથી આમ મળવું બંધ રાખો અને આમ આવી રીતે કોઇ દિવસ મારી સાથે વાત પણ કરતા ના. આજથી બ્હેન—ભા—'

'તરલા! બોલો. તમારાથી એ શબ્દ વપરાવાનો જ નથી, એ તમે સમજો છો. કાં તો આપણે સુખ ભોગવીએ અગર હમેશને માટે દુઃખી થઇએ. બોલો શી મરજી છે?'

તરલા કાંક બોલવા જતી હતી ત્યાં ભૂજંગલાલ બોલ્યો:

'માત્ર આશા રહે અને જે સુખ અત્યારે ભોગવું છું એટલું પણ રહેવા દો તો બસ. એટલું પણ ન બને તો મને જવા દો. દુનિયા વિશાળ છે. ક્યાંઇક ચાલ્યો જઇશ અને મ્હારી હાજરીથી ફરીને કોઈ દિવસ તમને કંટાળો નહી આવવા દઉં.'

'મ્હેં તમને જવાનું કહ્યું નથી.'

'તો પછી થાય તેમ થવા દો. પણ સુમનલાલનું કેમ? સગાઈ તોડાશે? તમારા પિતા ન્યાતનો દંડ ભરશે?'

આ જ પળે સામેથી સુમનલાલ આવ્યો. સુમનલાલ આજ મોડો આવ્યો હતો એટલે આવતાં વાર જ શણગારભાભીને ખોળવા લાગ્યો. શણગારભાભીને ખોળતાં તરલા અને ભૂજંગલાલ ઉપર નજર પડી. પણ તે ન ગણકારતાં શણગારભાભી પાસે ગયો ને બોલ્યો,

'શણગારભાભી! આજની પાર્ટીનો રંગ ઓર છે! ત્હમારે ત્યાં કોણ ન આવે? ન આવે ત્હેની ત્હમે ખબર લઇ જ નાંખો તો!'

સુમનલાલમાં એક જ દોષ હતો. એને કોઇપણ તરેહની ચર્ચા ગમતી નહી. કોઈ વ્યાખ્યાન, કલબ કે પુસ્તકની વાત કરે તો તે એટલું જ કહેતો–'એમાં શું? એથી શું? એમાં રળ્યા શું? નાહક માથાફોડ, વખતની બરબાદી, એના કરતાં ઘેર ઉંઘીયે કે બાયડી છોકરાં

સાથે બે ઘડી બેસીયે તો શું ખોટું? ચોપડીયો વાંચે શું વળે?' તરલા જુદા જ કુટુમ્બમાં કેળવાઈ હતી. જાહેર સંસ્થા, જાહેર કામ, ન્યાત, જાત, દેશ સુધારણાની ચર્ચા રોજ ઘરમાં થતી ને તેમાં ભાગ લેતી અને પુસ્તકો, ચોપાનીયાં વગર એને ઘડી ચાલતું નહી. સુમનલાલ મહેનતુ વિદ્યાર્થી હતો અને મહેનત કરી તેણે પરીક્ષાઓ પસાર કરી હતી. પણ ચર્ચા–વાંચવાની મગજમારી જરાયે ગમતી નહી. સુમનલાલનો આ સ્વભાવ જગજાહેર હતો એટલે શણગારભાભીએ વાત કાઢી.

'સુમનલાલ! બાસુના બીલનું શું છે? શા માટે આપણા લોકો સામા થતા હશે?'

'શણગારભાભી! જવા દોને એ માથાકુટ. બાસુ ને બાસુનું બિલ જાહનમમાં જાય! તમારે કે મારે તો પરણવાનું નથી ને?' આટલું બોલી સુમનલાલ બીજે ગયો.

યુરોપ કે એશિયા, રૂશીયા કે અમેરીકા ગમે ત્યાં જાવ પણ મનુષ્યસ્વભાવ તો એકને એક જ. દેશદેશના રિવાજ જુદા છતાં કેટલાક સામાન્ય વિચારો તો આવવાના જ. પુરૂષ અને સ્ત્રી, પતિ. પત્ની ન હોય તેવાં સ્ત્રીપુરૂષો, યુવાન સ્ત્રીપુરૂષો, વારંવાર એકાન્તમાં મળે, કલાકો ને કલાકો વાતો કરે તો લોકો ત્હેમની તરફ શંકાની નજરે જોવાનાં જ. જે સમાજમાં સ્ત્રીઓ લાજ કાઢતી નથી, મોટી વય સૂધી અથવા જન્મભર કુંવારી રહી શકે છે અને જેમાં સ્ત્રીપુરૂષ સાથે હરીફરી શકે છે તેમાં આવી શંકા મોડી આવવાની; પણ આવવાની તો ખરી જ. હિંદુઓમાં, જુના વિચારના લોકોમાં મ્હોટી વયની કન્યાઓને, વિવાહિત સ્ત્રીઓને પતિ શિવાય બીજા પુરૂષો સાથે ફરવા દેવામાં આવતી જ નથી, ત્હેનું કારણ માત્ર એટલું કે અનિષ્ટ પરિણામ ન આવે. બન્ને સમાજમાં બંધી અને સ્વતંત્રતા છતાં માઠાં પરિણામ આવે છે ને આવવાનાં જ. માત્ર દીર્ઘ વિચાર કરી પોતે જે કરે છે તે સારૂં જ કરે છે, પોતાનો જ રિવાજ સારો છે એ માન્યતા

પ્રચલિત છે અને એને અંગે એક સમાજ બીજી સમાજની ટીકા કરે છે, બાકી અવિવાહિત કે વિવાહિત સ્ત્રીપુરૂષોનો ગાઢો પ્રસંગ ઘણી વાર શારીરિક નહિ તોપણ માનસિક પાપ ઉત્પન્ન કરે છે જ, અને આવો ગાઢ પ્રસંગ–સંબંધ જોઇ દરેક સોસાયટી શંકા લાવે એ અ-સંભવિત નથી. આજની પાર્ટીમાં પણ એમ જ બન્યું. ભૂજંગલાલના ચારિત્ર્ય–સ્વભાવથી કોઇ અજાણ્યું નહોતું. એના જેવા સાથે તરલા ગાઢા પરિચયમાં હોય એમ વાત કરે, હસે, મ્હો ઉપર લાગણીઓના ભાવ આવે ને જાય એ કેમ છાના રહે ? પાર્ટીમાંની એક બાઇએ બીજીને કાનમાં કહ્યું:—

‘ અલી ! જોતો ખરી, વાત વધતી જાય છે.’

‘ હું ત્હને નહોતી કહેતી ? તું માનતી નહોતી.’

આ બે જ જણાં જોતાં હતાં એમ નહિ. આખી પાર્ટીમાં તરલા અને ભૂજંગલાલ વાતનો વિષય હતાં. તમામની આંખો એ બે તરફ જ હતી. માત્ર પોતાના જેવા જ બીજા એમ માનનાર સુમન-લાલને હજી સુધી જરાયે શંકા ઉત્પન્ન થઈ નહોતી અને વાતમાં હતો. ચકોર શણગારભાભીની નજર ચારે બાજુ હતી. તરલા–ભૂજંગ-લાલની ટીકા થાય છે અને એના પોતાના જ મકાનમાં આમ થાય એ ઠીક નહિ માની એ તરલા પાસે ગઇ ને બોલી :

‘ તરલા ! સુમનલાલને કોઈ ચર્ચાનો વિષય તો ગમે જ નહિ. જરાક ત્હારો સ્વભાવ આપ.’

‘હા–હશે,’ કરી તરલા ત્યાંથી આઘી ખસી. અડધો કલાક ગયો ને સુમનલાલે તરલાને ઘેર આવવા કહ્યું. તરલાને પાર્ટી ગમતી જ નહોતી એ સુમનલાલ જાણતો હતો એટલે જ વહેલાં ઘેર જવા કહ્યું, પણ આજની તરલાને પાર્ટીમાં આનંદ પડયો હતો એટલે જાવ, હું પછીથી આવીશ, કહી સુમનલાલને વિદાય કર્યા. અગીઆર વાગ્યે પાર્ટી પુરી થઈ. પરોણાઓ કોઇ હિંડતા તો કોઈ ગાડીમાં ચાલતા

ગયા. ભૂજંગલાલની તેમજ તરલાની ગાડી આવી હતી. બન્ને નિચે ઉતર્યાં. તરલા ગાડીમાં બેઠી, ભૂજંગલાલ બ્હાર ગાડી પાસે જ ઉભો હતો.

'તરલા ! મિત્ર તરીકે સારૂં ઓળખાણ રાખવાનું તો ત્હમે કબૂલ્યું છે, પણ હું તો એથી વધારે ગાઢા પરિચયની આશા રાખું છું. જે શબ્દને ત્હમે દુષ્ટ ગણો છો તે શબ્દમાં જ મારૂં સુખ સમાયેલું છે.'

'શું ? સ્નેહ ! પ્યાર !' તરલા મનમાં બબડી, 'એ કેમ બને ?' તરલા ભૂજંગલાલ તરફ જોઇને જ રહી. ગાડી ચાલી. ભૂજંગલાલ તરફ તરલાએ અનેકવાર પાછું જોયું. ભૂજંગલાલ ત્યાં જ ઉભો હતો. ગાડી દૃષ્ટિ મર્યાદામાંથી બ્હાર ગઇ અને ભૂજંગલાલ પોતાની ગાડીમાં બેસી ગયો.

## પ્રકરણ ૩ જું.

### સુમન અને તરલા.

મ્હોટાને ત્યાં પરણેલા કે પરણનારા યુવાનો સામાન્ય રીતે પોતે જો સાસરે રહેતા હોય કે રહેવાના હોય તો પોતે હલકા લેખાય છે એમ માની વધારે સીરજોરી કરે છે. ધનાઢ્ય કે સત્તાધારી સસરા આગળ ચાલતું નથી એટલે ખુણે ખોચરે, પરણેલા હોય તો રાત્રે બિચારી વહુને મેણાં મારી વીંખી નાખે છે અને પિતાની માનીતી, સમૃદ્ધીવાળી હોય છતાં બળેલી, ત્રાસેલી રહી અન્તરનું સુખ ભોગવતી નથી. જો કન્યા સંસ્કારી[૧] હોય, સ્નેહ સમજતી હોય, બન્ને વચ્ચે સમભાવ હોય તો આવાં પરિણામ નથી આવતાં ખરાં, છતાં જમાઈ

૧. સારી વૃત્તિની.

—વર ઘણી વાર કુટુમ્બ ઉપર–વિશેષે કરીને વહુ ઉપર તાગાં કરે છે. નાનપણથી જ સાથે રહેવાથી, ભણાવવા કે સ્થિતિને લીધે ઘેર રાખેલા જમાઇની પ્રત્યે પૂજ્યભાવ હમેશાં રહેતો નથી અને કન્યાના મનથી પણ સમાનતા જતી રહે છે. સુમનલાલ કેળવાયલો હતો. સર્વ રીતે સારો હતો, કમાતો હતો, તરલા ત્હેને પોતાનો થનાર પતિ માનતી હતી, તે પ્રમાણે વર્તતી હતી, છતાં તરલાનો ત્હેના પ્રત્યે પૂજ્યભાવ નહોતો.

'But sing and shine by Sweet Consent,
Respecting in each other's case,
Gifts of nature and of grace.'*

પતિપત્નીના આ જરૂરના સુખી થવાના તેમજ સુખી કરવાના ગુણો આવા દાખલામાં હોતા નથી અને તરલા તથા સુમનલાલમાં નહોતા. તરલાનું જીવન અત્યાર સૂધી ટુંકું હતું. હવે એની દૃષ્ટિ વિશાળ થઇ હતી. અનુભવ વધ્યો અને કેળવણી, સંસર્ગ અને કુટુમ્બમાં સંસ્કારને લીધે સરખામણી કરવા લાગી. એ સરખામણીમાં સુમનલાલનું પલ્લું ઉંચું રહ્યું. એમાં ખામી દેખાવા લાગી. વિવાહ થયો હતો, લગ્ન નહોતું થયું, પણ ન્યાતના રીવાજ પ્રમાણે એ તૂટે એમ નહોતું એટલે વધારે અસંતોષ થયો.

પાર્ટીમાં તરલા સુમનલાલ જોડે આવી નહી, ઘેર જતાં પણ એકલી જ ગઈ. પાર્ટીમાં પણ સુમનલાલ સાથે ભાગ્યે દસ મીનીટ ગાળેલી એ સુમનલાલને લાગ્યું હતું. વળી ફરતાં ફરતાં ભૂજંગલાલ અને તરલાની ટીકા પોતાને કાને પડેલી એટલે સુમનલાલ કાંઇક ચીઢાયો હતો. વધારે છૂટ તરલા લે એ એને ન ગમ્યું માટે જ તે વ્હેલો ઘેર ગયો, અને ઘેર આવ્યા પછી તરલાને શિખામણ દેવા નિશ્ચય કર્યો.

સુમનલાલ ઘેર આવ્યો પણ ઉંઘ આવી નહી. વાંચવાના રૂમમાં

---

* એક બીજાને રૂચતા રહી આનંદ અને સુખમાં રહેવું; કુદરતી તેમજ મેળવેલા ગુણો માટે એકબીજા પ્રત્યે માનની લાગણી રાખવી.

જઈ તે દિવસનું પેપર હાથમાં લીધું પણ એમાં રસ પડયો નહી. સુમનલાલ ઘડીઘડીમાં ઉભો થતો, રૂમાલથી પરસેવો લોહતો, પાણીથી મગજ ઠંડું કરતો. ઘરમાં બધાં સુઇ ગયાં હતાં. સુમનલાલ ઘડીયાળ જોતો, ગાડીનો ખખડાટ સાંભળતાં બારીયે જોતો ફરતો હતો. હમેશના શાન્ત–ભોળા હૃદયના સુમનલાલના હૃદયમાં આજ અદેખાઇ, ઈર્ષા દાખલ થયાં હતાં. સામાન્ય રીતે સુમનલાલને શંકા ઉત્પન્ન થતી જ નહી. એની એવી માન્યતા હતી કે જે પતિ પોતાના પત્નીના ચારિત્ર્યની શંકા લાવે છે તે તેના પ્રેમનું અપમાન કરે છે. પત્ની પતિને ચાહ્ય જ, પતિ પત્નીને ચાહ્ય જ. એકબીજામાં શંકા સંભવે જ નહી એ સુમનલાલની શ્રદ્ધા[1] ડોલવા લાગી હતી. બીજી ગમે તેવી ખુબસુરત કે ભણેલી યુવતીને જોઇ પોતાને કાંઇ જ થતું નહી, અને તરલા જ મારી છે, એ જ મ્હારા સ્નેહનું સ્થાન છે, એમજ માની બીજા વિચાર કાઢી નાંખતો એટલે એને તો તરલાને માટે પૂર્ણ વિશ્વાસ હતો. આમ છતાં કોણ જાણે કેમ એના હૃદયની આજ શાન્તિ જતી રહી હતી. વિશાળ–ધોધબંધ વહેતી નદીના ઉપર બાંધેલા પુલ ઉપર ચાલતાં પડુ પડુ થતા પુલને જોઈ જીવનની આશા નષ્ટ થાય તેમ આજ સુમનલાલના સુખના પુલનું થયું હતું.

સુમનલાલે હજી લુગડાંએ પુરાં કાઢયાં નહોતાં. એક ઓરડામાંથી બીજા ઓરડામાં ફરતાં ફરતાં તરલાના ઓરડામાં આવ્યો, ત્યાં સાડીઓના ડુચા, કબજાના ઢગ, ચોપડીયો અસ્તવ્યસ્ત, માસિકો સીલબંધ પડયાં હતાં. પોતાના સસરાએ પોતાની અને તરલાની નાનપણમાં સાથે પડાવેલી છબી જોતો ઉભો રહ્યો. તરલાની સાથે પોતે ઉભો હતો, ત્યાં ભૂજંગલાલ! ભૂજંગલાલ હોય એમ કલ્પના કરી. પોતાની જગાએ ભૂજંગલાલ. નિશાળમાં વિદ્યાર્થી તરીકે નાટક કે વ્યાખ્યાનમાં તમારી જગાએથી તમને કોઇ હાથ પકડી ઉઠાડી મૂકે ને તે

૧. માન્યતા.

જગા પોતે લે તો ત્હમને કેવું લાગે? સુમનલાલની સ્થિતિ અત્યારે ત્હેવી જ હતી. લગ્ન થયું નહોતું. વિવાહ ભાગે તો? નાતને દંડ આપી ભાગે તો? આટલા દિવસ–આટલાં વર્ષો સાથે રહ્યાં, એકબીજાને પતિપત્ની માન્યાં—જગમાં મનાયાં, એકબીજાએ કેટલા આનંદ પણ ભોગવ્યા તે એટલા માટે!

'બસ! એ જ. આટલેથી અટકાવવું જોઇએ. ગમે તેમ થાય તોએ. પણ મારે કહેવું કેવી રીતે? કારણ શાં આપવાં? ભૂજંગલાલની સાથે વાત કરતી હતી–કલાક સૂધી વાત કરતી હતી એ જ કે બીજું? વાત ના કરે? વગર ભણેલ જુના જમાનામાં સ્ત્રીને પડદામાં રાખતા, હાલ તો સોસાયટી, કલબ, સમાજોમાં સ્ત્રીઓને હરવા ફરવાનો હક છે અને ત્હેને અંગે અનેક પુરૂષો સાથે પ્રસંગમાં આવવાનું બને તો પછી વાત કરે એમાં પાપ! અમે પુરૂષો કેમ બીજી સ્ત્રીઓ સાથે વાત કરીયે છીએ?......બહુ વાત ન કરવી, એમ કહું તો મ્હને વ્હેમ આવે છે એમજ થાય ને? ત્યારે મુગો રહું? ના. બસ એ તો તડ ને ભડ. બંધ જ. ત્યારે કેવી રીતે વાત કરવી?...હાં, બરાબર. એના મગજમાં આ વાત ઠસાવવી. પ્રથમ તો લોકટીકા, બીજું ન્યાતના રીવાજ પ્રમાણે વિવાહ તોડાય નહી, એટલે લગ્ન થયાં જ કહેવાય તો પછી–એકની પત્ની થયા પછી બીજા પુરૂષ સાથે વાત કરવી એ પાપ છે. ત્રીજું એની અસર કુટુમ્બમાં માઠી થાય, અને ચોથું એને પોતાને એમાંથી નુકશાન થવા સમ્ભવ છે.'

એટલામાં ગાડીનો ખખડાટ સંભળાયો. ગાડી ઉભી રહી અને તરલા ઉપર આવી. હમેશના નિયમ પ્રમાણે સુતા પહેલાં તરલા સુમનલાલને મળતી. આજ બાર વાગ્યા છે એટલે સૂઇ ગયા હશે માની આવવાની નહોતી, પણ ઓરડામાં ઝગઝગતો દિવો જોઇ ડોકીયું કરવા આવી. તરલા પોતાના સુમનલાલને બેચેન ફરતો જોઇ એકદમ બોલી:—

'હજી સૂતા નથી! બાર વાગી ગયા ને!'

'તરલા ! મ્હારે ત્હારી સાથે વાત કરવી છે.'

તરલા એકદમ સ્તબ્ધ થઈ ગઈ. 'મ્હારી સાથે? શાની ! ચાલો બેસો, બોલો શું છે ?'

'તરલા ! તું સાવચેત રહેજે એટલું જ કહેવાનું છે.'

'સાવચેત ! શા માટે? શું છે ?'

તરલાનો ઉત્તર અંતઃકરણનો જ હતો અને સુમનલાલને કાંક શાન્તિ થઈ.

'તરલા ! દુનિયા હજી સ્વર્ગ થઈ નથી. તું સહેજ જ ફરતી હોઇશ, ત્હારા મનમાં કાંઈ જ નહી હોય પણ દુનિયા એના ઉંધા અર્થ લે છે. આજ જ તું પાર્ટીમાં ભૂજંગલાલ સાથે એવી રીતે વાત કરતી હતી કે બીજાં ટીકા કરતાં હતાં.'

તરલાની આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. એનું આખું શરીર ધ્રુજવા લાગ્યું.

જનસ્વભાવ જ એવો છે કે પોતે ગુન્હેગાર હોય વા ન હોય તો પણ પહેલે તડાકે બચાવ શોધે. તરલા પણ પરિણામનો કાંઇ પણ વિચાર કર્યા વિના બોલી :

'સુમન ! મ્હને તમારો સ્વભાવ જ વિચિત્ર લાગે છે. ત્હમને શું ગમે છે ને શું નથી ગમતું તે કહી શકાતું જ નથી. 'તું કોઈની સાથે બોલતી નથી. અભિમાની છે. કોઇ ખાઈ જાય છે? આપણે સુધારાના વિચારના એટલે હજાર જણ આવે તો પછી બધાની સાથે છૂટથી બોલતાં શું થાય છે,' તે કહેનાર ત્હમે. હવે આમ બોલું છું, તમારૂં મનગમતું કરૂં છું તો તમને વ્હેમ આવે છે. હું કોઇ દિવસ પાર્ટીમાં જતી હતી? તમે ને શણગારભાભીએ કહ્યું ત્યારે ગઇ. ત્યાં જઇ બે માણસ સાથે હસી બોલી એટલે ખરાબ ઠરી ?'

સુમનલાલ હાલતી ખુરસી ઉપર બેઠો હતો ને ખુરશી હલાવતો હતો. તરલા બોલી :

'મ્હેરબાની કરી હલાવો નહી. ખખડાટ મારાથી ખમાતો નથી.'

'તરલા ! આ તરલાના શબ્દો નહી. મુંબાઇ જઈ આવ્યા પછી તરલા તરલા જ નહી.'

'એટલે તમે કહેવા શું માગો છો ? હું શું કરૂં છું ને શું કરૂં ?'

સુમનલાલનો મિજાજ આજ હાથથી ગયો હતો. પરંતુ મૂળમાં જ નરમ, પહેલે જ તરલાને કાંઇ કહી શકેલો નહિ એટલે મિજાજ બિજાજ લાગે એમ હતું જ નહિ. સુમનલાલે ગંભીર થઈ કહ્યું :

'હું શું કહેવા માગું છું તે સાંભળ. પહેલાં તો ચિત્ત ઠેકાણે રાખી સાંભળજે. તું જાણે છે કે ઇર્ષ્યા, વ્હેમ શુદ્ધ પ્રેમમાં હોય જ નહી, હોય તો તે પ્રેમને અપમાન રૂપ છે: એવું માનનારો હું છું. અને મ્હને વ્હેમ નથી તે પણ તું જાણે છે. પરન્તુ ન્યાતજાત, જનસમાજની કેટલીક મર્યાદા છે. એ મર્યાદા ન ઓળંગાય, એ હદ બ્હાર ન જવાય તેમાં જ આપણી શોભા છે. આજ રાતની મીજલસમાં તારી વર્તણુક વ્હેમ લાવે એવી હતી. એથી મ્હને વ્હેમ આવ્યો છે એમ માનીશ નહી. બીજાં ટીકા કરતાં હતાં તે મ્હેં કાનોકાન સાંભળ્યું છે. ટુંકામાં ત્હારી પોતાની ખાતર પણ હદમાં નથી રહી.'

તરલા એકદમ જ બબડી ઉઠી, 'કદાચ હશે.'

વળી મનમાં વિચાર આવ્યો: 'બસ એ જ. બીજાની વાત. મ્હારા કરતાં—મ્હારા પ્રેમ કરતાં—મ્હારા સુખ કરતાં બીજાની ટીકાની—બીજાના મતની દરકાર વધારે રાખે છે. બીજા મ્હને ખરાબ કહે માટે હું ખરાબ. કેવા નબળા મનના !'

'સુમન !' તરલા મ્હોટેથી બોલી, 'આજ તમારા શરીરને ઠીક નથી ખરૂં ? સૂઈ જાઓ. હું જાઉં છું.' તરલાએ ઉઠી ચાલવા માંડ્યું. ત્યાં સુમનલાલ આડો ઉભો રહ્યો અને જરા ક્રોધે ભરાઇ બોલ્યો. ત્યાં તરલા મિજાજ ખોઇ બોલી : 'તમારે જે કહેવું હોય તે કહો. આ બેઠી.'

'તરલા! તરલા! ન્યાતના નિયમ પ્રમાણે સગાઇ તૂટે એમ નથી પણ ધર્મનો બાધ આવવાનો નથી. માણસની લાગણી ઉપર કોઈની સત્તા ચાલતી નથી. હૃદયની અંદર શું થાય છે તે નથી જણાતું–નથી જાણી શકતા. એમાં જ લાભ છે. બાકી જાણતા હત તો તો માઠાં પરિણામ આવત. પરન્તુ જ્યાંસૂધી સગાઇ તૂટી નથી, તોડી નથી, નાનપણથી તું મારી ને હું તારો એમ મનાયા છીએ એટલે તારે તારો ધર્મ સમજવો જોઇએ. ઇશ્વરેચ્છા અને મનુષ્યના નિયમ પ્રમાણે આપણે બે એક થવાનાં. આપણા બે વચ્ચે સાંકળ નંખાઈ–નંખાશે તો પછી તેમાં વિક્ષેપ પાડવામાં–તેમાં વિઘ્ન નાખવામાં પણ પાપ છે.'

'સુમન! તમે શું પીંજણ પીંજ્યા કરો છો તેની મ્હને સમજ પડતી નથી.'

'તરલા! મ્હારે ખાતર બોલીશ નહી. કદાચ મ્હારાથી વધુ બોલાયું હશે. લોકોનો વ્હેમ કદાચ ખોટો પણ હોય. પણ હું જે કરૂં છું તે ત્હારા અને મ્હારા સુખને ખાતર જ કરૂં છું. હું ત્હારો થનાર પતિ છું અને હું ત્હને ચાહું છું, માત્ર લગ્નની ધર્મક્રિયા જ બાકી છે. એટલે વાક્‌દાન થઇ ગયું છે. એ જ કાર્યથી આપણે સાથે રહીએ છીએ, હરીયે છીએ, ફરીયે છીએ, પવિત્ર છીએ, ને એકબીજાને પોતાનાં માનીયે છીએ. એ સંબંધ તોડવો–આ સંબંધ રાખી બીજા સાથે જોડવો એ પાપ છે હોં!'

'સુમન! તમારૂં શું કહેવું છે તે જ હું સમજી શકતી નથી– તમે સમજાવી શકતા નથી. બે વાગવા આવશે. હવે મ્હને ઉંઘ આવે છે. હું તો સુવા જાઉં છું.'

'તરલા! શું હું ઘાસ કાપું છું? સાંભળ! હું કદાચ ખોટો હોઈશ પણ જે કહું છું તે આપણા હિત ખાતર જ કહું છું. હું ત્હારો પતિ છું અને ત્હને ચાહું છું.'

ક્ષણવાર તરલાને ભુતકાળ સાંભર્યો. સુમનલાલ સાથે સગાઇ થઇ, સુમનલાલ ઘરમાં રહેવા આવ્યો તે વખતે તરલા કેવી રીતે જોતી,

નિશાળે જતાં, ચોપડી કે રૂમાલનું બાનું કાઢી હજારવાર સુમનને જોતી. મ્હોટી થઇ ત્યારે—અરે કાલ સવાર સૂધી—મુંબાઈ ગઈ ત્યાંસૂધી—સુમનના નામે શેરડા પડતા, સુમનને નેકટાઇ ભરી આપવામાં, સુમન માટે પાન કરવામાં, સુમનના કોટને બટન નાંખી આપવામાં, સુમનના અક્ષર વાંચવામાં ઓર મજાહ આવતી. તે જ તરલા આજ 'ચાહું છું' એ શબ્દથી ચ્હીડાઇ અને સ્નેહના શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય, સ્નેહનું પૃથક્કરણ કર્યું હોય તેમ બબડી—'સ્નેહ! સ્નેહ એ શી વસ્તુ છે તે તે સમજે છે ખરા! માત્ર સ્નેહ શબ્દ જ સાંભળ્યો છે—સ્નેહનો ભેદ સમજ્યા જ નથી.'

'સુમન! જરા ખુલાસેથી કહો—ને જે કહેવું હોય તે.'

'સાંભળ! હું તો ત્હને ચાહું છું ને ચાહીશ. પણ જે કહું છું તે મારે માટે નહી પણ આપણા સુખને માટે જ કહું છું. મ્હારા કહેવાની કાંઇજ અસર નથી એ વાત સાચી! કદાચ મ્હારી માન્યતા ખોટી હોય. એમ હોય તો હું ત્હારી ક્ષમા માગું છું. પરન્તુ મારા કહેવા પછી એકાન્તમાં વિચારતાં એમ લાગે કે મ્હારા કહેવામાં જરા પણ સત્યતા છે તો તે ઉપર વિચાર કરજે ને મ્હારી આગળ હૃદય ખૂલ્લું કરજે.'

'મારે કાંઇ વિચાર કરવાનો છે જ નહી. ઉંઘ આવે છે. ઉંઘવા જવાદો તો મહેરબાની.'

સુમનલાલ—શુદ્ધ પ્રેમ, અનન્ય નિશ્ચલ પ્રેમમાં માનનારો સુમનલાલ મુંગો રહ્યો. એણે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો અને ચાલ્યો ગયો.

તરલા ઉભી રહી—હમણા પાછા આવશે એમ માની ઉભી રહી. બન્ને ઘણી વાર રીસાતાં પણ એક પળ પછી પાછાં મળતાં, હસતાં રમતાં છૂટાં પડતાં. આજ એમાંનું કાંઇ જ થયું નહિ. તરલાની નજરમાંથી સુમનલાલ ખસ્યો. તે જ પળે બીજી મૂર્તિ હૃદયમાંથી બ્હાર આવી નજર આગળ તરવરવા લાગી અને તરલાના મ્હો ઉપર આનંદ છવાયો. સુમન ઉપર ભૂજંગે સત્તા ચલાવી.

---

# પ્રકરણ ૪ થું.

## લોકચર્ચા.

ભૂજંગલાલ તરલાના મોહમાં એટલો લુબ્ધ થયો હતો કે એને જગતની વાતો, જગતની નિન્દાનું જરાયે ભાન નહોતું. લગ્નના પોતાના વિચાર પ્રમાણે, નવી સદીના સ્વતંત્ર વાતાવરણ પ્રમાણે, લગ્નની અમૂક પદ્ધતિ જ જરૂરની છે એમ તે ન માનતો હોવાથી એને કાંઇ થતું નહોતું. લગ્ન, ધર્મક્રિયા કે બંધન છે એ વિચાર ભૂજંગલાલને નહોતો. લગ્ન કરાર છે, અરે એક જાતની સગવડ છે એટલું જ માનતો. ધર્મક્રિયા કે અમૂક સમાજની લગ્નક્રિયામાં પતિપત્નીને સોગન લેવા પડે છે. આ શા માટે? એક અથવા બન્નેને જ્યાં સુધી બને–ફાવે–સગવડ પડે ત્યાંસુધી સાથે રહે પછી છૂટા થાય તો શું? એમાં જ સ્વતંત્રતા છે, એમાં જ સુધરેલા જમાનાની મહત્તા છે એમ એ માનતો. આથી જ્યારે જ્યારે એના મિત્રો તરલા માટે પૂછતા ત્યારે ત્યારે તેમને ઉરાડતો.

પરન્તુ ખરૂં દુઃખ તરલાને થયું. તરલા અને ભૂજંગલાલ મળતાં એ વાત ધીમે ધીમે ચર્ચાતી ચર્ચાતી સુમનલાલને કાને આવી. પોતાની ભવિષ્યની પત્ની આમ પરપુરૂષ સાથે હરે ફરે, પોતાને ત્હેની ખબર નહી, લોકમાં નિંદા થાય એ ત્હેને જરાયે ગમ્યું નહિ. તરલાનાં માતપિતાના કાને આ વાત હજી ગઈ નહોતી, પરન્તુ શુદ્ધ હૃદયના સુમનલાલના જીવનમાંથી રસ જતો રહ્યો. જે તરલાને પવિત્ર માનતો, જે તરલાને નમુનેદાર પત્ની થશે એમ માનતો તે તરલામાં આવો ફેરફાર જોતાં જ તે દીલગીર થયો અને ખટપટ કરી નોકરીની બદલી કરાવી સુરત છોડયું. ખરી નિન્દા સ્ત્રીઓમાં થઇ. તરલાને મ્હોટી કરવામાં આવી હતી. તરલાને ઉંચી કેળવણી આપવામાં આવી હતી–તરલાને સમાજોમાં હરવાફરવા દેવામાં આવતી તે બધું અયોગ્ય

લેખાયું. "છોકરીઓને મ્હોટી કરવામાં આવા ભવાડા થાય! સ્ત્રીઓ સ્વતંત્રતાને લાયક નથી તે કાંઈ શાસ્ત્ર ખોટું કહે છે? ભાયડાઓ સાથે હરેફરે, બોલે, શેકહેન્ડ કરે એમાંથી સારાં પરિણામ આવે જ નહી! છોકરીઓ ઇંગ્રેજી ભણે કે બગડે જ. આ તરલા! કેવાં ભાષણ કરતી! કેવા લેખો લખતી! ત્હેને જોયું ને! માબાપે જેની સાથે વિવાહ કરેલો, આટલાં વર્ષ જેની સાથે રહી તેને છોડી દેવા તૈયાર થઈ છે. પરણી હશે? નારે ના."

તરલા–દુ:ખી તરલા આ બધું સાંભળતી. સુમનલાલના સદ્‌ગુણો સાંભરી આવતાં એમના જીવનને પોતે નિરસ કરવા બેઠી છે તે ખાતર પશ્ચાત્તાપ કરવા લાગી. પરન્તુ ભૂજંગલાલની સમક્ષ ભૂજંગલાલ હજાર દરજ્જે સારો લાગતો. પોતાના અંતરની જ્વાળા ભૂજંગલાલને કહેતી. લગ્નની અમુક ફાવે તે ક્રિયા કરવા વિનવતી, પરન્તુ ભૂજંગલાલ તે ઉપર જરાયે ધ્યાન આપતા નહી. "લગ્નની ક્રિયા? જગતને દેખાડવાનું શું કામ છે? સ્વર્ગીય સ્નેહને બીજા ઢોંગની શી જરૂર છે? પોતે પતિપત્ની જાણે કે લગ્ન આપણું થયું છે પછી જગતની શી દરકાર?"

ભૂજંગલાલના આ શબ્દથી ગરીબ બિચારી તરલા કાંઈ બોલી શકતી નહી, અને આમ ને આમ એકાન્તમાં દિવસો ગાળતી. તરલા હજી એના પિતાને ત્યાં જ હતી. ભૂજંગલાલ સુમનલાલની ગેરહાજરીમાં વારંવાર તરલાને મળતો.

તરલા આજ ગામબ્હાર પોતાના પિતાના બંગલામાં ગઈ હતી. ગામમાં બહુ આવતી નહી. લોકો વાતો કરતાં હતાં, સુમનલાલ જતા રહ્યા હતા એટલે એ ગભરાતી. એ ગભરામણ દૂર કરવા, કાંઈક એકાન્ત અને ખૂલી હવાથી શાન્તિ મળશે માની બંગલે આવી હતી. તરલા બંગલાના પાછલા ભાગના ઓટલા ઉપર પશ્ચિમના સૂર્ય સામે નજર રાખી આરામખૂરશી ઉપર પડી હતી. 'આમ ક્યાંસૂધી રહેવું? જગતમાં વહેમ છે. હું પવિત્ર છું. લગ્ન કરવા ભૂજંગલાલને કહું છું.' આમ વિચાર કરતી પોતાના નાના ભાઈ ફીકાની રાહ જોતી બેઠી

હતી, ત્યાં પાછળથી કોકનો પગરવ સંભળાયો. તરલાએ પાછળ જોયું તો ભૂજંગલાલ.

'તરલા! કેમ કાંઇ તબીયત ખરાબ છે?'

'ના, મ્હને કાંઈજ નથી. ત્હમને જોઇ દીલગીરી નાશી જશે. પણ તમે અહીં કયાંથી?'

'તરલા! દીલગીર કેમ?'

'એ તો અમસ્તી જ. હું ફોઇની રાહ જોતી હતી.'

'તરલા! આમ અચાનક આવ્યો તે ખાતર ક્ષમા કરજે. પણ તારા વિના પળ પણ રહેવાતું નથી.'

'એમાં ક્ષમા શી! માત્ર લગ્નક્રિયા—'

'તરલા! એ વાત જવા દઇશ હવે?...તું શેનો વિચાર કરતી હતી?'

'મારે બીજા શા વિચાર હોય! એનાએ જ. તો ભૂજંગલાલ! લગ્ન એ મનુષ્યની ઉત્તમ સંસ્થા છે. જનસમાજનું બંધારણ છે, નીતિનો પાયો છે, સ્નેહની પરાકાષ્ટા છે. સ્વર્ગીય સ્નેહ હોય તોપણ જનસમાજના કેટલાક નિયમો, જનસમાજના બંધારણ પાળવા જોઇએ. નહિ તો આપણા દાખલા લઇ અનેક ખોટે રસ્તે દોરાવાના. તમે કહો છો ને હું માનું છું કે પ્રભુની નજરમાં આપણે પવિત્ર છીએ, પણ જનસમાજની નજરે છીએ એની સાબીતી નથી: એ મ્હને રાતદિવસ બાળે છે. આપણે પવિત્ર છીએ છતાં મ્હને આમ થાય છે તો જે પુરૂષો કે સ્ત્રીઓ પોતાની પત્નીને કે પતિને બેવફા થતા હશે તેમને કેમ થતું હશે? ત્હેમને ધૈર્ય કેમ રહેતું હશે? ચંદાભાભીની ચિન્તા હવે સમજી શકું છું. મને સુખી કરવી હોય, મ્હારૂં સુખ ચાહતા હો, તે સાથે જગતમાં સારો દાખલો બેસાડવા માગતા હો તો લગ્નની પવિત્ર ગાંઠ બાંધવા તૈયાર થાઓ. નહી તો આજથી મળવાનું બંધ રાખો.'

ભૂજંગલાલ—સ્વતંત્ર જીવનમાં જ રહેલો ભૂજંગલાલ—તરલાનાં

આતંર દુઃખો ન સમજી શક્યો અને એણે વાત ફેરવી, ' તરલા ! એમ નજીવી વાત માટે શા માટે દુઃખી થવું ? ત્હને એક નહી પણ હજાર વાર કહ્યું કે તું લોકને માટે કહે છે કે મારે માટે ? સ્વર્ગીય સ્નેહને જગતના નિયમની શી જરૂર છે ? જો સાંભળ. હવે શરતની સીઝન આવી. ખાસ શરત માટે જ મ્હેં નવી ઘોડી લીધી છે. મોટા મોટા શેઠીયા, સાહેબો આ શરતમાં ઉતરવાના છે, અને ભૂજંગલાલ પહેલો આવે તો !—'

ભૂજંગલાલ શરતની વાત કરતો હતો, તરલાને ઉત્સાહિત કરવા માગતો હતો, તે જ વખતે ગરીબ બિચારી તરલા વધારે ને વધારે દીલગીર થતી હતી અને વિચારતી:

" અત્યારે એમને શરતનાં સ્વપ્નાં આવે છે. સ્ત્રીયોના હૃદયમાં આવી વખતે શું થાય છે એ પુરૂષો સમજી શકતા નથી. અરે ! ખરૂં. છતાં, એક સહેજ હઠને લીધે મ્હને કેટલું દુઃખ થાય છે એ એ સમજી શકતા હત તો કેવું સારૂં ! "

' તરલા ! તું શા માટે દીલગીર છે ? એ મ્હેં પૂછ્યું છતાં ત્હેં ન જ કહ્યું. '

તરલા કાંઇ જ ન બોલી. આંખો ચકળવકળ થતી હતી, છાતી ધબકતી હતી. હાથના નખવતી ફુલની કળી ચોળી નાંખતી હતી.

કાંઇક ગંભીર વાત હોય એમ ભૂજંગલાલને લાગ્યું અને તરલાની પાસે જઇ બોલ્યો.

" તરલા ! તરલા ! બોલ. બોલતી કેમ અટકી ? '

' ત્યારે કહું જ ! '

' એમાં શો શક ? '

' મ્હને હવે માનસિક અને શારીરિક આરામની જરૂર છે. જો તરલા પ્રત્યે ભાવ હોય, સુખી થવા ને કરવા માગતાં હો, પવિત્ર હો અને પવિત્ર જીવન ગળાવવા માગતા હો તો, મ્હારા ઉપરથી લોકનિંદા,

લોકચર્ચાનું વાદળ દૂર કરાવવા માગતા હો તો, મ્હને ચહાતા હો તો હું કહું છું તેમ કરો.'

આટલું બોલતાં તરલાનાં નાજુક ગાત્રો ધ્રુજવા લાગ્યાં, આંખમાં-થી આંસુ વહેવા લાગ્યાં અને હમણાં બેભાન થઈ જશે એમ ભય લાગ્યો.

ભૂજંગલાલ, બેદરકાર—સ્વતંત્ર ભૂજંગલાલ આ સ્થિતિ જોઈ કાંક ગભરાયો. સ્વતંત્ર જીવનમાં વિઘ્ન આવ્યું એમ ત્હેને લાગ્યું. આટલા જ માટે અમેરીકામાં કેટલાક યુવાનો લગ્નની ધોંસરી નથી માગતા. આ બેડી, આ જવાબદારી શા માટે જોઇએ ? એથી કેટલી અગવડો વધે છે ત્હેનું ક્ષણવાર ભાન થતાં ભૂજંગલાલ મુગો જ રહ્યો. તરલા ભૂજંગ-લાલના ચહેરા તરફ જોઈ જ રહી. અને 'એમને પણ થાય છે' એમ લાગ્યું. પરન્તુ નિર્દોષ, પવિત્ર, વ્હાલસોઈ તરલા ભૂજંગલાલને ઓળખી શકી નહોતી. જે અને જેવી લાગણી પોતાને થાય છે તે અને તેવી જ લાગણી ભૂજંગલાલને થાય છે એમ ધારતી હતી. તરલાની સ્થિતિ જાણતાં ભૂજંગલાલના હૃદયમાં ત્રાસ છૂટયો હતો. ભૂજંગલાલ શરતની વાત વિસરી ગયો.

'તરલા ! હવે એ જ. આપણે લગ્ન કરીશું. પછી ?'

'હું પણ એ જ કહું છું. એ જ કહેતી આવી છું. આ સ્થિતિ આવી ને સમજ્યા તે પણ પ્રભુનો ઉપકાર ! ત્યારે કયારે લગ્નક્રિયા કરશો ? મ્હારાં માતપિતાને ક્યારે ખબર કરીશું ? લગ્નક્રિયા કયાં કરીશું ?'

'તરલા ! એ તો થઇ રહેશે. આપણે જુદાં સાથે રહીશું એટલે બસ.'

'ના, એ કદી નહિ બને. ન્યાતની રૂઢી પ્રમાણે સુમનલાલની સાથેનો વિવાહ તોડયો નથી—તોડી શકાય એમ નથી. ત્હેની દરકાર ન કરીયે, ન્યાતને દંડ ન ભરીયે, ન્યાતની પણ દરકાર ન કરીયે પણ લગ્નનું શું ? જ્યાં સૂધી મા, બાપ, સગાંવ્હાલાં, લોક આપણું કાયદેસર લગ્ન થયું છે એમ ન જાણે ત્યાં સૂધી આપણે માટે શો મત બાંધ-

વાના ? આપણને વિવાહિત પતિપત્ની માનશે ? મ્હને કાયદેસરં પત્ની ગણશે ? મારાં છોકરાં કાયદાસર ગણાશે ?'

'તરલા ! તરલા ! તું નકામી દુઃખી થાય છે. મન દૃઢ રાખ અને કાંઈ નથી. સુમનલાલની શી પડી છે ? તારાં માબાપ–સગાં-વ્હાલાં ત્હને છોડી દેશે પણ હું ત્હારો છું ને ? જગત ત્હને કાયદેસર પત્ની માને કે નહી પણ હું માનીશ ને ? મન માને છે ને પછી શું ? ત્હને હજી સુમનલાલ સાંભરે છે કે શું ?'

'ભૂજંગ ! ત્હમે ભૂજંગ[1]ની પેઠે ડસો છો હોં ! સુમનલાલનો હું વિચાર કરતી નથી. આમ શા શામાટે બોલો છો ? મ્હને જે થાય છે તે આપણે માટે. હું માથું ઉંચું રાખી ફરૂં એવું કરી આપો એટલું જ માગું છું.'

'ના, તરલા હું માનતો નથી. આ બાનું છે. તું સુમનલાલને હજી ભૂલી નથી.'

'કેમ ભૂલાય ! અત્યારે તો તમે ને એ બે સરખા છો. હું પવિત્ર છું. સુમન સાથે રહી છું, અમારો વિવાહ થયો છે. આપણે મળીયે છીએ. તમારી સાથે લગ્નથી જોડાવા પ્રબળ ઇચ્છા થઈ છે. જેની સાથે લગ્નથી જોડાઇશ તે મ્હારૂં સર્વસ્વ. પણ કરવું શું ?'

'તરલા, કરવાનું એટલું જ કે આપણે હવે સાથે રહેવું ને ત્હારે ત્હારાં માતાપિતાને કહેવું અને જે મળે ત્હેને ખુલું કહેવું કે ભૂજંગ-લાલ સાથે પરણી છું.'

'ભૂજંગલાલ ! તમે મારા ઉપર જરા તો દયા કરો ! જે વાત તમારે કરવી ઘટે છે તે મારી પાસે કરાવો છો ? જુઠું બોલું ? લગ્ન પહેલાં તમારી સાથે કદી રહેવાની નથી. લગ્ન થયાં તેની સાબીતી માગે તો મારે ક્યાંથી આપવી ? અને એ સાબીતી ન અપાય ત્યાં સુધી હું તમને કાયદેસર પરણી છું કોણ કહે ? મ્હને બધા પાપીણી માને. આ બધું શા માટે ? ત્હમારી હઠથી ને ? મારે ખાતર, મ્હારા ઉપર ભાવ

૧ સાપ.

હોય તો મ્હારા સ્નેહ ખાતર જાહેર લગ્ન કરો. બ્રાહ્મવિધિ, વૈદિકવિધિ કે હિંદુવિધિથી આજ ને આજ લગ્ન કરો. માતપિતાને ખબર કરો. ફરિયાદ, ન્યાતબ્હારની તો મ્હને જરાએ દરકાર નથી, માત્ર મ્હારા અંતઃકરણના સંતોષની ખાતર લગ્નની જરૂર છે. ભવિષ્યની પ્રજા ઉપર —જનસમાજ ઉપર શી અસર થાય ? આપણા લગ્નની વાત કોણ માનવાનું ? અને સુમનલાલ મ્હારે માટે મરી પડતા. એમણે મ્હને હથેળીમાં રમાડી છે. એ માત્ર બહુ જ નરમ હતા. મોગરાના ફુલ જેવા કેવળ મીઠા હતા, ગુલાબના કાંટા હોય તેમ ત્હેમનામાં નહોતું એથી જ મ્હને કાંક ફાવતું નહી.'

'પણ તરલા ! તું કેવળ ગાંડી છે. એટલું કહેવામાં હરકત શી ? તું જ કહે ? લોકોની પછી શી દરકાર ?'

'ભૂજંગલાલ ! તમને પુરૂષોને અમારી સ્થિતિ ન સમજાય. કોણ જાણે કેમ પુરૂષો અનીતિને રસ્તે જાય તો સ્ત્રીઓ અનીતિને રસ્તે જાય તેટલા હલકા લેખાતા નથી. અનીતિ હોય પછી સ્ત્રી કે પુરૂષ બન્નેને શા માટે સરખી રીતે ધીક્કારવા ન જોઈયે ? જ્યાં સૂધી લગ્ન જાહેર રીતે ન થાય ત્યાં સૂધી પત્ની તરીકે મ્હને જગત કબૂલ ન કરે, આથી મારે મ્હો બતાવવું ભારે પડે. તમારે શું ? તમને કોઇ કહેવાનું છે ? આજ શરત તો કાલે મીટીંગ, પરમ દિવસ પાર્ટી તો પેલે દિવસ મીજલસ. તમને કોઈ કહેવાનું નથી અને મારે પતિ છતાં, પરમેશ્વરની નજરમાં પવિત્ર છતાં, કેવળ તમારી હઠથી પાપીણી ગણાવાનું. કાંક સમજો અને મ્હને ન્યાય આપી મ્હારા જેવી હજારો ભોળી સ્ત્રીઓના માથા ઉપરથી પાપીણીનો આરોપ લઇ લ્યો.'

'તરલા ! તું રજનું ગજ કરે છે. એ વાત જ ભૂલી જા. જગત એની મેળે મુંગું રહેશે. હું તારા આ સ્વભાવથી દુઃખી થાઉં છું. મ્હારા સ્નેહને કારી ઘા લાગે છે. તું મારા સ્નેહ કરતાં જગતની ચર્ચાને વધારે ગણે છે.'

' ભૂજંગલાલ ! અત્યારસૂધી આપણે પવિત્ર છીએ. શણુગારભાભીને ત્યાં કે મારે ત્યાં અનેક વાર મળ્યાં હોઇશું પરન્તુ મ્હારી જાતને, મ્હારા કૂળને, મ્હારી કેળવણીને એબ આવે એવું મ્હેં કર્યું નથી ને કરવાની નથી. લોકોમાં હું હલકી પડી, સુમનલાલે મ્હને પાપીણી ગણી એ બ્હારગામ જઈ રહ્યા. સુમનલાલમાં દોષ હશે—છે, પણ એમના જેવા પવિત્ર, સ્નેહાળ મ્હેં કોઇને જોયા નથી. હું તમારા તરફ આકર્ષાઇ એ વાત ખરી, પરન્તુ સુમનલાલ માટેનો મ્હારો ભાવ જરાયે ઓછો થયો નથી. જ્યાં સૂધી લગ્નની પવિત્ર ગાંઠમાં બંધાઇ નથી ત્યાં સૂધી કદાચ આ સારો કે આ, એમ મ્હોટી વયની કન્યાને તેમ જ પુરૂષને કન્યા જોતાં થાય તેથી તે કોઈ અપવિત્ર નથી. પરન્તુ લગ્ન થયા પછી પુરૂષ કે સ્ત્રી અન્યને ચાહ્યુ તો જ અપવિત્ર કહેવાય છે. સુમનલાલ અને તમારામાં કોને હૃદયના સ્વામી બનાવવા એ નિશ્ચય કરવાનો છે. સુમનલાલ ચાલ્યા ગયા, મ્હને પાપણી માની ચાલ્યા ગયા, અને એમાં એમનો વાંક નથી. લોકો ટીકા કરે, એમને વ્હેમ આવે એમાં ખોટું નથી. આપણે પણ બીજાને માટે એમ જ કહીયે છીએ. છતાં લગ્નવિધિ કરવા તૈયાર થાઓ. સુખી થાવ ને સુખી કરો. '

' તરલા ! હઠીલી તરલા ! એ વાત મૂકી દે. સુમનનો વિચાર માંડી વાળ. લોકચર્ચા ખરી ઠરાવ. મ્હને ત્હીડવ નહી પણ તારો કરી રાખ. હું ભૂજંગ છું—સાપ છું. રીઝે તો રમે ને ખીજે તો ડસે છે. વિચારજે. '

આટલું કહી ભૂજંગ ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૫ મું.

## વસન્ત અને અરવિન્દ.

અરવિન્દ ખેતરોની ભાંજગડ માટે પોતાના ગામથી દૂર નાના ગામમાં ગયો હતો. ગામના ચોરામાં ખાટલો નાંખી પડયો હતો. બે ચાર પટેલીયાઓ હોકા ગગડાવતા, 'ભાઈ' 'બાપુ' સાથે વાતો કરતા હતા. કુંભારે પાણી ભરેલું માટલું મૂકયું અને હજામ અરવિન્દના પગ ચાંપવા બેઠો. ચોરામાં જ સામેની ઓરડીમાં રસોઈની તૈયારી થતી હતી. ચોરાની સામે જે નિશાળ હતી ત્યાં માસ્તર આજ અરવિન્દ આવવાથી જોરથી ભણાવતા હતા. આ બધો આનંદ, નિર્દોષ અને શાન્તિભર્યો આનંદ ભોગવતો હતો ત્યાં પોતાની જ બીજી બળદગાડી આવતી જોઇ. અત્યારે આ ગાડીમાં અહીં ગામડામાં કોણ આવ્યું હશે તે જોવા અરવિન્દ ઉભો થયો ને જુએ છે તો વસન્તલાલ. વસન્તલાલ !......લીલા પરણી કે કેમ તે ખબર પડશે......'વસન્તલાલ ! બહુ સારૂં થયું કે તમે આવ્યા. આમ અચાનક કયાંથી ?'

'અરવિન્દ ! અચાનક જ આવવાનું થયું એટલે કાગળ લખી શકયો નથી. હું તો અહીં ત્રણ કામે આવ્યો છું. એક તો ત્હને મળવા, બીજું ગામડાનો આનંદ લેવા અને ત્રીજું સરકારી કામ છે.'

'ગમે તે કારણથી આવ્યો હોય તેની મારે શી પડી છે ! ગમે તે બ્હાને પણ આવ્યો એટલે બસ.' બન્ને મિત્રો વાતોમાં પડયા અને વસન્તલાલ—મુંબાઇવાસી વસન્તલાલને ગામડાનું આ જીવન આનંદમય લાગ્યું અને બોલ્યો, 'અરવિન્દ ! ખરેખર તું ભાગ્યશાળી છે. ત્હારે જે જોઇએ તે બધું છે, આથી બીજું માણસને શું જોઇએ !'

'ભાઈ ! નસીબ ! ખરૂં ! પ્રભુએ મ્હને જે આપ્યું છે તેમાં સંતોષ માનું છું, એટલે નસીબદાર છું. જે વસ્તુ નથી તે માટે બીજાની અદેખાઈ કરી દુઃખી થતાં શીખ્યો નથી માટે જ સુખી છું......પણ વસન્ત તારે કેમ છે ?'

'ભાઇ! આનંદ છે. પણ ઘણીવાર મને એમ થાય છે કે આપણી જનસમાજના નિયમો વ્યાજબી હશે ખરા? તે દિવસની આપણી ચર્ચાથી મને સંતોષ થયો નથી. એકને જ ચાહ્યું અને તે પણ વર્ષોનાં વર્ષો લગી. એ કેમ બને?'

'વસન્ત! તો પછી માણસ ને પશુમાં શો ફેર? પવિત્રતા, મહત્તા અસ્થિર મન રાખી જૂદી જૂદી વસ્તુઓ પર પ્રીતિ રાખવામાં નથી. ખરી મહત્તા, પવિત્રતા, ઇશ્વરી અંશનો મન ઉપર કાબુ રાખવામાં, એકના–એકભાવ રાખવામાં છે. વસન્ત! એમાં જ હૃદયની શાન્તિ રહે છે અને એમાં જ ખરી માણસાઇ છે.'

'તે હશે! પણ—'

એટલામાં જમવાની વખત થઇ અને બન્ને મિત્રો જમવા બેઠા. જમ્યા પછી ગામબ્હાર આવેલાં ન્હાના શિવમંદિર તરફ જવા નિકળ્યા. નદી કાંઠે આ નાના શિવાલયમાં ગામડાંના લોકો સાંજસ્હવાર દર્શને આવતા. એના વિશાળ કમ્પાઉન્ડમાં લીંબડાની છાંયમાં દિવસે કે રાત્રે ભજનકીર્તન અને કથા થતી, અને તે વખતે આમંત્રણપત્ર કે સ્ત્રીસંસ્થા વગર જ સ્ત્રીઓ પણ આ મીટીંગમાં હાજર રહેતી. આ મીટીંગો દ્વારા બાળક, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષોને ઇશ્વર ભક્તોના ગુણો કાને પડતા, અને એમના હૃદયમાં પ્રભુપ્રેમ જાગતો. અરવિન્દ આવાં કીર્તનો —ભજનોમાં હમેશાં જતો અને ગામડાના સ્નેહાળ–સરળ લોકોને ઉત્તેજન આપી તેમનાં જીવનમાં રસ રેડતો. આ સ્થળ બતાવવા અરવિન્દ વસન્તને લઈ ગયો. ચાલતાં ચાલતાં અરવિન્દે વાત છેડી.

'વસન્ત! ત્હેં એક વાત મ્હને ના કહી? ત્હારી સાળી પછી પરણી કે?' ગમે તે જવાબ મળે તો પણ મ્હને કાંઇ નહી થાય એમ અરવિન્દના મનમાં હતું પણ વસન્તના ઉત્તરથી એ ભ્રાન્તિ દૂર થઇ.

'અરવિન્દ! તે પરણી નથી અને પરણવા ઇચ્છતી પણ નથી. તે બિચારી પથારીવશ છે અને ડૉકટરોએ હવાફેર કરવા કહ્યું છે. એ જીવશે કે કેમ તે જ શક છે.'

'શું કહે છે? શું થયું છે? ક્યારની? શાથી?—'

એટલામાં શિવાલય આવ્યું અને વાત અટકી. બન્ને મિત્રો શિવાલયમાં પેઠા. અંદર મંડપમાં પોઠીઆનો સ્પર્શ કરી પવિત્ર થઈ શંકરને પગે લાગી પુજારીની સાથે વાતો કરી બ્હાર નિકળ્યા ને વાત શરૂ થઈ. વસન્તે લીલા ને ભૂજંગલાલનો પ્રસંગ, લીલાને ભૂજંગલાલ પ્રત્યે ભાવ, લીલાની માતાનો દુરાગ્રહ વગેરે અથથી તે ઇતિ સુધી કહી સંભળાવ્યું. અરવિન્દ સર્વ વાત ધ્યાનથી સાંભળતો હતો. હવે મ્હારે ને લીલાને શું છે કહેનારો અરવિન્દ જાગૃત થયો. એની આશાનાં કિરણો ફરીને દેખાવા લાગ્યાં, અને લીલા પણ પોતાની માફક દુઃખી છે, ચિન્તાથી બળે છે જાણી સંતુષ્ટ થયો. પણ જ્યારે વસન્તલાલે ભૂજંગલાલ કુટુમ્બમાં કેવી રીતે દાખલ થયો, લીલાની માતાનો ભૂજંગલાલ પ્રત્યે જમાઇ કરવાનો ભાવ કેમ થયો એ કહ્યું ત્યારે અરવિન્દ એટલું બોલ્યો, 'એક કુટુમ્બની અંદરની વાતો જાણવાનો હક નથી.'

ઘર આવ્યું, બન્ને મિત્રો સહજ છૂટા પડયા. અરવિન્દે જ્યારથી લીલાની વાત સાંભળી હતી ત્યારથી એની શાન્તિ જતી રહી હતી. જે ગામડાંમાં અત્યાર સુધી આનંદ મળતો તે જ ગામડું અત્યારે એને દુઃખથી ભરપુર લાગવા માંડયું. એક પ્રશ્ન પૂછવાનો રહી ગયો અને વસન્તે એ સંબંધી કાંઈ જ કહ્યું નહોતું, તેથી રાત પડતાં પ્રસંગ કાઢી અરવિન્દે પૂછ્યું, 'અને ભૂજંગલાલ ક્યાં છે?'

ભૂજંગલાલ ક્યાં છે તેનો ઉત્તર આપતાં વસન્તલાલ ગભરાયો. ભૂજંગલાલ અને તરલા સંબંધી કાંઇક અફવા ઉડતી ઉડતી ત્હેના કાને આવી હતી. એ કહેવી ઠીક નહી માની એટલું જ બોલ્યો: 'ભૂજંગલાલ સુરત છે. ત્હારા ગયા પછી તરત જ એણે મુંબાઇ છોડયું અને હજી સુરત જ છે......અરવિન્દ! ખરૂં પૂછાવે તો લીલા ત્હેં હાથે કરીને ખોઇ છે. ભૂજંગલાલ રખેને પરણી જશે. ભૂજંગલાલ મારા કરતાં સારો છે, એ વિચારે ગભરાઈ તું નાસી આવ્યો.

લીલાને તમને નહી પરણાવીયે એમ એનાં મા કે બાપે ખુલ્લેખુલ્લું કહ્યું તો નહોતું.'

'પણ વસન્ત ! તું જાણે છે કે લીલાએ મ્હને ના કહી હતી ?'

'ના, તે હું જાણતો નથી, પણ તેની અમૂક જાતની લાગણીના જોરે ભૂજંગલાલ નવી પદ્ધતિમાં રહે, ફેશનબંધ, ઉંચા ને પૈસાદાર કુટુમ્બનો એટલે જરા લીલાની માને મોહ હતો. લીલા પણ એમ જ અંજાઇ હતી. પણ તમે બે જો મુંબાઈ રહ્યા હત, બન્નેની સરખામણી થવા વખત આવ્યો હત તો કોણ સોનું ને કોણ કથીર તે જણાઈ જાત.'

'મોટરમાં ફરનારા, બંગલામાં રહેનારા, ઈસ્કી ટાઇટ થઇ ફરનારા જ સારા–ઉંચા ખમીરના હોય એમ હું માનતો નથી. જેઓના વડવાઓએ પ્રમાણિકતા, સત્યથી જીવન ગાળ્યું છે, જેઓ અનીતિને માર્ગે ગયા નથી, જેઓ પ્રત્યેક પળે પ્રભુમય જીવન ગાળવા યત્ન કરે છે, જેઓ પરને માટે જીવન ગાળે છે, જેઓ પ્રાણીમાત્ર ઉપર રહેમ નઝર રાખે છે, જેઓના વિચાર ઉચ્ચ છે ને જીવન સરળ છે તે જ ખાનદાન, તે જ ઉંચા કુળના હું માનું છું. મ્હારા પિતા–દાદા આવા હતા. એ સદ્દગુણોનો વારસો મ્હને આપ્યો છે અને મ્હારામાં છે એ વિચારથી હું કાંઇક મગરૂર છું !'

'અરવિન્દ ! તારી વાત ખરી છે. તને ભૂજંગલાલ માટે ખોટો વિચાર બેસી ગયો છે, પણ ભૂજંગલાલ અત્યારે હાજર નથી. પણ અરવિન્દ ! તારી જગાએ હું હોઉં તો હું તો મુંબઇ જાઉં અને—'

'ના. કદિ નહી. ખરી વાત શી બની છે ત્હેની ત્હને ખબર નથી. લીલાને મ્હેં પોતે મ્હને સ્વીકારવા વિનંતિ કરી હતી અને મ્હને ના પાડવામાં આવી હતી.'

'શું કહે છે ? કેવી મૂર્ખાઇ !'

'વસન્ત ! જવા દે એ વાત. રાત બહુ ગઇ છે, સૂઈ જઇએ.'

## પ્રકરણ ૬ ઠ્ઠું.

## તરલાની મુંઝવણ.

શણગારભાભીની પાર્ટી પછી વાત થઈ તે રાતથી, સુમનલાલ અને તરલાના હૃદયની એકતા નષ્ટ થઇ હતી. જે તરલાને સુમન વગર અને સુમનને તરલા વગર નહોતું ચાલતું તે સ્થિતિ બદલાઈ ગઇ હતી. હજી કેમ નથી આવ્યા ? અંદરથી ક્યારે આવશે એ લાલસા,[1] ઉમંગ, વ્યાકુળતા ગયાં. જે તરલાને પાર્ટી, સોસાયટી ગમતી નહોતી, સુમનલાલની સર્વ વાતમાં જ મજાહ પડતી તે તરલાને હવે બ્હાર જવામાં, સાંજ સ્હવાર ફરવા હરવામાં, શણગારભાભીને ત્યાં જ કલાકો ને કલાકો ગાળવામાં આનંદ પડતો. પરદુઃખભંજન શણગારભાભી આમ અનેક ખિન્ન કન્યાઓને આશ્વાસન[2] આપતાં અને આપણી પહેલેથી વિવાહ કરી રાખવાની પદ્ધતિને કકડે કકડા ગાળો દેતાં. તરલા વારંવાર શણગારભાભીને ત્યાં જતી અને ભૂજંગલાલને મળતી. સુમનલાલ ઓફીસર તરીકે કડક ગણાતો, ત્હેનો એક શબ્દ કાયદો મનાતો, પરન્તુ તરલા આગળ તેનું જોર ચાલતું નહિ.

દિવસ પછી દિવસ જવા લાગ્યા અને તરલાને સુમનના શબ્દ, સુમનની સલાહ કેવળ વ્હેમ ભરેલી લાગવા માંડી. કોઇ અજ્ઞાન બાળકને કોઇ લ્હડે, બાળકને ન ગમે ને બીજો હોંશીયાર આદમી બાળકને ફોસલાવે, રીસાઇ આવેલાને મનાવે, ત્હેને મનગમતું કરે ને તે માણસ જેમ બાળકને સારૂં લાગે તેમ તરલાને શણગારભાભી અને ભૂજંગલાલ હતાં. ઘરમાં કંટાળો આવતો. સુમન જ્યારે મળતો ત્યારે એની એ વાત. 'હું ત્હને ચાહું છું ને તું મ્હને નથી ચાહતી, ત્હને ભૂજંગલાલ ગમે છે. લોકો વાતો કરે છે, આપણો વિવાહ તૂટે એમ નથી, આ વાતોથી કંટાળેલી તરલા શણગારભાભીને ત્યાં જતી

૧. ઇચ્છા. ૨. દિલાસો.

ત્યારે ભૂલી જતી. ભૂજંગલાલની સાથે બાજી રમવામાં, ગાવામાં અને એવી જ વાતોમાં ઘરનું દુઃખ ભૂલી જતી. ભૂલી જઇ "હવે હું મોટી થઇ છું, પિતાએ મારો વિવાહ કર્યો છે, હજી લગ્ન થયાં નથી તો પછી જ્યારે મ્હને જ્ઞાન મળ્યું છે, મ્હારો સ્વાર્થ સમજી શકું છું; ત્યારે જુની રૂઢીને શા માટે વળગી રહું ? ભૂજંગલાલ કાંઇ પરજ્ઞાતિના નથી. મ્હારી માત્ર સગાઇ જ થઈ છે. વાક્દાન![1] હં, એમાં શું ? પણ સુમનલાલ અને ભૂજંગલાલમાં ફેર ? શા માટે એકને છોડી બીજાને લઉં ? મ્હેં કેટલીક ઇંગ્રેજી ચોપડીઓમાં વાંચ્યું છે તે Love at first sight, પહેલી નજરનો સ્નેહ તો નહી હોય ને ? ઘણી વાર ભોળી સ્ત્રીઓ અંજાઈ જાય છે એમાંની હું તો નહી થાઉં ને ? ના, ના. ભૂજંગલાલ એવા છે જ નહી. પણ લગ્ન ? લગ્ન-ક્રિયાની જરૂર છે ખરી ? ભૂજંગલાલ તો લગ્નને બંધન માને છે, એ તો કુદરતી કાયદાને માને છે. મનુષ્ય, સુધરેલી પ્રજામાં જ લગ્ન છે પણ એ કાંઈ ઇશ્વરી કાયદો નથી એમ માને છે. તો પછી લગ્ન ન કરે, એમની ઇચ્છા પ્રમાણે લગ્નની ક્રિયા વિના એમની પત્ની થાઉં તો પછી, કદાચ એ મને છોડી દે તો ? ના, ના. સાચા પ્રેમમાં એવી શંકા શી ? પણ એમનો મ્હારા તરફ સાચો પ્રેમ હશે ? કહે છે ને એમણે ઘણીને દુઃખી કરી છે. લીલા જ લીલાને ચાહતા નહોતા ? લીલાની પાછળ પાછળ ફરતા હતા. ને, પણ ના, લીલા તરફ સ્નેહ નહોતો એમ એ કહેતા ત્યારે હું શું કરૂં ? ' આવા અનેક વિચારો આવતા.

બીચારી તરલા—લાગણીના જોરથી ખેંચાતી તરલા ભૂજંગલાલના વિશ્વાસમાં રહી અને સુમનલાલને સ્થળે ભૂજંગલાલને સ્થાન મળ્યું. દુઃખની વાત એટલી જ હતી કે સુમનલાલનો જાહેર ત્યાગ કરવા, પિતાને કહી મનમાનીતા પતિ સાથે જાહેર લગ્ન કરવા તરલાની હિંમત ન રહી. ભૂજંગલાલે બનતી સવડે, બ્રાહ્મ લગ્નવિધિથી લગ્ન

---

૧. મ્હોડેથી કરાર.

કરવા વચન આપ્યું હતું. હૃદય મળ્યાં છે પછી લગ્ન વિધિની શી જરૂર છે? એમ એ કહેતો, પરન્તુ તરલાના મનમાં એ વાત ન વસી. દરરોજ જ્યારે મળતાં ત્યારે લગ્ન કરી લેવા, અને જાહેરમાં પતિ પત્ની થવા ભૂજંગલાલને વિનંતિ કરતી. ભૂજંગલાલ આજકાલ કરી વાત વિસારે પાડતો અને સ્વર્ગીય લગ્ન—સ્વર્ગીય સ્નેહના સ્વપ્નામાં –વિચારમાં–માન્યતામાં સમય નિકળી ગયો.

તરલાના અંતરના સંસારમાં અત્યારે કોઇ નહોતું, બાલ્યાવસ્થાથી લાલનપાલનમાં ઉછરી હતી, ગાડીઘોડામાં ફરી હતી, દુઃખનો પવન સરખોય જોયો નહોતો. અનીતિનું સ્વપ્ન નહોતું. પૂર્વ અને પશ્ચિમના સારા વિચારો દાખલ થયા હતા અને સુમનના સહવાસમાં, સુમનના પ્રેમમાં આનંદ માનતી તરલા સંસારની અનેક આશા બાંધતી, જીવન ગાળતી હતી. ત્યાં અકસ્માત ભૂજંગલાલનો પ્રસંગ પડયો અને તરલાના તરલ હૃદયમાં મોજાં આવવા લાગ્યાં. ભૂજંગલાલને કદિ કદિ શણગારભાભીને ત્યાં મળતી. સુમનલાલ સાથેનો વિવાહ તોડી, ન્યાતનો આપવો પડતો દંડ પોતે ભરી ભૂજંગલાલ તરલાને પોતાની સાથે સંબંધ રાખવા સમજાવતો; અને તરલા માબાપને કેવી રીતે કહેવું, વિવાહ શી રીતે તોડાય, સુમનલાલનું શું થાય એ વિચાર કરતી ત્યારે એની મુંઝવણનો પાર નહોતો. ભૂજંગલાલ અને સુમનલાલ ત્હેની નીતિ અને પ્રેમની કોર્ટમાં પોતપોતાનો બચાવ કરવા આવતા. ભૂજંગલાલ ખરે ઉદાર, પ્રેમાળ અને સ્ત્રીને—સ્ત્રીની કોમળ લાગણીને પોષનાર પતિ થઇ શકે એમ છે. એમનું કદાવર દેખાવડું શરીર, એમની રસિકતા, એમનો પ્રેમ, એમની બોલવાની ને હસવાની છટા, એમનો ભાવ ખરેખર અજબ છે. ત્યારે લગ્ન કરવાની કેમ ના પાડતા હશે? વિવાહ તો આજ તોડું–માબાપને કહું એમાં શું! જ્યાં હૃદય લઇ જાય ત્યાં જાઉં, પરનાતના નથી. પણ લગ્નની કેમ ના કહે છે? સુધરેલા છે, સુધારાવાળા છે. બ્રાહ્મવિધિથી લગ્ન કરે ત્હેની મ્હને કયાં ના છે? પણ એ તો લગ્નની જ સામા છે. ઇશ્વરને માને છે કે

નહી તે જ સવાલ છે. લગ્નમાં વળી કાયદાના બંધનની શી જરૂર છે? પ્રેમને વળી અમૂક પદ્ધતિ શી? એ કહેવું ખરૂં હશે પરન્તુ મ્હારૂં મન કબુલ કરતું નથી. હિંદુવિધિ, પારસીવિધ, બ્રાહ્મવિધિ કે ગમે તે વિધિથી પણ જાહેર લગ્ન થવું જોઇએ, જે વિધિથી જાહેર લગ્ન ન થાય તે વિધિને હું તો વ્યભિચાર માનું છું. સ્વર્ગીય પ્રેમ હશે પણ જનસમાજ ઉપર શી અસર થાય? સુમનલાલ તરફ મારો પ્રેમ કેવો હતો! તે વખત હું એમને જ સર્વસ્વ, દેવ, પ્રેમમૂર્તિ માનતી. ભૂજંગલાલના આવ્યા પછી એ ભાવના કાંક ગઈ, ત્યારે કયો સ્વર્ગીય પ્રેમ? ભૂજંગલાલ સાથેના સંબંધ પછી વળી કોઇ ત્રીજો પુરૂષ આવ્યો ને એની તરફ આકર્ષણ થયું તો એ વ્યભિચાર નહી તો બીજું શું? હું —તરલા—ઉત્તમ કુળમાં જન્મેલી તરલા–ચંદાભાભીને શિખામણ આપનારી તરલા એવી થાય? વ્યભિચારિણી થાય? કદિ નહી. લગ્નવિધિ જનસમાજને માટે છે. આપણે માટે જીવવાનું નથી, પરને માટે જીવવાનું છે. પશુનું જીવન પોતાને માટે છે. આપણું—મનુષ્યનું જીવન પરને માટે છે. એમાં જ સુખ છે. ભૂજંગલાલ કહે છે તેમ હું લગ્નવિધિ બીનજરૂરની છે માની એમની સાથે રહું તો જગતમાં શું થાય? કેળવણીને માથે બટ્ટો આવે. છોકરીઓના નાનપણથી લગ્ન થઈ જવાનાં. છોકરીઓને હરવા ફરવા, ભણવાની છૂટ છે તે બંધ થવાની, તો પછી મારે પોતાને માટે, કાલ્પનિક સુખ માટે, સુખી થઇશ એ આશાએ ભવિષ્યની બ્હેનોનું, હિંદુ સંસારનું બગાડવું? ના. ભૂજંગલાલ લીલાને પરણતાં અટકયા હશે તે આ જ કારણ હશે. એ બિચારી એમને માટે મરવા પડી છે. લગ્નક્રિયા ન કરવી હોય તો આપણે પરણવાનાં નથી. ત્યારે સુમનલાલ? મ્હારા કેવા ભોળા વ્હાલા પતિ! વ્હાલા! એમને માટે મરી પડતી તે આ ભૂજંગલાલના આવ્યા પછી કેમ એટલા દૂર થઇ ગયા. ખરે પતિ જરાક સ્ત્રી કરતાં વધારે કડક જોઇએ. એકલો સ્નેહ, બહુ ગળ્યા ચાહ જેવો થઈ જાય છે. ગુલાબ વધારે પસંદ કરાય છે કારણ ત્હેને કાંટા છે. એ કાંટા વાગે

છે છતાં ગુલાબ ગમે છે. પત્નીને પતિ પણ ગુલાબ જેવો જ જોઇએ. સુમન ! તમે સુમન[૧] છો પણ ગુલાબનું નહી ! તમે નાનપણથી સાથે રહ્યા છો એટલે જે સદ્દગુણો, પ્રેમભાવના છે તેમાં મ્હને મોહ નથી લાગતો. શું આટલા માટે જ હિંદુઓમાં લગ્ન થતાં સુધી પતિ પત્ની–વર વહુ સાથે રહેતાં નહી હોય? કોઇ કોઈ વાર મળતાં, હૃદય આકર્ષાય છે. પતિ કેમ ખુશી થશે, પત્નીને શું ગમે છે, એમ એક બીજા માટે થાય છે, ને છૂટાછેડા ન થઇ શકે એમ હોવાથી એક બીજા વધારે લાગણીથી ગાઢા સંબંધમાં આવે છે. સુમનલાલ ! મ્હેં તમને તે રાત્રે ન કહેવાના શબ્દ કહ્યા, તમારા સ્નેહભર્યાં શબ્દો ન ગણકાર્યાં, જેમ ફાવે તેમ ઉત્તર આપ્યા હતા. તમારા ચહેરામાં, તમારા નામમાં, તમારા બોલમાં પ્રેમ જોનારી હું જ તેને સર્વ નિરસ લાગ્યું. નિરસ લાગે છે ! હું તો કેવી ! તરલા ! ખરે, મારી ફોઇએ મારૂં નામ તરલા પાડયું છે તે વ્યાજબી જ છે. ત્યારે શું કરૂં ? મ્હારૂં ચિત્ત ઠેકાણે બેસતું નથી. ભૂજંગલાલ જાહેર લગ્ન કરવા તૈયાર હોય તો હું તૈયાર છું; પણ એમ ન હોય તો સુમનલાલ. ત્યારે સુમનલાલ તરફ પ્રેમ કે ભૂજંગલાલ તરફ ? એક સુધરેલી–ભણેલી કન્યાના વર્તનનો દાખલો જગત લેશે, એ દૃષ્ટાંત ઉપર જ નીતિનું ધોરણ ઉંચું નીચું ગણાવાનું.” ભૂજંગ અને સુમન બે વચ્ચે તરલાનું હૃદય ઝોલાં ખાવા લાગ્યું. પ્રેમ અને લાગણીનો નાજુક તફાવત ન સમજાયો. “ સુમનલાલ તરફ હૃદય ખેંચાય છે તેને પ્રેમ કહેવો અને ભૂજંગલાલ તરફનાને લાગણી કહેવી ? ના, બસ સુમનલાલ–સુમન ! એ ચાલ્યા ગયા છે પણ દુનિયાને છેડે હશે ત્યાંથી એમને ખોળી લાવીશ. ” આમ તરલાના હૃદયમાં વિચારોની મારામારી ચાલતી હતી ત્યાં ભૂજંગલાલ આવી પહોંચ્યો.

સૂર્યના પ્રચંડ કીરણે ધૂમસ દૂર થાય છે તેમ ભૂજંગલાલના

૧. ફુલ.

દર્શન થતાં જ તરલાના હૃદયમાંથી સુમનલાલના વિચાર લુપ્ત થયા. હીપ્નોટીઝીમ-મેસમેરીઝમ કરનાર જેમ બીજા ઉપર પોતાની ઉપર સત્તા ચલાવે છે તેમ ભૂજંગલાલ તરલાની કોમળ લાગણી ઉપર સત્તા ચલાવતો હતો. ભૂજંગલાલ કાળો નાગ હતો. મનુષ્ય કે અન્ય પ્રાણીને કરડયા પછી જેમ નાગ ફેણ માંડી ઘડી વાર ઉભો રહે છે; બિલાડી ઉંદરને પંજે મારી હેનાં તરફડીયાં જોતી રાજી થાય છે, એક ખૂની ખૂન કરી ક્ષણવાર મડદા પાસે ઉભો રહી પોતે વિજય મેળવ્યો હોય એમ આનંદ માને છે, તેમ ભૂજંગલાલ નરમ બનેલી તરલા ઉપર સામ્રાજ્ય ભોગવતો હતો. ભૂજંગલાલ તરલાની પાસે ગયો અને હેને શાન્ત કરવા અનેક સુમધુર શબ્દો કહ્યા. તરલાને શાન્તિ થવાને બદલે અશાન્તિ થઇ અને રોવા લાગી. તે રોતાં રોતાં ડુસકાં ખાતાં બોલીઃ

'ભૂજંગલાલ! તમે કેવા હશો? ખરે પુરૂષો ક્રૂર તો ખરા. તમને લગ્નવિધિનો આટલો તિરસ્કાર કેમ હશે? શું લગ્નને તમે બંધન માનો છો? સ્વતંત્ર રહી અનેકને ફસાવવા માગો છો? કહે છે કે તમે ઘણીને આશા આપી ત્યજી દીધી છે. લીલા બીચારી હજી પીડાય છે. હમને આપણી લગ્નપદ્ધતિમાં શો વાંધો છે? ભારો કે તમારી મરજી પ્રમાણે લગ્નવિધિની ભાંજગડમાં ન પડીયે. પરમેશ્વરની નજરે-જો કે તમે પરમેશ્વરને માનતા નથી, એટલે હૃદયની નજરે-સ્વર્ગીય સ્નેહની નજરે-આપણે પવિત્ર ગણાઇએ પણ દુનિયામાં, જનસમાજમાં કેવાં ગણાઇશું? તેનો વિચાર કર્યો? લોકો આપણને પતિપત્ની માનશે? ભવિષ્યની પ્રજામાં નીતિ માટે, કેળવણી માટે કેવી છાપ પાડીશું? લગ્ન કર્યાં છતાં-તમારી પદ્ધતિએ લગ્ન કર્યા છતાં-લોકો તો એમ જ કહેશે કે નાશી ગઈ, કૂળને લાજ લગાડી, ભણ્યામાં ધૂળ નાંખી. મોટી કરી તે આટલા માટે! તમારો સિદ્ધાન્ત હોય તો પણ મારે ખાતર, જનસમાજને ખાતર, સ્ત્રિયા-સુધારાને ખાતર લગ્નવિધિની હા પાડો.'

'તરલા! તું ગાંડી ને ગાંડી રહી! તું કોને વધારે ગણે છે? મ્હારા પ્રેમને કે લગ્નવિધિને? આજ મહિના ને મહિના થયા હું તારી પાછળ ભમું છું. લોકમાં હું ને તું બન્ને નિંદાયાં. લીલાને છોડી તે પણ તારે ખાતર. છતાં તું એકની બે થતી નથી. મારે માટેનો તારો સ્નેહ ક્યાં ગયો? શણગારભાભીએ કેટલી સમજાવી છતાં માત્ર લાગણીમાં જ તરલા રહી, વર્તનમાં નહી. તું નથી આવતી મારી પાસે. મારા ઉપર જો સ્નેહ હોય તો આમ ન્હાસતી ફરે કે?'

'ભૂજંગલાલ! તમે મ્હારા હૃદયની વાત નથી સમજી શકતા. આ પળે મ્હારા હૃદયમાં શું થાય છે તેનું તમને ક્યાંથી ભાન હોય? સુમન–પ્રિય સુમનને કાઢી, એમની મૂર્તિ ઉખેડી તમારી મૂર્તિ સ્થાપવા તૈયાર છું ત્યાં તમે આડે આવો છો. પ્રિય સુમન, સુમન જેવા કોમળ છે. એમને મ્હેં બહુ દુભવ્યા છે. હું ન કરવાનું કરૂં છું. હું મારી જાતને, મ્હારી લાગણીને વશ થઈ ક્યાં ધસડાઉં છું, ત્હેનું મ્હને ભાન નથી.'

'ને તરલા! હું લગ્નવિધિ કરવા તૈયાર થાઉં તો?' આટલું બોલતાં ભૂજંગલાલ સ્નેહભરી આંખે તરલા સામું જોઈ રહ્યો અને તરલાનું હૃદય ગજગજ ઉછળવા લાગ્યું.

'તો, તો, તમા—'

એટલામાં નોકરે આવી કહ્યું—'તરલાબ્હેન! ચંદાભાભી મુંબાઈથી આવ્યાં છે તે ત્હમને હમણાં ને હમણાં જ બોલાવે છે.'

તરલા એકદમ દોડી. ભૂજંગલાલ ઉભો જ રહ્યો.

## પ્રકરણ ૭ મું.

### ચંદા અને તરલા.

ભૂજંગલાલને એમને એમ મૂકી ચંદાભાભીનું નામ સાંભળતાં જ તરલા દોડી. ચંદાભાભી આમ અહીં ક્યાંથી? એ વિચાર થતાં જ કાંઈ કાંઇ તર્કવિતર્ક થવા લાગ્યા. ચંદાભાભીને જોતાં જ તરલા સ્હામી ગઇ અને નણંદ ભોજાઇ હિંચકા ઉપર બેઠાં.

'ભાભી! આમ અચાનક! સામાન ઘેર મૂક્યો છે? બંગલાનું બાયે કહ્યું? તાર કે કાગળ કેમ નહિ? ભાઈ આવ્યા છે? છોકરાં ક્યાં?'

'તરલા! તમારે અમારૂં શું કામ છે? ભાઇ ભાભી પડે ને ઉંડા ખાડામાં. છોકરાં? છોકરાં તમને વ્હાલાં છે કે? હં—ને તરલા બ્હેન! તમે કોની સાથે વાત કરતાં હતાં? તમારી અને સુમનલાલની ખાનગી ઓરડીમાં મ્હેં ભંગાણ તો પડાવ્યું નથી ને?'

તરલાના હૃદયનો તાર તૂટયો! ભાભી આમ કેમ બોલતાં હશે? મ્હારી વાત જાણતાં હશે? સુમનલાલ સાથે જ વાત કરતી હતી એમ કહું કે સાચે સાચું કહું? એમના મનમાં શું હશે?

'તરલા! કેમ ન બોલ્યાં?'

'ભાભી! એ તો ભૂજંગ—'

'અચકાવ છો શા માટે? આપણામાં પતિનું—વરનું નામ ન દેવાય એવો રીવાજ છે, બાકી બીજાનું નામ દેવામાં શરમ કે બીક શાની?'

ભૂજંગલાલ બીજા કે સુમનલાલ બીજા? એ ક્ષણવાર તરલા કહી શકી નહી.

'ભાભી! સુમનલાલ તો જતા રહ્યા છે—'

'કેમ વારૂ? તમે એને પસંદ ન પડયાં કે એ તમને પસંદ ન પડયો?'

'કાંઇક બન્ને!'

'આટલા વર્ષના વિવાહ પછી કે ? હમણાં મુંબાઈ આવ્યાં ત્યારે તો સુમનલાલનું નામ દેતાં તો ગીલગીલી થતી. સુમનલાલનું વાંકું બોલતાં તો ચ્હીડાઇ જતાં. એટલામાં એ ખરાબ થઇ ગયા કે ? ત્યારે તો કાયમની લાગણી તો નહી જ રહેવાની ને ?'

'ભાભી એમ નહી, પણ અનુભવથી—સરખામણીથી એમ લાગ્યું કે એમાં કાંઇક ન્યૂનતા છે—ખામી છે.'

'ત્યારે ભૂજંગલાલ સમ્પૂર્ણ હશે કેમ ? આજ આટલાં વર્ષ થયાં જેમાં ખામી ન જણાઇ તેમાં ખામી નિકળી તો પછી હજી બે મહિના કે છ મહિનાના પરિચયવાળામાં ખામી નહી જણાય એ કોણે કહ્યું ?'

'તે ખરૂં, પણ ભાભી, જ્યાં મન ખેંચાય ત્યાં જવું કે નહી ?'

'હા, એ ન્યાય કબૂલ રાખો છો ? તમારા ભાઈનું મન ખેંચાયું હતું તે કેમ અટકાવ્યું ? તે વખતે લાગણીને વશ ન થવાની વાતો કરનારાં તમે જ ને ? મન એ માંકડું છે. નાનું છોકરૂં જેમ એક રમકડું મૂકી બીજું રમકડું લેવા ફાંફાં મારે તેમ આપણે કરવું કે મનને કેળવણી, નીતિ, જનસમાજના કાયદાથી નિયમમાં રાખવું ?'

'ત્યારે ભાભી ! આપણી રીત પ્રમાણે નાનપણથી જાણીયે નહી, ઓળખીયે નહી એવા સાથે સગાઈ કરી હોય તેમાં જ સુખ માનવું ?'

'એનો જવાબ આપું છું, પણ પહેલાં કહો, કે પશ્ચિમની રીતે મોટી વય થયા પછી કન્યાઓ, યુવાનો સાથે સ્નેહસંબંધ બાંધે અને મન—માન્યાં લગ્ન કરે છે એમાં પૂર્ણ સુખ છે ?'

'પૂર્ણ તો કોણ જાણે પણ આપણા કરતાં સારૂં !'

'બ્હેન, લાગે છેને ? એમનામાં છૂટાછેડાના દાખલા ઓછા બનતા નથી. સ્નેહ જ હોય તો એ બને ?'

'ત્યારે ?'

'તરલા ! યુવાન સ્ત્રી—પુરૂષોમાં યુવાવસ્થાના બળે, સોસાયટીની અસરે સામાન્ય રીતે ઉંડા ઉતરી શકતા નથી. કાં તો સૌંદર્ય, કાં

તો મીઠું ભાષણ, કાં તો સત્તા, કાં તો પૈસો, એ જ આકર્ષણનું કારણ હોય છે. લગ્ન થતાં પહેલાં બન્નેની ઇચ્છા એકબીજાને ખુશ રાખવાની એ હોય છે, એટલે દુર્ગુણ કે ખરાબ સ્વભાવ બ્હાર જણાતો નથી. આથી સારા અંશો જ બ્હાર જણાય છે; પરન્તુ લગ્ન થયા પછી જ --બન્ને ચોવીસે કલાક સાથે રહ્યા પછી--એકબીજાના ગાઢા પરિચયમાં આવે છે, અને ત્યારે જ એકબીજાં ખરા રૂપમાં પ્રકાશે છે. ત્યારે જ અસંતોષ ઉત્પન્ન થાય છે. જેને તેઓ સ્નેહ સમજતાં તે માત્ર લાગણી જ હતી, બળવાન આવેગ હતો એમ લાગે છે, અને પછી સહનશીલતા, ક્ષમા, પોતાનામાં દોષ ન જોવાની ટેવે ક્રમે કરી છૂટા થવા ઇચ્છા રાખે છે. તરલા! આમ બધાંમાં હોતું નથી હો. જ્યાં માબાપની મંજુરીથી કામ થાય છે, જ્યાં કુટુમ્બમાં નાનપણથી સારી કેળવણી અપાય છે, ત્યાં તો આવાં લગ્ન સ્વર્ગીય સુખરૂપ બને છે. પણ એ લાગણી અને સ્નેહ વચ્ચેનો ભેદ સમજવો જ મુશ્કેલ છે.'

'ભાભી, પણ આપણી રીત તો ખોટી જ ને?'

'તરલા! જો નાનપણથી વિવાહ કરી નાનપણમાં જ લગ્ન કરી દે તો તો ખોટી જ. પણ નાનપણમાંથી લગ્ન ન કરતાં માત્ર સગાઈ કરે અને બન્નેને યોગ્ય કેળવણી મળતાં બે વચ્ચે સ્નેહ જમાવે તો એમાં દુઃખ નથી.'

'ભાભી! એ એક જાતનું બંધન નહી?'

'બંધન! બંધન વગર તો સુખ છે જ નહી. બાળકને મરજીમાં આવે ત્યારે ને તેટલું ખાવા આપીયે તો અજીર્ણ થાય. ત્યારે તો પરણ્યા પછી પણ બંધન શા માટે? અમુક ઘરમાં રહેવું એ પણ બંધન, નોકરી કરવી કે ખાવું એ પણ બંધન, એક ગામમાં રહેવું એ પણ બંધન. તરલા! તમારા ભાઈની વકીલાત કરવા આવ્યાં ત્યારે તો એમ કહેતાં હતાં કે 'બ્હેન! આપણે આપણું જ સુખ ન જોવું, બીજાના સુખમાં જ આપણું સુખ છે. સહન ન થઇ શકે, ઘડીઘડીમાં ચ્હીડાઈ જવાય, કે અસંતોષ થાય એ મન ઉપર કાબુ નહી હો! સહન-

શીલતા—ક્ષમા નહી હો—' તમને તો ગમે તે હોય પણ હું તો સુખી થઇ છું. આટલું થયા પછી અમે વધારે જોડાયાં છીએ. અત્યારે મને એમ થાય છે કે તમારી શિખામણ માની ન હત ને છૂટી થઇ હત તો હું ને એ તેમ જ છોકરાં દુઃખી થાત."

'ભાભી! ત્યારે શું કરૂં? સુમનલાલ તરફ મ્હારો એવો ને એવો જ ભાવ છે, પણ ભૂજંગલાલને જોઉં છું ત્યારે કાંઈ ને કાંઈ થઇ જાય છે એ કેમ?'

'તરલા! એ જ દર્શાવે છે કે તમે હજી લાગણીમાં બાળક છો. કેળવણી છે, ઉચ્ચ વિચાર છે, પણ હજી ઘડાયાં નથી. ભૂજંગલાલ ને સુમનલાલમાં કાંઇ તફાવત જોયો? તરલા, સુમન એટલે કોમળ ફુલ છે હોં! ભૂજંગ, ખરેખર ભૂજંગ છે—સાપ છે. રીઝે તો રમે છે ને ખીજે તો ડસે છે. લીલા—ગરીબ બિચારી લીલા એ ભૂજંગને પાપે તો મરવા પડી છે.—'

તરલા ચમકી. ભૂજંગ! સાપ! 'રીઝે તો રમે ને ખીજે તો ડસે છે.' હા, આ શબ્દ એણે કાંઇક સાંભળ્યા હતા! ક્યાં? એ જ ભૂજંગે પોતે જ કહ્યા હતા.

ભોળી તરલા, ભૂજંગના પ્રેમથી—મોહથી લુબ્ધ થયેલી તરલા—એ શબ્દનો અર્થ સમજી જ નહોતી. માત્ર લગ્નક્રિયાની ભાંજગડમાં હા ના થતી હતી તે વખત 'હું ભૂજંગ છું' એમ બોલ્યો હતો, પણ તે વખતે તે વિશે એણે વિચાર જ નહોતો કર્યો. 'ચ્હીડાયા છે. લગ્ન કરતાં—સાથે રહેવામાં વાર થાય છે તેથી ગુસ્સે થયા છે, મ્હારે માટેના સ્નેહને લીધે જ એ આમ બોલે છે,' એમ તે સમજી હતી, અને એમ સમજીને જ બીજી વાર પોતાના બંગલામાં મળી હતી. પરન્તુ તે વાત અત્યારે ચંદાભાભીની વાતચીત પછી જૂદા જ રૂપમાં લાગી. ભૂજંગલાલ ખરેખર ભૂજંગ છે. જો હું એને તાબે નહી થાઉં, જો એની મરજી પ્રમાણે લગ્નક્રિયા વગર એની સાથે રહેવા નહીં જાઉં તો મ્હને હેરાન કરશે એવી એની ધમકી હતી એ હવે સમજી. લીલા—

પવિત્ર નિર્દોષ લીલાએ અરવિન્દને બદલે ભૂજંગલાલ તરફ પ્રેમ દર્શાવ્યો, અરવિન્દને હૃદયમાંથી ખસેડયો, એનું શું પરિણામ આવ્યું ? લીલાની પાછળ એના એ ભૂજંગલાલ ફરતા ને હવે લીલા ક્યાં છે, મરે છે કે જીવે છે, તેની જરાયે દરકાર કરે છે ? તો પછી મ્હને પડતી મૂકી એ બીજીને નહી ચાહે એની શી ખાત્રી ?

'ચંદાભાભી ! ખરે, તમે ખરૂં કહો છો. હું કેવી મૂર્ખી ! સાક્ષાત્ રામ જેવા, પુણ્યશ્લોક નળ જેવા મ્હારા સુમનને દૂર ખસેડયા. જેને મ્હેં સોનું ધાર્યું તે કથિર નીકળ્યું ! હવે સુમન શી રીતે મળે ? એમના હૃદયમાં હું પાછી શી રીતે સ્થાન મેળવું ? મ્હને પવિત્ર માનશે ? જગતની બત્રીશીએ ચ્હડેલી હું પવિત્ર ગણાઇશ ? ભાભી ! ભાભી ! હવે તો મ્હને મો બતાવવું ગમતું નથી. મરી જાઉં ? ઝેર કરડીને કે અફિણ ગળી દેહનો અંત આણું !......પણ ભાભી, મ્હને ભૂજંગની બહુ બ્હીક લાગે છે. લગ્નક્રિયાની ના આટલા માટે કહી હશે કે મરજીમાં આવે ત્યારે મ્હને તજી શકે. એ સાપ-ઝેરી નાગ મ્હને જરાયે સુખ આવવા નહિ દે. હાં ! એને ના નહિ કહેવાય ? મ્હારા સુમનને કાંઈ કરશે ? કોણ જાણે કેમ એની હાજરીમાં-એના મ્હો આગળ—એના બોલે હું ઢીલીઢબ થઇ જાઉં છું. ભાભી મ્હને બચાવો !'

'તરલા ! તરલા ! આમ શું ઢીલાં થઇ જાઓ છો ? ત્હમે મ્હારા ઉપર થોડો ઉપકાર નથી કર્યો. ત્હમે ન હત તો હું ન હોત ઘરની કે ન હોત પતિની. તમારે લીધે તો મ્હારા કુટુમ્બમાં ફરીને આનંદ-પ્રેમ-શાન્તિ મળ્યાં છે, તો પછી હું ત્હમને આ સ્થિતિમાં રહેવા દઉં તો કયે જન્મ છૂટું ? સુમનને પાછા લાવવા—સુમનને ત્હમારા કરવા એ મ્હારૂં કામ. પણ હવે તરલ ઓછાં થાવ. એકદમ લાગણીને વશ ન થાવ. જરા દૃઢ થતાં શિખો. ભૂજંગ, ભૂજંગ છે—સાપ છે. એ જાણશે કે તમે એના તરફ અભાવ દર્શાવવા માંડયો છે એટલે તમને હેરાન કરશે, પણ એ વખતે હિંમત રાખશો તો સુખી થશો.'

'ભાભી ! હું અત્યારે હિંમત રાખું છું, પણ ઘડી પછી શું થશે તે કહી શકતી નથી. ભૂજંગ ને સુમન એ બન્નેમાં કાંઈ કાંઇ જોઉં છું—એ બેની મૂર્તિ નજર આગળ ખડી થાય છે, પણ મ્હારી હિંમત નથી રહેતી. ભાભી ! મ્હને મુંબાઈ શું કામ બોલાવી ? મુંબાઈ ન બોલાવી હોત તો આ સ્થિતિ ન આવત.

' તરલા ! આ ગાંડપણ શું ? એ તો ઠીક છે કે ત્હમે પરણ્યાં નથી અને મરજી હોય તો ભૂજંગને પરણી શકો એમ છો, પણ ધારો કે લગ્ન થયા પછી આમ ભૂજંગ મળે—ભૂજંગની સાથે લગ્ન થયા પછી ત્રીજો મળે—તો તમારૂં મન આવું જ રાખો કે ? અને કેળવણી તથા માબાપને હલકાં પાડો ને ? ક્યાં ગયા તમારા ઉત્તમ વિચાર ? શાન્ત ચિત્તથી વિચારો ને મજબુત મનનાં થાવ.'

'ભાભી! પણ એ મ્હારા ઉપર વ્હેમ તો નહિ લાવે ને ?'

' તે તો ત્હમારા પોતાના વર્તન ઉપર આધાર રાખશે.'

---

# પ્રકરણ ૮ મું.

## શરતમાં.

ચંદાભાભીની સાથે વાત થયા પછી તરલાનું મન કાંઈક શાન્ત થયું હતું. ગયેલી શાન્તિ પાછી આવી હતી. ભૂજંગલાલને મળવા જવા બે ચાર વાર તૈયાર થઈ, પરન્તુ પોતાના ઓરડામાં સુમનલાલની છબી જોતાં સુમનલાલ તરફનો ભાવ જાગૃત થયો અને ભૂજંગલાલ ખસ્યો. ચંદાભાભી સુમનલાલને સમજાવવા, સુમનલાલને બોલાવવા બે ચાર દિવસથી ગયાં હતાં, અને સુમનલાલ સમજશે કે કેમ, હૃદયમાં પોતાને સ્થાન આપશે કે કેમ તે જ શંકા હતી.

આ જ શરતના મેદાનમાં શરત હતી. સુરતના ઘણા યુવાનો, યુરોપીઅન, પારસી, હિંદુઓ આ શરતમાં ભાગ લેવાના હતા; અને સુરતમાં આવી શરત પહેલવહેલી જ હોવાથી ગામ પરગામથી લોકો

શરત જોવા આવનાર હતા. તરલા શરત જોવા પ્રથમ ઉત્સુક હતી. એ ઉમંગ ભૂજંગલાલ અને શણગારભાભીએ વધાર્યો હતો; પરન્તુ ચંદાભાભીની મુલાકાત પછી એ ઉત્સાહ ભાંગી પડયો હતો. સુમનલાલને મળવા, ત્હેનો શાન્ત ચહેરો જોવા, ત્હેના પ્રેમાળ નેત્રમાંથી ઝરતી અમી પીવા જ અધીરી થઇ હતી.

એટલામાં શણગારભાભીની ચીઠ્ઠી આવી.

'વ્હાલી બ્હેન તરલા !

હમણા તો તું મળી નથી. ચંદા આવ્યા પછી **અમને** ભૂલી ગઇ લાગે છે. શરતમાં **એ** ભાગ લેવાના છે અને તું ત્યાં હોય તો સારૂં એમ ઇચ્છે છે. તૈયાર રહેજે. હું એ બાજુ ગાડી હંકાવીશ. આપણે સાથે જ જઇશું.

ત્હારી શુભેચ્છક

**શણગાર.**'

આ ચીઠી વાંચતાં તરલાના હૃદયમાં ખળભળાટ જાગ્યો: "શરત ! શરતમાં મ્હારે નથી જવું ! શણગારભાભીને ના કેમ કહેવાય ! એમને ના કહી કયાં રહું ? **એ** એટલે ભૂજંગ. ભૂજંગ શરતમાં ભાગ લે તેમાં મ્હારે શું ? મ્હારા સુમન ભાગ લેતા હોય તો ઠીક. ભૂજંગને ને મ્હારે હવે શું છે ? ના, બસ, ન જ જવું. ભૂજંગથી દૂર જ રહેવું સારૂં. એનું ઝેર ચ્હડે છે. એનો પ્રભાવ જ બીજો છે. એ મ્હારા ઉપર સત્તા ચલાવે છે. ત્યારે શું કરૂં ? જાઉં તો ખરી. એ વાઘ તો નથી. મ્હારૂં મન મ્હારે કબજે હવે નહી રહે ?" આટલો વિચાર કરી તરલાએ કપડાં પહેર્યાં. તરલા યુવાન હતી, સુંદર હતી, તંદુરસ્ત હતી એટલે નાજુક ઝીણાં અને આછાં આભૂષણે ત્હેની સુંદરતામાં વધારો કર્યો. પોપટીયો ઝીણો કાશીનો સાળુ, સહેજ ફુલેલો બાંયનો કબજો, ગળામાં એક મોતીની શેર, કપાળમાં ચાંલ્લો એ બધું તરલાને આકર્ષક બનાવવા બસ હતાં. એટલામાં ગાડીનો ખખડાટ સંભળાયો અને શણગારભાભી હશે માની તરલાએ બ્હારીએ ડોકીયું કર્યું તો શણગારભાભીને બદલે સુમનલાલ ! તરલા

—નિર્દોષ ભોળી તરલાએ સુમનલાલને જોયો કે તરત જ ત્હેની છાતી ધબકવા લાગી–' ઉડીને હેઠળ પડું? હૃદય સાથે દાબું? પગે પડી ક્ષમા માગું? ચ્હીડાયા હશે કે રાજી હશે? ચંદાભાભીએ શું કહ્યું હશે કે આમ અચાનક કહ્યા કર્યા વિના આવી ચ્હડયા? આમ અનેક વિચારો થઇ આવ્યા. સુમન ઉપર આવ્યો. તરલાને તૈયાર થયેલી જોઇ, હાલના પ્રસંગોને લઇ કાંક વ્હેમાયો અને મશ્કરી–કાંક કાંક વ્હેમની મિશ્ર લાગણીથી બોલ્યો:—

'તરલા! આમ બનીઠની ક્યાં જવાની તૈયારી કરી? શરતમાં કે? હાં હાં! ભૂજંગલાલનો ઘોડો દોડવાનો છે ખરૂં ને?' સુમનલાલના મનમાં હજી વ્હેમ છે એ વિચાર આવતાં જ તરલાનો ઉત્સાહ પડી ભાંગ્યો. વ્હેમ દૂર કરવાનો ઉપાય, ક્રોધને સુધારવાનો ઉપાય મેણાં મારવાં કે એ વાત કાઢવી એ નથી–હોય જ નહિ. એમ કરી એ વાત ન સંભારતાં પ્રેમપૂર્વક સદ્‌ભાવ દર્શાવવો એમાં જ લાભ છે. તરલા સુમનને મળવા, ત્હેની સાથે પ્રેમવાતો કરવા ઉત્સુક હતી ત્યાં આ શબ્દે ખંચકાઇ.

'સુમન! ચંદાભાભીએ હજી ખાત્રી કરી આપી લાગતી નથી. હું ચાતકની પેઠે ત્હમારી રાહ જોઉં છું. પ્રિય સુમન! ક્ષમા આપો! ભૂતકાળ વિસારો. હું તમારી જ છું. અજ્ઞાન છું, કદાપિ ભૂલ કરૂં તો સુધારજો. હવે તો નહી જાવ ને? ગમે તેમ કરી અહીં જ બદલી કરાવો-ને? અગર હવે આપણું જલ્દી લગ્ન થાય તો જ્યાં ત્હમે ત્યાં હું. મ્હને કાગળ કે તાર કરવો હતો ને! શણગારભાભીને ના લખત. હમણાં શરતમાં તેડી જવા તે આવશે ને ઘણે દહાડે મળ્યા છીએ તેમાં વિઘ્ન આવશે! પ્રિય સુમન, હું તમને પહેલાં ચહાતી પણ હાલના નવા સ્નેહમાં–વચમાં વિઘ્ન આવ્યા પછી–ત્હમને જોઇ મ્હને વધારે આનંદ થાય છે. મ્હારા મન ઉપર કાટ ચડી ગયો હતો–મેલ હતો તે ચંદાભાભીએ દૂર કર્યો.'

'તરલા! કાંઈ નહી, મ્હારે પણ શરતમાં જવું છે. શણગાર-

ભાભીની સાથે તું જજે. આપણે રાતરે મળીશું. ચંદાભાભીને લીધે જ હું અહીં આવ્યો છું, અને ઈચ્છું છું કે મ્હને વ્હેમ આણવાનું તું કાંઇ કારણ નહી આપે.'

'સુમન ! ચાહ પીશો? લાવો હું કરી આપું !'

'ના, ના. ત્હેં લુગડાં પહેર્યાં છે ને ક્યાં કરવા જઇશ? નોકરને કહે ને !'

'ના. આજ તો હું જાતે જ કરી લાવીશ. ચાહ આપી મ્હારા પ્રિય સુમનનો ચાહ લઇશ.'

તરલા–તરલ તરલા–નીચે ગઈ. સ્ટોવ સળગાવી ચાહ કરી લાવી અને સુમનને પાયો. સુમન આજ પોતાની જાતને ધન્ય ધન્ય માનવા લાગ્યો, અને નિરાશ થયેલા સંસારમાં ફરીને રસ પડવા લાગ્યો. એટલામાં શણગારભાભીની ગાડી આવી અને 'તરલા !' ની બૂમ પડી. સુમન આવ્યો છે, તરલા અને સુમન સાથે છે એ ખબર પડતાં જ શણગારભાભી ચમક્યાં. પોતાની યુક્તિમાં વિઘ્ન આવ્યું લાગ્યું અને એકદમ ગાડીમાંથી ઉતરી ઉપર ગયાં. તરલા અને સુમન નીચે ઉતરવાની તૈયારી કરતાં હતાં ત્યાં શણગારભાભી આવતાં જ બોલ્યાંઃ

'તરલા ! સુમનલાલ ! ક્યારના આવ્યા છો? તરલા, ચાલને વાર થશે ! ભૂજંગલાલનો ઘોડો કદાચ પહેલો દોડે ને એ આપણને નહિ જુએ તો ચિન્તા કરશે !'

'જઇએ છીએ. હજી બહુ વખત છે.'

સુમનલાલે શણગારભાભી માટે બહુ સાંભળ્યું હતું એટલે શણગારભાભીનું મ્હો ગમતું નહિ. આવાં શણગારભાભી સાથે તરલા હરે ફરે તો કેવો પાસ બેસે એ વિચારે દિલગીર થયો. મૂળ તો શંકા હતી જ. એ શંકા–સત્ય વાતથી ત્રાસી બ્હારગામ ગયો હતો. ચંદાના આગ્રહથી તાલ જોવા આવ્યો હતો. તરલાને મળ્યા પછી–ત્હેની સાથે વાત થયા પછી–શાન્તિ મળી હતી તે શાન્તિ ભૂજંગલાલના નામ સાથે નષ્ટ થઈ. વ્હેમનો સૂતેલો કીડો ફરીને ખદબદવા લાગ્યો. ભૂજંગ-

લાલ ! શરતમાં ? શું પહેલેથી મળવાનું નક્કી કર્યું હશે ? મ્હારી સાથે વિવાહ થયો છે, અમારામાં તોડાય નહી એવો ધારો છે, છતાં બેશરમ થઈ શરતના મેદાનમાં હજારો માણસ વચ્ચે ત્હેને મળશે ? ત્યારે મ્હને પ્રેમથી બોલાવ્યો, ચાહ પાયો તે શું ઢોંગ ! તરલા અને ઢોંગ એ બે સાથે કેમ હોય ? ત્યારે નબળા મનની મ્હોકાણ !'

'તરલા ! ચાલ. સુમનલાલ ! આવો છો ?'

'ના. તરલા ! તું જા.'

તરલા અને શણગારભાભી ગયાં. સુમનલાલ પણ થોડી વારે નિકળ્યો.

શરતના મેદાનમાં અસંખ્ય માણસો ભેગાં થયાં હતાં. વિશાળ મેદાનમાં સ્થળે સ્થળે તંબુઓ—માંચડાઓ નાખી દીધા હતા. તંબુઓમાં સ્ત્રીઓ હાથમાં રૂમાલ, પંખા લઇ હલાવતી હતી. પુરૂષો સ્ત્રીઓને સમજાવતા હતા. બાળકો આમતેમ દોડતાં હતાં. વખતોવખત સોડા, લેમનની બાટલી ઉઘડવાના અવાજ આવતા હતા. કયા માણસે કેવાં લુગડાં પહેર્યાં છે, પેલી કોણ, એની સાડી તો જો, એના બુટની એડી કેવી છે ? એના ગળાનો હાર સારો છે હાં ! એવી અંદર અંદર વાતો થતી હતી. શણગારભાભી ને તરલા તંબુ પાસે ગયાં કે તરત જ તંબુમાંથી રૂમાલો ઉડયા અને 'શણગારભાભી, આમ આવો,' 'તરલાબ્હેન આમ આવો,' ના પોકાર થઇ રહ્યા. આખરે શરત બરાબર દેખાય એવે સ્થળે તરલા અને શણગારભાભી બેઠાં. તરલાની પાછળ જ ચંદા બેઠી હતી. ગમે તો તરલાનું ધ્યાન તે તરફ ગયું ન હોય અને કાં તો ચંદા જાણીજોઇને મુગી રહી હોય, ગમે તેમ, પણ ચંદા પાછળ જ છે એની ખબર તરલાને રહી નહી. થોડીવારમાં સુમનલાલ એકાદ બે ઓફીસરોની સાથે આવ્યો. સુમનલાલ ઓદ્દેદાર હતો, મળતાવડો હતો અને સ્વમાન જાળવી શકે એવો હતો એટલે તંબુમાં પેસતાં જ એને યોગ્ય આવકાર મળ્યો, અને તરલાને સંતોષ થયો. પોતાના ભવિષ્યના પતિનું બ્હાર આટલું સન્માન છે એ ત્હેણે આજ જાણ્યું, અગર આજ જ તેના ધ્યાનમાં આવ્યું. ચંદાની સાથે વાત થયા

પછી–સુમનલાલની સાથે છેલ્લી ગોષ્ટી થયા પછી–તરલા શાન્ત હતી. સુમનલાલ પ્રત્યે સદ્‌ભાવ–પ્રેમ જાગ્યો હતો. શરતની શરૂઆત થવાનો સમય થયો. નાટકમાં જેમ ત્રીજી ઘંટડી વાગે તેમ બ્યુગલ ફુંકાયું. શરતમાં ઉતરનારા એક પછી એક મેદાનમાં આવ્યા. તંબુમાં અંદર અંદર ઓળખાણ અપાઇ. છેવટે ભૂજંગલાલ પાણીદાર ઘોડા ઉપર દેખાયો. ભૂજંગલાલને જોતાં જ તરલાના હૃદયમાં એકદમ ધડાકો થયો. તરલાએ દૂર બેઠેલા સુમનલાલ તરફ જોઇ ભૂજંગલાલને વિસરવા પ્રયત્ન કર્યો. ત્યાં શણુગારભાભી બોલ્યાં:

‘ તરલા ! ચાલ: આપણે મુંબાઇના શેઠીયાની માફક શરત મારીશું ? ભૂજંગલાલ પહેલો આવશે ? ન આવે તો મ્હારે સો રૂપીઆ આપવા, નહી તો ત્હારે ! ’

જે ભૂજંગલાલની વાતથી દૂર રહેવા માગતી હતી, જે ભૂજંગલાલને હૃદયમાંથી કાઢી નાંખવા માગતી હતી, તે જ ભૂજંગલાલ નજરે –કાને પડતો હતો અને તરલા વધારે ને વધારે મુંઝાતી હતી. શણગારભાભીને કાંઇ કહી શકતી નથી.

શરત શરૂ થઇ. તરલા સામાન્ય રીતે દરેક ઘોડાવાળા તરફ જોતી. આગળ જતો તેને માટે આનંદ, પાછળ પડે ત્હેને માટે દીલગીરી ત્હેના મ્હો ઉપર જણાતાં હતાં. સુમનલાલ ઘડીમાં શરત તરફ તો ઘડીમાં તરલા તરફ જોતો અને શરતમાં આટલો ઉત્સાહપૂર્વક ભાગ લે છે તે માત્ર ભૂજંગને માટે જ એમ એના વ્હેમાયલા હૃદયને લાગ્યું. સુમન ખિન્ન થયો. શરત પૂર જોરમાં ચાલતી હતી. બે ચાર પડયા, ઉઠયા, વળી દોડયા. છેવટે ભૂજંગ અને એક બીજો રહ્યો અને મેદાનમાં ચારે બાજુ શાન્તિ ફેલાઇ. બધાંનાં મન અધિરાં થઇ ગયાં. ભૂજંગ પહેલો આવશે કે કેમ એની વાતો–શરતો થઈ. તરલા ને શણુગારભાભી ભૂજંગલાલના રૂપના, ભૂજંગની હિમતના, ભૂજંગની ઘોડો દોડાવવાની છટાના વખાણ કરવા લાગી, અને ગરીબ બિચારી તરલા પાણીના પૂરમાં ઘસડાઇ આવેલી નાની બતકડી કે નિર્જીવ હોડીની

માફક દરિયાના તોફાનમાં ઝોલાં ખાવા લાગી. તરલા પહેલાંની તરલા નહોતી. ભૂજંગલાલને ભૂલવા માગતી હતી, ભૂજંગલાલથી દૂર થવા માગતી હતી. અત્યારે જ એનું ચાલતું હત-એને લોકલાજની ચિન્તા ન હત-તો બીધેલી હરીણી હરણ પાસે જઇ ઉભી રહે છે, નાજુક વેલી વાવાઝોડામાં વૃક્ષને વળગી પડે છે, નિર્દોષ બાળક ગભરાઇ માતાના ખોળામાં લપાઈ જાય છે, તેમ તરલા અત્યારે સુમનની છાતીમાં સમાઇ શાન્ત થાત. તરલાના હૃદયમાં આવી લાગણી થતી અને એ લાગણી સીનેમેટોગ્રાફની ફીલ્મ માફક મ્હો ઉપર દેખાતી હતી. પરન્તુ સુમનલાલ આ લાગણીનો જૂદો જ અર્થ કરતો હતો. "એ તો એજ. મ્હને છેતરે છે. હજી ભૂજંગલાલ મનમાંથી ખસ્યો નથી. ખસ્યો હોય તો ભૂજંગલાલ તરફ આમ જોવાય જ કેમ ! સ્ત્રીએ પરપુરૂષનો વિચાર જ કેમ કરવો ? મોટી ઉમરે લગ્ન કરવાથી શો લાભ ? હજી લગ્ન કરતાં શું થાય છે ? બસ ના કહું. આવીને પરણી હું શું સુખી થઇશ." એટલામાં અવનવો બનાવ બન્યો. ભૂજંગનો ઘોડો પુરપાટ દોડતો હતો ત્યાં વચમાં ઘોડાએ ઠોકર ખાધી અને ભૂજંગ ઉછળીને દૂર પડ્યો. પડતાંની સાથે જ આખા મેદાનમાંથી ચીસો સંભળાઇ, 'ભૂજંગ મુવો, એની ડોક મરડાઇ ગઈ ગઇ,' 'એનો પગ ભાંગ્યો,' "બચાવો" ની બૂમો પાડતાં જ શરતની લાલસા રાખનારા, પોલીસ અમલદારો, ડાકટરો અને શીપાઇઓ દોડ્યા. પરન્તુ ભૂજંગના અકસ્માત સાથે તંબુમાં પણ અકસ્માત થયો. તરલાથી ચીસ પડાઈ ગઈ અને તરલા મુર્છાગત થઈ. શણગારભાભી, ચંદા અને સુમન આવ્યાં ને તરલાને આશ્વાસન આપવા લાગ્યાં. ઠંડું પાણી છાંટયું. તરલાએ આંખો ઉઘાડી. જુવે છે તો સામે શાન્ત દેખાતો પણ અંતરમાં બળતો સુમનનો ચ્હેરો જોયો. આ સમય ચર્ચા કરવાનો, હા-ના કરવાનો નહોતો. શણગારભાભી કહે કે તરલાને હું લઈ જાઉં. ચંદા કહે હું લઈ જાઉં અને સુમને કહ્યું હું લઈ જાઉં. તંબુમાં ચર્ચા શરૂ થઈ. માણસોને અભિપ્રાય પસાર કરવામાં,

અમે તેવી વાતો ફેલાવવાના પૈસા બેસતા નથી. એ વાતો કેવળ નવરા બેઠાની જ હોય છે, પણ એનું કેવું ગંભીર પરિણામ આવે છે ત્હેનું ત્હેમને જરાયે ભાન હોતું નથી.

"હાય ! હાય ! આ શું ? એ તો ભૂજંગ પાછળ મરવાની ! આવું છે તો પછી એવીને સુમનલાલ શા માટે પરણતા હશે ?" "હવે તો લગ્ન થઈ જાય તો સારૂં બા !" "જો ભૂજંગલાલને એને નહિ પરણવા દે તો એમાં પરિણામ સારૂં નહી આવે !" આમ વાતો છાની પણ કાંક સંભળાય એમ ચાલી. ચંદા, સુમન, શણગારભાભી અને તરલાને કાને આ શબ્દ પડતાં જ દરેકને જૂદી જૂદી અસર થઇ હતી.

'ચંદાભાભી ! મ્હને કાંક થઈ જાય છે. મ્હારી છાતી ગભરાય છે. મ્હને લઇ જાઓ.'

'તરલા ! ચંદાભાભી શું કરતાં હતાં ! ચાલ મારી સાથે. મારી સાથે વાતમાં હમણાં હોંશીયારી આવશે.'

'શણગારભાભી ! ના. અત્યારે નહી.'

આટલું બોલતાં તરલાથી રોવાઈ જવાયું. એની ગભરામણ વધી. સુમનલાલ સઘળું જોયા કરતો હતો. તરલાના હૃદયની વેદના સમજી શકયો નહોતો. છાતીની ગભરામણ, રોવું એ બધું ભૂજંગના અકસ્માતને લઇને જ—ભૂજંગની ગંભીર સ્થિતિને લીધે જ માની હમેશનો શાંત સુમન અશાંત બન્યો. આટલા બધા લોકમાં હલકો બન્યો. બધાં એને હસતાં હશે, નબળો, બાયલો ગણતાં હશે માની વ્હેમ—ઇર્ષાના બળે બોલી ઉઠયો:

'તરલા ! ચાલ મારી સાથે ! ગાડી તૈયાર છે. ત્હને શું થાય છે તે હું સમજું છું. અત્યાર સૂધી નરમ રહ્યો ત્હેનું પરિણામ મ્હેં ભોગવ્યું. ચંદાભાભીને પછી મળીશ. મ્હારે વાત કરવી છે, ચાલ !'

તરલા—દુઃખી તરલાએ સુમનલાલને આવો ચ્હીડાયેલો કદી જોયો નહોતો. ઘડીમાં ચંદાભાભી તરફ તો ઘડીકમાં દૂર મેદાનમાં જોતી, શણગારભાભીને જરાપણ ન ગણકારતી તરલા સુમનલાલ સાથે ગાડીમાં બેઠી.

## પ્રકરણ ૯ મું.

## ગાડીમાં.

એક બેશુદ્ધ માણસને ગાડીમાં નાખે તેમ તરલા ગાડીમાં નંખાઈ. ભૂજંગલાલ પડયો. ભૂજંગલાલ મરી ગયો હશે એ વિચારે તરલા બેબાકળી બની હતી. થોડાક કલાક ઉપર સુમનલાલના નામનું રટણ કરનાર, સુમનલાલને માટે જાતે ચાહ કરી આપવામાં મજાહ માનનાર, સુમનલાલ "મુજ સ્વામી સાચા" માનનાર તરલાના હૃદય ઉપરનો અંકુશ ગયો. ખરેખર, શેતાન અને દેવદૂતનું યુદ્ધ મીલ્ટનના કાવ્યમાં હશે, પરન્તુ દરેક મનુષ્યના હૃદયમાં આ સૂર–અસૂરનું યુદ્ધ–સારી અને ખોટી વૃત્તિનું હરહમેશ યુદ્ધ–થાય છે. મનુષ્યના હૃદયમાં તો આ યુદ્ધ થવાનું જ. જેટલે અંશે મનુષ્યમાં સદ્‌બુદ્ધિનો વિકાસ, પરમેશ્વરને ઓળખવાની શક્તિ તેટલે દરજ્જે સદ્‌વૃત્તિનો વિજય. તરલા કેળવાયેલી હતી, સદ્‌વિચારમાં ઉછરી હતી, હૃદય નિખાલસ હતું, પરન્તુ દરેક મનુષ્યના જીવનમાં આવવાની આવી લડાઇનો અનુભવ તરલાને પહેલીવાર જ થયો હતો. યુદ્ધમાં શામ દામ ભેદ[1] વાપરવો પડે છે તેમ હૃદયની આવી લડાઇમાં પણ યુક્તિ પ્રયુક્તિ વાપરી પડતાંને બચાવવાનો મનુષ્ય માત્રનો ધર્મ છે. તરલા બાળક હતી, એણે કૂડકપટ અનુભવ્યાં નહોતાં એટલે જ ભૂજંગલાલને દિવ્ય પુરૂષ–સ્નેહાળ પુરૂષ માનવા લાગી, અને વીણાના નાદે જેમ સર્પ ખેંચાય તેમ ખેંચાઇ હતી. તરલા ગાડીમાં બેઠી. ચંદાએ બોલાવી પણ ઉત્તર જ ન આપ્યો. રેસના[2] મંડપમાંથી કાંઇ કાંઈ ટીકાઓ સંભળાવા લાગી અને એ દરેક શબ્દ સુમનલાલનું હૃદય કોતરી નાખતો હતો. ગાડી ચાલી અને સુમનલાલે તરલાને ઢંઢોળી. સ્નેહ અને ઈર્ષા બે જ્યાં ભેગાં થાય છે ત્યાં ધીરમાં ધીર પુરૂષ પોતાની હામ ખોઇ નાખે છે. સુમનલાલ

૧. યુક્તિ. ૨. શરત.

તરલાને ચાહતો હતો, તરલાનો ન્હાનપણથી તેને અનુભવ હતો, વળી હમણાં જ એની શંકા દૂર થઇ હતી. આ સુમનલાલ પોતાની સન્મુખ ભૂજંગલાલના નામ સાથે તરલાનું નામ જોડાયેલું સાંભળે, પાસે બેઠા છતાં, પોતાની જરાએ દરકાર રાખ્યા શિવાય ભૂજંગલાલની ચિંતા કરતી પોતાની પત્નીને જુવે, પછી સુમનલાલ આકળો થાય એમાં શી નવાઇ ? સુમનલાલ આકુળવ્યાકુળ થયો, તેનાં રૂવાટાં ઉભાં થયાં, આંખમાંથી તણખા ઝરવા માંડયા. તે બોલ્યો :

'તરલા ! તરલા ! ડાહી ચંદાની ડાહી નણંદ તું જ કે ? વ્હાલથી ચાહ પાનાર તું જ કે ? રખેને વ્હાલમાં ને વ્હાલમાં કાસળ કાઢવા ઝેર આપ્યું હોય !'

દોડતી ગાડીના ખડખડાટ અને પવનના ઝપાટે તરલાનું ભમતું મગજ ઠેકાણે આવવા માંડયું. ભૂજંગલાલ–મરવા પડેલા ભૂજંગલાલને બદલે નજર આગળ સુમનલાલ જણાયો. સુમનલાલનો સ્પર્શ થયો, કાનમાં સુમનલાલના શબ્દ પડયા અને સૂર્યનાં કિરણ આગળ અંધકાર નષ્ટ થાય તેમ તરલાના હૃદયમાંથી ભૂજંગની છબીનો નાશ થયો અને તરલાના મ્હો ઉપર સ્મીત[1] દેખાયું. 'તરલા' શબ્દ તરલાને મોહક લાગ્યા અને ગાડીમાં ને ગાડીમાં જ તરલા સુમનલાલના હાથને હાથમાં લઇ પંપાળવા જતી હતી ત્યાં એના છેલ્લા શબ્દ સંભળાયા. મનુષ્યને પોતાનો વાંક વસતો જ નથી અને ત્હેમાં સ્નેહના સંબંધમાં સ્નેહીને બદલે વડિલ તરીકે, ઠપકારૂપે–મ્હેણારૂપે કહેવામાં આવે તો તો સ્નેહાળ હૃદયને ગમતું નથી. તરલાની આજ સ્થિતિ હતી. 'શું ? મ્હેં ઝેર આપ્યું ? મ્હેં વ્હાલથી ચાહ કરી આપ્યો ત્હેનો બદલો તો સારો મળ્યો ! ભૂજંગલાલ કદી આમ બોલ્યા નથી.' એમ થયું ને તરલાએ સુમનલાલનો હાથ દૂર કર્યો.

---

૧. ખુશાલી પ્રગટી.

'તરલા! આમ કેમ? શું હું ત્હને નથી ગમતો? એમ હતું તો મ્હને બોલાવ્યો શું કામ?'

'તમે આવા વ્હેમી ક્યાં સુધી રહેશો? વ્હેમમાં ને વ્હેમમાં અનેક કુટુમ્બો પાયમાલ થઇ ગયાં.'

'આને તું વ્હેમ કહે છે? મ્હારી સાથે વિવાહ થયા છતાં, મ્હારા દેખતાં તું બીજાની ચિન્તા કરે, એ હું જોઉં છતાં વ્હેમ?'

'વ્હેમ નહી તો બીજું શું? હું કબૂલ કરૂં છું કે થોડા દિવસ ભૂજંગલાલ તરફ મ્હારૂં મન આકર્ષાયું હતું, પરન્તુ ભલું થજો ચંદા ભાભીનું! એમણે બચાવી છે.'

'વારૂ, એમ હતું તો આજ ભૂજંગલાલને અકસ્માત થયો ત્યારથી મ્હારી સાથે તું બોલી છે? 'ભૂજંગલાલને કેમ હશે! એમની કોઈ ખબર લાવો. હું એમની પાસે જાઉં!' એમ હજારો માણસ વચ્ચે તું બોલી એ સારૂં કહેવાય? લોકો વાતો કરે છે વાતો.'

'લોકો વાતો કરે તો કરવા દો. એમને ટેવ પડી. એક માણસ તરીકે મરવા પડેલા બીજા માણસને માટે લાગણી થાય તો દાબી દેવી કે?'

'ના. દાબી ન દેવી, પણ તરલા! ખરૂં બોલ, ભૂજંગલાલને બદલે બીજા કોઇને અકસ્માત થાત તો ત્હને આટલું થાત કે?'

'વારૂ. પણ તમે કહેવા શું માગો છો?'

'એજ કે ત્હારી આ વર્તણુક ન છાજતી છે. ત્હારે સુખી થવું હોય–મ્હને સુખી કરવો હોય–આપણ બંનેને સુખી થવું હોય–તો ભવિષ્યમાં ભૂજંગલાલનું નામ ન લેવું!'

તરલાના હૃદયમાંથી હજી ભૂજંગલાલના ભણકારા ગયા નહોતા. આછા ઝીણા સંસ્કાર હતા અને તે જાગૃત થયા.

'શું ભૂજંગલાલનું નામ ન લઉં? ઓળખાણ નહોતી તે વેળા કેવળ મ્હારી મરજી જોઇને જ ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર બસો રૂપીઆ

કાઢી આપનાર ભૂજંગલાલ જ હતો. અત્યાર સૂધીના મ્હારા જીવનમાં રસ લાવનાર ભૂજંગલાલ છે, એને જરા સંભારૂંએ નહી? શું ત્હમે પુરૂષો કોઈ બીજી સ્ત્રીનો વિચાર પણ નહી કરતા હો? એકની સાથે વિવાહ થવાનો હોય છે ને બીજીની સાથે થાય છે તો પહેલીને સંભારતાએ નહી હો? એના ગુણદોષનો વિચાર કરતા જ નહી હો? રસ્તે જતાં કોઇ સ્ત્રી માટે સારા ખોટા વિચાર જ નહી આવતા હોય, ખરૂં ને? પુરૂષો એવા મહાત્મા ખરૂં ને? જેટલા ને જેવા વિચાર પુરૂષોને થાય છે તેનાથી અડધા પણ અમને સ્ત્રીઓને નથી થતા. પુરૂષો ગમે તે સ્ત્રીઓ સાથે નિર્દોષપણે પણ વાત કરે, બોલી શકે ને અમે સ્ત્રીઓ થઇ એટલે થઇ રહ્યું! અમે જો કોઈ પુરૂષ સાથે વાત કરીયે એટલે ખરાબ! નાટક, ચોપડી પણ સ્ત્રીઓને વાંચવા લાયક નથી એવો અભિપ્રાય આપો! ત્યારે પુરૂષોએ હલકી વૃત્તિવાળાં નાટકો–ચોપડીઓ વાંચવી એમ? જેટલી પુરૂષોથી દુનિયામાં અનીતિ ફેલાય છે તેટલી અનીતિ સ્ત્રીઓથી ફેલાતી નથી હો!"

'તરલા! તરલા! ત્હારૂં ભાષણ મ્હારે નથી સાંભળવું. લોકોમાં વાત થતી અટકાવવી, ભણતરને નામોશી આવતી અટકાવવી એ મ્હારી ને ત્હારી ફરજ છે.'

'તે હશે, પરન્તુ ડસકેડસકાં ખાતાં બાળકને કહેવું કે એકદમ ચુપ રહે એ કેમ બને? દોડતા ઘોડાને કે ફાસ્ટ જતી ટ્રેઇનને એકદમ ઉભી રાખવી એ કેટલું અશક્ય છે તે જાણો છો? ભૂજંગલાલે મ્હારા મગજ ઉપર કેટલી અસર કરી હતી–કરી છે, ચંદાભાભીને લીધે તે અસર દૂર નહી થાય? હું તરલા છું, તરલ છું. પ્રેમમાં, સંસારના વાવાઝોડામાં બાળક છું. 'રમકડું નાંખી દે, ખરાબ છે' એમ કહેવાથી રમકડું નખાય નહી. બીજું સારૂં આપો તો જ નાંખી દે. વખત જતાં અને ત્હમારા સહવાસથી હું દઢ થઇશ.'

'તરલા! તરલા! એ નહી બને. કાં તો હું નહી ને કાં તો ભૂજંગ નહી.'

આ શબ્દો પુરા થયા અને ઘર આવી પહોંચ્યું. તરલાએ સુમનલાલને આવો ઉશ્કેરાયેલો કદી જોયો નહોતો. " 'એ નહી બને.' એટલે ? ' કાં તો હું નહી અને કાં તો ભૂજંગ નહી ' એનો અર્થ શો ? શું આપઘાત કરશે અગર ભૂજંગનું ખૂન કરશે ? ખૂન ! ખૂનનો વિચાર થતાં તરલા ત્રાસી. મ્હારે માટે આપઘાત ! ખૂન ! ત્યારે લ્યુક્રેશીયાની માફક, પવિત્ર કૃષ્ણાકુમારીની માફક હું જ શું કામ ન મરૂં ? ભૂજંગને ચેતાવું ? શા માટે ? ભૂજંગને ને મ્હારે હવે શું ? મ્હારે કાંઇ નહી, પણ મ્હારે માટે ખૂન થાય તે ? ઓ પ્રભુ ! આ શું ? ચંદાભાભી ! ત્હમે મ્હને મુંબઇ કયાં બોલાવી !"

## પ્રકરણ ૧૦ મું.

### એકલાં.

ઘર આવ્યું, ગાડી ઉભી, કોચમેને બારણું ઉઘાડયું, પણ બન્ને બોલ્યાચાલ્યા વિના જ પુતળાંની માફક બેઠાં. સુમનલાલનો જેને અનુભવ છે તેવાને સુમનલાલની આ વર્તણુક વિચિત્ર લાગ્યા વિના રહે જ નહી. ગુસ્સો એના સ્વભાવમાં જ નહોતો છતાં આટલો ગુસ્સો કયાંથી ? પરન્તુ સુમનલાલને ગુસ્સો-ક્રોધ ઉત્પન્ન થવાનો પ્રસંગ નહોતો. પૈસો, માન અપમાનનો એને મોહ નહોતો. એટલે એ ખાતે એને જરાયે લાગે એમ નહોતું. સુમનલાલે સંસ્કૃત ને ઇંગ્રેજી કાવ્યોનો અભ્યાસ કર્યો હતો. સ્નેહજીવનનાં અનેક સ્વપ્નાં જોયાં હતાં. તરલા જેવી સૌંદર્યવાન, બુદ્ધિશાળી, તંદુરસ્ત ગહિણી, પત્ની, સહધર્મચારિણી સાથે ઉંચું જીવન ગાળવાની અભિલાષા હતી. તે જ તરલા આમ બેવફા નીવડે એ કેમ ખમાય ? ભૂજંગલાલને એ ચહાતી કેમ મનાય ? હજી ભૂજંગલાલને ભૂલી છે ? એની ખબર કાઢવા, એના પ્રત્યે સદ્‌ભાવ દર્શાવવા તૈયાર છે, અને તે પણ મારી મરજી ઉપરાંત. લોકમાં શું કહેવાશે ? ધણી બાયલો છે, ધણીનું કાંઈ ચાલતું નથી. એ ચોખ્ખી હશે

એમ પણ હવે કેમ મનાય ? ને હોય તોપણ શું ? એ નહી બને. કાં હું નહી ને કાં ભૂજંગ નહી. જર્મની કે ફ્રાન્સ હત તો અત્યારે દ્વંદ્વયુદ્ધ કરી બેમાંથી એકનો અંત આણત. છૂટાછેડા ! ખરેખર જે ન્યાતોમાં છૂટાછેડાનો રીવાજ છે તેમાં કેટલી સગવડતા ! ફાવ્યું નહી કે બસ રામ-રામ ! એમાં ગેરલાભો છે—ગંભીર ગેરલાભો છે, પણ તે કોને ? જેઓ પરમેશ્વર અને સ્નેહને ઓળખતા હોય તેને, બાકી તો આ સ્વતંત્ર-તાના જમાનામાં તો—કેવળ પોતાની જ સગવડ સાચવવાના જમાનામાં તો—એમાં ઓર સુખ છે. એજ. ન્યાતના શેઠ પાસે જાઉં અને ન્યાત મેળવી સગાઇ તોડવાની મંજુરી માગું. ન્યાત કરી કરીને શું કરશે ? દંડ લેશે એજ ને ? પણ પછી હું તો છૂટો ! પણ ન્યાત સાબીતી મા-ગશે તો ? ભૂજંગલાલ ને તરલા મળતાં હતાં એ કદાચ સાબીત થાય, પણ એમ તો તરલા—અમારા કુટુમ્બની સ્ત્રીઓ પુરૂષોની સાથે હજારવાર મળે છે, જાહેર સંસ્થામાં ભાગ લે છે. લોકવાયકા ઉપરથી કાંઈ મનાય ? તરલા કબૂલ કરશે ? ભર ન્યાતમાં તરલાને બોલાવું ? એ ફજેતી તરલાની કે મ્હારી ? પહેલાં તરલાને એકવાર સમજાવું. સમજે તો ઠીક, નહી તો પછી ન્યાતના શેઠને મળું અને તે પણ ખાનગી સલાહ લીધા પછી વાત.

આમ વિચાર કરી સુમનલાલે તરલાને ચીઠી લખી:—

‘ તરલા !

છૂટાં પડયાં ત્યારે ‘ કાં એ નહી કાં હું નહી ’ એ મ્હારો મક્કમ વિચાર ત્હને મ્હેં જણાવ્યો હતો અને એ જ વિચારને હજી હું વળગી રહું છું. ભૂતકાળને વિસારી દે. ગમે તે કારણથી ત્હને ભૂજંગલાલ તરફ લાગણી હશે પણ મ્હારી, ત્હારી અને આપણા કુળની આબરૂની ખાતર એને ભૂલી જા. ત્હારૂં હૃદય પવિત્ર હશે પરન્તુ ભૂજંગલાલના સહવાસ-માં અપવિત્ર બન્યું લાગે છે. ભૂજંગ[1]નું ઝેર ચડયું લાગે છે. મ્હને

૧ સાપ.

ખાત્રી છે કે હવે ત્હને પસ્તાવો થતો હશે. આપણા બે વચ્ચેનો સ્નેહ એવો ને એવો જ ગાઢો રહે તેમ કરવામાં મ્હને મદદ કર. પ્રિય તરલા ! હું ત્હારો હતો, ત્હારો રહ્યો છું ને ત્હારો રહીશ. માત્ર મ્હારા જીવનમાં રસ રેડ, લોકબત્રીશીયે ન ચ્હડ અને તરલા સુમનની જ એ ચંદ્રાના શબ્દો ખરા પાડ.

'તારો જ **સુમન.**'

સુમનલાલે કાગળ બંધ કરતાં કરતાં તાજે કલમ કર્યું, 'જો આ પત્રનો સંતોષકારક ઉત્તર નહિ મળે તો. હું નહી કાં એ નહી' એ નક્કી માનજે. **સુ.**'

જે સમયે સુમનલાલ એકલો હતો, વિચારમાં પડયો હતો અને આ ચીઠી લખતો હતો તેજ વખતે તરલા પણ પોતાના ઓરડામાં ગમગીન પડી હતી. સુમનલાલના શબ્દે એને બેબાકળી બનાવી હતી. જગત કેવળ બહારથીજ જોઈ અભિપ્રાય બાંધે છે અને તેમાં પણ કોઈની આબરૂ–બેઆબરૂ કરવામાં તો કેવળ ઉપલકીયા જ વિચાર કરે છે. તરલા પહેલેથી તે છેવટ સુધી પવિત્ર હતી. ભૂજંગલાલ અને સુમનલાલની સરખામણી કરી હતી. એવો પણ વખત હતો કે જ્યારે એને એમ થયું હતું કે સુમનલાલ કરતાં ભૂજંગલાલ સાથે પરણી સુખી થાત–જીવન રસમય ગાળી શકત. આવા વિચાર જ પાપમય છે. આવા વિચાર જ થવા ન જોઇએ એમ કહેનારે પોતાના હૃદયની પરીક્ષા જ કરી નથી. આ લાઈન કરતાં પેલી લાઈન લીધી હત તો ઠીક હતું. આ ઘર કરતાં પેલું ઘર વધારે સારૂં છે. આ છોકરી આને દીધી તે કરતાં પેલાને દીધી હત તો સુખી થાત, એમ થાય માટે તે શું પાપ ? આવા વિચાર કેવળ પશુ કે મહાત્માને જ ન થાય, મનુષ્યને તો થાય; પરન્તુ દેવ થનાર, દેવપદ પામનાર મનુષ્ય આવા વિચાર ઉપર કાબૂ મેળવે છે અને ધીરે ધીરે તે વિચારોને દૂર કરે છે. તરલાની સ્થિતિ આવી જ હતી. ભૂજંગલાલે જાળ પાથરી

હતી. એ જાળમાં ફસાઈ હતી–ફસાવાની તૈયારીમાં હતી–ત્યાં ચંદા-ભાભી આવી પહોંચ્યાં. ભૂજંગલાલને અંદરથી હજી તરલા ઓળખી શકી નહોતી. જે કુટુમ્બોમાં, જે જ્ઞાતિમાં વડિલોની સલાહ–દેખરેખ શિવાય યુવાન કન્યા કે યુવાન પુરૂષોને લગ્નના હેતુથી ભેળવવાનો –મળવા દેવાનો રીવાજ છે ત્યાં બ્હારના આકર્ષણથી અંદરના દોષો જણાતા નથી; અને યુવાવસ્થા જ એવી છે કે એક વખત આકર્ષણ થયા પછી અંગતમાં અંગત મનુષ્ય પણ દોષ દર્શાવે તો તે લાગતા નથી. તરલા આમ ભૂજંગલાલના દોષો જોઈ શકી નહોતી. પણ તરલા સામાન્ય કન્યા નહોતી. સુમનલાલ સાથે એણે સારાં સારાં પુસ્તકો વાંચ્યાં હતાં. હિંદુ સંસાર તેમ જ બીજા પ્રશ્નોની ચર્ચા કરી હતી એટલે એકદમ ફસાય એમ નહોતી. પરન્તુ સુખની તુલના કરવા દુ:ખની જરૂર છે, સોનું પારખવા કસોટીની જરૂર છે, તેમ સુમનલાલ પ્રત્યે ત્હેનો પ્રેમ જાગૃત થવા, સુમનલાલના પ્રેમની ઉત્તમ-તા જણાય એટલા માટે આ પ્રસંગની જરૂર હતી. તરલાના હૃદય-માંથી આમ ભૂજંગલાલની છબી નષ્ટ થઇ હતી છતાં શરતમાં એ પડયો, એને વાગ્યું, કદાચ મરી ગયો હશે, એ વિચારે એની કોમળ લાગણી દુ:ખાઈ હતી અને એની ખબર કાઢવા, મરતાને આશ્વાસન આપવા ઉત્સુક થઈ. આમાં સુમનલાલની આડખીલી આવી. "હું પવિત્ર છું, મ્હારા મનમાંથી ભૂજંગલાલને કાઢી નાખ્યા છે, મ્હેં મ્હારે હાથે એમને પ્રેમથી ચાહ કરી આપ્યો છે, ચંદાભાભીને વચન આપ્યું છે, હું એમને મ્હારા હૃદયના ને શરીરના સ્વામી માનું છું તો પછી મ્હને શા માટે અટકાવતા હશે! લોકનિન્દાથી શા માટે ડરતા હશે! આ વિચારથી જ તરલા હેરાન થતી હતી. ત્યાં 'હું નહી કાં એ નહી' એનો અર્થ સુમનલાલનો આપઘાત કે ભૂજંગલાલનું ખૂન સમજી હતી. 'બસ એ જ. મ્હારે માટે ખૂન નહી થવા દઉં. શણગારભાભી મારફત ભૂજંગલાલને ચીઠી લખું. ભૂજંગલાલને! પરપુરૂષને ચીઠી લખાય? શા માટે નહી? સ્ત્રીસમાજના સેક્રેટરી તરીકે ઘણા પુરૂષોને કાગળ

લખવા પડે છે તો પછી ભૂજંગલાલને લખવામાં શો વાંધો ? પણ શું લખું ? તમારૂં ખૂન થશે, સુમનલાલથી સંભાળજો, એમ લખું ? એનો અર્થ એટલો જ કે મ્હારો સુમન સપડાય. ભૂજંગ એ કાગળ પોલિસને સોંપે તો એ પુરાવો થાય ને ? ત્યારે હું જાતે જ મળું તો ? શણગારભાભીને ઘેર જાઉં ને ત્યાં ભૂજંગલાલને બોલાવું અગર હું ને શણગારભાભી બે જઇએ તો ? મૂળ વાત ન સમજે ને સુમનલાલને ખબર પડતાં એમનો વ્હેમ નહી વધે ? ત્યારે શું કરવું ? ભૂજંગલાલ બધા કહે છે એવો હશે ? હા ! લીલાને છોડી દીધી. બીચારી એ મરવા પડી. પણ એ તો મારે માટે ને ! તો પછી મેં લગ્નની વાત કરી ત્યારે કેમ ગલાંતલાં કરવા માંડયાં ! લગ્ન થયા વિના સાથે રહેવાય ? એ થાય જ કેમ ? હું કોણ ? મ્હારૂં હડહડતું અપમાન ! પણ ચંદાભાભી કહેતાં હતાં કે એમ તો એણે ઘણાંને ફસાવવા યત્ન કર્યો છે, એ વાત ખરી ? એને કોઈ માથાની નહી મળે ? ભોગ એના. મ્હારે મ્હારા સુમન. પણ આપઘાત–ખૂન થતું બચાવવું જોઇએ. બસ એ તો એ જ. શણગારભાભીને ત્યાં જાઉં અને ભૂજંગલાલને આડકતરી રીતે ચેતાવું.'

આ વિચાર ઉપર આવી તરલા ટટાર થઈ, ગાડી જોડાવી અને નીચે ઉતરવાની તૈયારી કરે છે ત્યાં સુમનલાલની ચીઠી આવી. ચીઠી વાંચતાં વાંચતાં તરલાને અનેક લાગણીઓ થઈ. સુમનલાલની ઉદાર વૃત્તિ, ક્ષમા ગુણ માટે માન થયું; પરન્તુ સ્નેહ કરતાં લોકનિન્દા, આબરૂ બેઆબરૂ માટેની એની ફીકર હસવા સરખી લાગી. ખૂન–આપઘાત કાંઈ નથી તો પછી મ્હારે શણગારભાભીને ત્યાં શા માટે જવું એ વિચારે પાછી હઠી ત્યાં તાજે કલમ ઉપર નજર પડી અને ચમકી.

"ના, ના. હજી ખૂનના વિચાર માંડી વળાયા નથી. ક્રોધમાં ને ક્રોધમાં, વ્હેમમાં ને વ્હેમમાં કાંઇ આડુંઅવળું કરી બેસશે માટે ચાલ જઇ ભૂજંગને ચેતવું. આ ચીઠીનો ઉત્તર તો પછીએ અપાશે."

'જા ! ઉત્તર પછીથી આપીશ. હમણા તો શણગારભાભીને ત્યાં જાઉં છું એમ કહેજે.' કહી તરલા નીચે ઉતરી.

સુમનલાલ ચીઠીના ઉત્તરની રાહ જોતો હતો. ચીઠીને બદલે કદાચ તરલા પોતે આવે. હમણા એ આવશે, ઉછળતી છાતીયે અને હસતે મ્હોએ આવી મ્હારા વ્હેમ માટે હસી કાઢશે અને પહેલાં બેસતાં હતાં તેમ કાંઈ બન્યું જ નથી એમ હાસ્યવિનોદ કરીશું.

તરલાને બદલે ચીઠી લઈ જનાર નોકર જ આવ્યો અને તે પણ ખાલી હાથે. નોકરને જોતાં જ બોલ્યો, 'કેમ ! તરલા નથી ?'

'જી, છે, પણ કહ્યું છે કે હું શણગારભાભીને ઘેર જાઉં છું તેથી ઉત્તર પછી આપીશ.'

'બહુ સારૂં. જા.'

'બહુ સારૂં જા' એટલું નોકરને કહેતાં સુમનલાલને મહેનત પડી. "શણગારભાભી એટલે ભૂજંગલાલ જ. આવી નફ્ટ ! મારા આવા કાકલુદીભર્યા–સ્નેહભર્યા કાગળની જરા પણ દરકાર રાખ્યા વિના એના–ને મળવા તૈયાર થઈ ! બસ થઇ રહ્યું. એ તો એ જ, કાં તો હું નહી ને કાં તો એ નહી." સુમનલાલ ધ્રુજવા લાગ્યો. આખો હૉલ ફરતો હોય એમ લાગ્યું. છંછેડાયેલા સિંહની માફક હૉલમાં તે ફરવા લાગ્યો. આંખમાં ક્રોધ, વૈરનો અગ્નિ સળગવા લાગ્યો. તરલા ઝેર જેવી લાગી. શું કરૂં, કયાં જાઉં, એમ થયું. 'બસ એ જ' એટલું બોલી સુમનલાલ પણ બ્હાર નિકળ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

## હું શું સાંભળું છું ?

તરલા—ભોળી તરલાના મનથી શણગારભાભી દુઃખીઆનો વિસામો, અનાથના બેલી, કજીયા પતાવનાર, નિઃસ્વાર્થી સલાહકાર હતાં. આપ તેવું જગ માનનાર તરલા બધાંને પવિત્ર લેખતી, અને શણગારભાભી અને ભૂજંગલાલ માટે લોકો માત્ર દ્વેષ, અદેખાઈથી જ નિન્દા કરે છે એમ શ્રદ્ધાપૂર્વક માનતી. ભૂજંગલાલમાં માત્ર બે જ દોષો જોયા હતા. એક ઈશ્વરને નહોતો માનતો એ અને બીજું લગ્નક્રિયા તરફ અણગમો. ઈશ્વરને માનવો ન માનવો એ વિચાર સ્વતંત્રતાની વાત છે, પણ લગ્નક્રિયા ન કરવા દેવામાં કાંઈ છૂપો ભેદ હશે એ તરલા સમજી નહોતી. એ પણ વિચાર સ્વતંત્રતા જ માનતી. સુમનલાલનો સ્વભાવ જાણતી એટલે આપઘાત નહી કરે એમ લાગતાં પ્રથમ ભૂજંગલાલને બચાવી લેવા પગલાં ભરવાં એ ઠીક માની શણગારભાભીને બધી વાત કહી એની મારફત જ ભૂજંગલાલને મુંબાઇ મોકલી દેવા વિચાર કર્યો, અને આટલા જ માટે શણગારભાભીને ત્યાં ગઈ.

સંધ્યાકાળનો વખત હતો. શણગારભાભી ત્રીજે માળ અગાશી પાસેના ઓરડામાં કોઈની સાથે વાતો કરતાં હતાં એમ નોકર તરફથી ખબર મળી. તરલાને શણગારભાભીને ત્યાં ગમે ત્યાં ને ગમે ત્યારે જવાની છૂટ હતી, એટલે શણગારભાભીને એકદમ બોલાવી મનનો ઉભરો ખાલી કરવા તત્પર થયેલી તરલા શ્વાસભેર બબ્બે પગથીયાં સામટાં ચ્હડી ત્રીજે માળે ગઈ. ત્રીજે માળ આગલા હૉલમાં કોઈ નહોતું એટલે પાછલા હૉલમાં ગઈ. ત્યાં અગાશીના ભાગમાંથી બે જણાં વાત કરતાં હોય એમ લાગ્યું ને ખંચકાઇ. 'શણગારભાભી'-ના નામની બૂમ પાડવા જાય છે ત્યાં એક જાણીતો અવાજ કાને આવ્યો. એ અવાજ આવતાં જ એની છાતીમાં ધબકારો થયો.

હૃદયમાં કાંઇ કાંઇ લાગણી થઈ ગઈ અને 'એમાં શું ? કોણ પરાયું છે ! એ માટે તો આવી છું' કરી તરલાએ પગલું ભર્યું પણ ત્યાં જ થંભી, અને કાન માંડી ભીંત પાસે સંતાઇ વાતો સાંભળવા ઉભી રહી. કોઇનાં ખાનગી પત્ર ફોડવા, એમાં શું લખ્યું છે તે જાણવા, બે જણાની ખાનગી વાત સાંભળવા માણસને બહુ ઉત્સુકતા થાય છે; પરન્તુ એ સ્વભાવથી ઘણીવાર લાભ કરતાં હાની જ થાય છે. કેવળ જાણવાની ઇચ્છા સંતોષવા જતાં ઘણીવાર આપણું પોતાનું, પોતાના પ્રિયનું આપણે ન સાંભળવા જેવું સાંભળીયે છીએ, અને જે ન સાંભળ્યું હોત તો સુખી રહેત તે સાંભળી જીવનપર્યન્ત સંસાર નિરસ બનાવે છે. આટલા જ માટે 'બે જણ વાત કરે જ્યાં છાની ત્યાં ઉભા નવ રહીયેજી' ની કહેવત છે. આટલા જ માટે તે પાપ લેખાય છે. જે ભૂજંગલાલનો ઘાંટો ઓળખી તરલાની છાતી ધબકવા લાગી હતી, શરીરનાં રૂંવેરૂંવા ઉભા થયાં હતાં, જે ભૂજંગલાલને બચાવવા પોતાના અંતરના સ્નેહાળ પતિની પ્રેમ, ક્ષમા અને ઉદાર વૃત્તિથી ભરપૂર ચીઠ્ઠી તરફ દુર્લક્ષ બતાવી દોડી આવી હતી તે જ ભૂજંગલાલના મ્હોમાંથી નિકળતા શબ્દો સાંભળી તરલાના હોશકોશ ઉડી ગયા. ખરેખરો ભૂજંગ–સાપ આજ જ કરડયો હોય એમ લાગ્યું.

'શણગારભાભી ! હું કંટાળ્યો. તમારી સલાહ અને મદદ આમાં કામ ન લાગ્યાં. લીલા મ્હારી પાછળ આંધળી થઈ હતી, પણ લગ્નની ધુંસરી આપણે લેવા તૈયાર નહોતા. એમને એમ ફસાઈ નહી અને કહેવા વિચાર કરતો હતો ત્યાં તરલા નજરે પડી. ખરે ! લીલા કરતાં તરલા હજાર દરજ્જે વ્હડે. લીલાને ચીડવવા તરલાની પાછળ જાળ પાથરી અને લીલા નિરાશ થઈ ખાટલે પડી. તેમાં હું શું કરૂં ? લગ્ન માટે હું કહેવા નહોતો ગયો, અને લગ્ન મ્હારે કરવુંયે નહોતું. દુનિયામાં લગ્ન એ વસ્તુ જ નકામી છે. એમાં સ્વતંત્રતા શા માટે નહી ? ઇશ્વિર હોય તો ત્હેની, નહી તો આપણી સૃષ્ટિમાં લગ્ન માત્ર મનુષ્યમાં જ બંધનરૂપ છે. કેમ શણગારભાભી ! તરલાને પણ ફસાવવા બાજી રચી,

લીલા કરતાં એમાં વિજય મળ્યો. લીલાને મળી શકતો નહી, તરલાને મળતો, એના વિવાહિત પતિ સાથે મન ઉંચાં કરાવવા સશક્ત થયો. શણગારભાભી ! પણ કેળવાયેલી તે કેળવાયેલી જ રહી. અત્યાર સુધી હું એમ માનતો હતો કે જે ઘરમાં છોકરીયો મોટી કરવામાં આવે ત્યાં નીતિ હોય જ નહી. પણ એમાં મારી ભૂલ હતી. તરલા ખાનદાન તે ખાનદાની નિકળી. હા એ મ્હારી સાથે બેધડક ઘેર તેમ જ બહાર વાતો કરતી, સુમન સાથેનો વિવાહ તોડી મ્હારી સાથે પરણવા ત્હેની ઇચ્છા ઉત્પન્ન થઈ હતી; પરન્તુ મ્હારી અનેક લાલચો અને અનેક ધમકીઓથી જરા પણ ડગી નથી, પવિત્ર જ રહી છે. એટલા જ માટે હજી પણ મ્હારૂં મન એના તરફ આકર્ષાય છે. ગમે તેમ કરી એનો નાદ ઉતારવા મન થાય છે. પણ અમારી લડાઇ જ એક છે— લગ્નક્રિયા. આપણે લગ્નક્રિયા કરવી નથી અને એને લગ્નક્રિયા જોઇએ છીએ. આજ નહી તો ચારે દહાડે પણ તરલાને જોઇ લઇશ. તરલાની ફજેતી, લોકનિન્દાનો લાભ લેઇશ. પણ શણગારભાભી ! પરમ દિવસની પાર્ટીમાં પેલી કાશીની સાળુવાળી કોણ હતી ? હું ભૂલતો ન હોઉં તો શરતમાં પણ એ તમારા પડખામાં જ બેઠી હતી."

"ભૂજંગલાલ ! શરતમાં હમણાં જ હાડકાં ભાંગ્યાં છે. પરમેશ્વરનો ઉપકાર માનો કે જીવથી બચ્યા અને કાંઇ હરકત ન આવી. પણ તમે પરમેશ્વરને ક્યાં માનો છો ! લીલા—તરલાથી ન ધરાયા તે વળી ત્રીજીને ફસાવવા તૈયાર થયા છો ? લીલા માંદી પડી, તરલામાં થાપ ખાધી, પણ આ તો તમારા જેવા હજારો ભૂજંગલાલને ગુંજામાં સમાવે છે, સમજ્યા ! એની વાત જ જવા દો. એ તરલા જેવી નરમ નથી કે ત્હમારાથી અંજાઇ જાય. તરલાનો નાદ ઉતારતાં, આની પાછળ જતાં તમારો નાદ ન ઉતરે એ સંભાળજો."

"શણગારભાભી ! આમ કહી ત્હમે મ્હને વધારે ઉશ્કેરો છો ! એ કોણ છે, ક્યાં રહે છે એ તો કહો."

"ભૂજંગલાલ ! એનું નામ વીણા છે. અણપરણેલી છે, તમારી જ ગ્નાતની છે. વીણા–મોરલીથી જેમ ભૂજંગ–સાપ નાચે છે તેમ વીણા તમને નચાવશે. એ જ વીણા પરમેશ્વર કરે ને તમને મળે અને ભૂજંગનું ઝેર ઉતારે."

તરલા ભૂજંગલાલને બચાવવા આવી હતી. રખેને સુમનલાલ ખૂન કરે એ બ્હીકે ચેતવવા આવી હતી ત્યાં ભૂજંગલાલનું ખરેખર ખૂન જ થયું. ભૂજંગલાલનો મોહ, ભૂજંગલાલની છબી તરલાના હૃદયમાંથી આમ હમેશને માટે નષ્ટ થયાં. જે કામ સુમનલાલના પ્રેમભર્યાં, ધમકીના શબ્દે નહોતું કર્યું, જે કાર્ય ચંદાની સલાહે ન કર્યું તે કાર્ય માત્ર આ છૂપી વાત સાંભળવાની ટેવે કર્યું. 'આ ભૂજંગલાલ –બ્હારથી રૂપાળા, બુદ્ધિશાળી પવિત્ર, અને મોહક લાગતા ભૂજંગલાલ આજ કે ? આ ભૂજંગની મોહજાળમાં ફસાઈ મ્હારા પવિત્ર સ્હવારના પ્હોરના નામ સુમનલાલ સાથે બગાડવા તૈયાર થઇ હતી કે ! હાય ! હાય ! શણગારભાભી આવાને જ ઉત્તજન આપે છે કે ? આવા જનસમાજના રાક્ષસોને સોસાયટીમાં હરવાફરવા દેવા એ જ જોખમ ભરેલું છે. ખરેખર, આ સ્થિતિની જરૂર હતી. ઘનઘોર અંધારા પછી સૂર્યનાં કિરણ આવકારદાયક ગણાય છે, દુઃખ પછી જ સુખની કિંમત થાય છે. બ્હીક લાગે ત્યારે જ બાળક માતાને બાથ ભીડી વળગી પડે છે, તેમ મ્હારે થયું. આ વિઘ્ન ન આવ્યું હોત તો મ્હારા સુમનનો પ્રેમ સમજી શકત નહી, મ્હારો તરલ સ્વભાવ સ્થિર થાત નહી, લાગણીના આવેગે ધસડાઈ જવાની ટેવ જાત નહી. મ્હને શું વેશ્યા ધારી હતી ? અરે ભૂજંગ ! તું શું એમ સમજતો હતો કે હું પરણી નથી, ગમે તે પુરૂષની સાથે વાત કરૂં છું, સોસાયટીમાં હરૂં છું ફરૂં છું એટલે નીતિ, પરમેશ્વર, આબરૂની ફિકર જ નહી હોય ? તું એમ સમજે છે કે કેળવણી–હરવાફરવાની છૂટ એટલે સ્વચ્છંદપણું ? ના, ના. ભૂજંગ, ત્હને બચાવવા આવી હતી. ગરીબ બિચારી લીલા ત્હને દેવ માને છે, અરવિન્દનો સંસાર ધૂળ કર્યો તે ત્હેં. મ્હારી–મ્હારા સુમનના સંસારની

ધૂળ થાત, પણ ભલું થજો ચંદાભાભીનું. હવે તો મ્હારા સુમનને આપઘાત કરતા બચાવું. ચંદાભાભીને મળું, એમની ક્ષમા માગું–એમની મદદ માગું. વીણા ! વીણા ! આજ સવારે કે બે દિવસ પહેલાં ત્હારૂં નામ સાંભળ્યું હત, ભૂજંગલાલ ત્હને ચ્હાય છે એમ સાંભળ્યું હત તો મ્હને શું થાત ત્હેનો અત્યારે અનુભવ કરૂં છું. ચંદાભાભી ! હું ડાહી થઇ કહેવા આવી હતી પણ વસન્તભાઇને મહેતીજીની વાત સાંભળી ત્હમને શું થયું હશે તે અત્યારે સમજી શકું છું. સુમન ! વ્હાલા સુમન ! ભૂજંગ મ્હારો નથી. ભૂજંગના નામનું આજથી સ્નાન કર્યું છે, છતાં વીણાને ભૂજંગ ચાહે છે એ વિચારે જ જ્યારે મ્હને અત્યારે આટલું થાય છે તો તમારી તરલા બીજાને ચાહ્યુ છે, બીજાને પરણવા તૈયાર થઇ છે, એને મળે છે, એ સાંભળી ત્હમને કેવું થયું હશે ! હાય ! હાય ! મ્હારા પતિના હ્રદયમાં મ્હેં છરો માર્યો છે. આપઘાત–એમના હ્રદયનું મ્હેં ખૂન કર્યું છે. હું પવિત્ર સુમનને લાયક જ નથી. વીણા ! એ વીણા કોણ છે તે તો જોઉં ! એની જ મદદથી, એમ બને તો એજ ભૂજંગને ઠેકાણે લાવું. દુનિયામાં પતિત થતા–પડતાંને સારે માર્ગે ચ્હડાવવામાં સહાયભૂત થાઉં તો કેવો આનંદ ! એમ થાય તો જ ગયેલી આબરૂ પાછી મળે, તો જ સુમનની સાથે સુખી થાઉં.”

આટલો વિચાર કરી તરલા પાછે પગે ભૂજંગ કે શણગારભાભીને ખબર કર્યા વિના જ ઘર બ્હાર નિકળી ગઇ.



## પ્રકરણ ૧૨ મું.

### વીણા.

સુરતમાં બેચાર માસ થયા ગોપીપુરામાં એક અમદાવાદી કુટુમ્બ આવી વસ્યું. ન્યાતજાતનો પાડોશ પરદેશમાં સારો, ભાયડાઓ નોકરીને અંગે આખો દિવસ બ્હાર જાય ત્યારે બપોરે બે ઘડી કોની સાથે બેસાગે એ બૈરાંના વિચારે પબ્લીક પ્રોસીક્યુટર (સરકારી વકીલ) કીશોરીલાલને આ ઠેકાણે ઘર લેવું પડયું હતું. કિશોરીલાલ એલ. એલ. બી. હતો. અમદાવાદની સોસાયટીમાં અગ્રેસર હતો, પરન્તુ દુર્ભાગ્યે પત્ની વિચિત્ર મળી હતી. પત્ની કેળવાયેલી હતી, પરન્તુ મૂળ ગામડામાં ઉછેરલી, જુના સંસ્કારમાં જન્મેલી એટલે ન્યાત, જાતની કુથલી, જમવા ખાવામાં, આને ઘેર તેને ઘેર જવામાં જ એને મજાહ પડતી. કિશોરીલાલ પત્નીને બ્હાર પાડવા, કલબો, સોસાયટીમાં આગળ પડતો ભાગ લે એવી કરવામાં, પોતે એક નમુનાદાર જીવન ગાળે છે એમ માત્ર બતાવવા જ નહી પણ ખરેખર એમ જ છે એમ માની બતાવવા બહુ બહુ યત્ન કરતો અને પરાણે સંતોષ માનતો. પરન્તુ પત્ની પતિની ગેરહાજરીમાં કેવળ નિષ્પાપે પતિના પ્રયત્નો વખોડતી. એને જેટલી મજાહ અજ્ઞાન કે અર્ધદગ્ધ સ્ત્રીઓની વાતોમાં પડતી અથવા એકાંતમાં ગમે તેવાં પુસ્તકો વાંચવામાં પડતી તેટલી મજાહ પતિના બાહ્ય[1] જીવનમાં-પતિના દર્શાવેલા માર્ગમાં, પતિની સાથે ચાર સભ્ય પુરૂષ કે સ્ત્રીઓને મળવામાં પડતી નહી. અને આમ છતાં તે પતિને પૂર્ણ પ્રેમથી ચહાતી, પતિની કીર્તિ સાંભળી સંતોષાતી. બાલ્યાવસ્થાના, ગ્રામ્ય[2] જીવનના સંસ્કાર શી રીતે ખસેડાય !

આ પતિપત્નીને વીણા નામની એકની એક પુત્રી હતી. પુત્ર કે પુત્રીમાં આજ હતું એટલે એને કેળવવામાં, લાડ લડાવવામાં

---

૧. બહારના. ૨. ગામડાંનાં.

બાકી રાખી નહોતી. પતિએ ઈંગ્રેજી–પારસી સંસાર જોયો હતો, સ્ત્રીઓના જીવનનો અભ્યાસ કર્યો હતો, સંસારમાં સ્ત્રીની પદવીનો પુખ્ત વિચાર કર્યો હતો. સ્ત્રીઓને કેમ કેળવવી તે ત્હેનું ધર્મકાર્ય હતું, એટલે વીણાને ગૃહની અને નિશાળની ઉત્તમમાં ઉત્તમ કેળવણી આપવા અથાગ શ્રમ વેઠયો હતો. કિશોરીલાલના વિચાર પ્રમાણે સંગીત એ સ્ત્રીને આવશ્યક હોવાથી હાર્મોનીયમની તાલીમ વીણાને અપાવી હતી. ક્રિશ્ચીયન કે પારસી સ્કુલો જેવું જ્ઞાન મ્યુનીસીપલ સ્કુલોમાં નથી અપાતું એમ માની મીશનરી સ્કુલમાં મુકી હતી. હર્બર્ટ સ્પેન્સર અને બીજા ઇંગ્રેજ લેખકોના કહેવા મુજબ બાળકને સમજાવવાં–લઢવું નહી એ વિચારથી કિશોરીલાલ વીણાને વીણાબ્હેન કહી બોલાવતો, એનો વાંક પડે ત્યારે પાસે બેસાડી ભાષણ કરતો. વીણા ડાહી ડમરી થઈ સાંભળતી. પિતા લડવાના નથી એની ખાત્રી હોવાથી 'વારૂ, ફરી નહી કરૂં' કહી એની એ થતી.

બાળકોને વારંવાર ધમકાવવાં કે મારવાં નહી ને કીન્ડરગાર્ટનના પદ્ધતિએ શિક્ષણ આપવું એ વાત ખરી, પણ તેટલા માટે ડર છેક જ કહાડી નાખવા એ સુધારવાને બદલે બગાડવાનું પગલું. પરમેશ્વર સ્નેહાળ છે, દયાળુ છે એ ખરૂં, પરન્તુ એના નિયમનો ભંગ કરનાર પ્રત્યે એ અપ્રીતિ દર્શાવે છે અને શિક્ષા કરે છે. ઇશ્વરનો ત્રાસ નહી પણ ડર તો જોઇએ. તે જ પ્રમાણે બાળકો માબાપ પાસે દોડતાં આવે, એમની હાજરીમાં કુટુમ્બમાં નન્દનવન બનાવે એ જરૂરનું છે છતાં બાળકને માતા-પિતા કે વડિલનો જરાયે ડર નહી, ત્હેમની અપ્રીતિ દુઃખ સમાન ન ગણે, ત્હેમને ઉડાવે એ પણ અયોગ્ય જ.

વીણા મ્હોટી થતી ગઇ તેમ તેમ વધારે સ્વતંત્ર મીજાજની થતી ગઇ. માબાપની સારી સ્થિતિ અને લાડથી ઉછરતી સુંદર વીણા વધારે સૌંદર્યવાન થઇ. તે અક્ષર મોતીના દાણા જેવા લખતી. તેવી જ સુઘડ

અને સ્વચ્છ રહેતી. માંસલ[1] શરીર, ખીલતી જુવાની, સ્વતંત્રતા અને કેળવણીની અસર વીણા ઉપર સ્પષ્ટ દેખાતાં હતાં. ઇંગ્રેજી મેટ્રીક સૂધી ભણી હતી, અને પિતા પાસે સંસ્કૃત–ઇંગ્રેજી પુસ્તકો રાતના વંચાવતી. હાર્મોનીયમ સાથે ચંદનીમાં પિતા અને માતાની હાજરીમાં વીણા અગાશીમાં બેઠી બેઠી એકાદ ગીત લલકારતી ત્યારે આકાશના તારા તેમ જ ચંદ્ર આ મનુષ્ય–કોકીલાનો[2] દૈવી સૂર સાંભળવા ત્યાં જ ઠરી ગયા લાગતા. ગોપીપુરામાંના સહેલાણી સુરતીઓ અમદાવાદી કુટુમ્બની આ મેનાનાં જાબજા વખાણ કરતાં, અને આ મેનાના પોપટ થવા અનેક યુવાનો ફાંફાં મારતા. વીણા સ્વતંત્ર હતી મરજીમાં આવે ત્હેની સાથે બોલતી એ વાત ખરી; પરન્તુ ત્હેનામાં એક પણ જાતનું કવાણું નહોતું. વીણાની માતા કડક હતી. કિશોરી લાલથી વીણા જેટલી ડરતી નહોતી તેથી ડબલ તેની માતાથી ડરતી અને આનું પરિણામ સારૂં આવ્યું. નિશાળમાં ક્રિશ્ચિઅન છોકરીઓની સોબતમાં પ્રેમની નવલકથાઓ–ચુડેલના વાંસા જેવી વાતો–વાંચવાન રસમાં પડતી હતી ત્યાં માતાને ખબર પડી અને વીણા ઉપર દાબ રાખ્યો અને શુદ્ધઅશુદ્ધ પ્રેમ પારખતાં પુસ્તકોદ્વારા શિખવ્યું. જગતમ અનીતિ, બગાડ વિશેષ છે ને અનીતિના પરિણામ પણ અનિષ્ટ[3] આવે છે ખરાં, પણ તેટલા માટે અનીતિ શું છે તે બતાવવાની જરા જરૂર નથી. પ્રકાશ નજરે આવતાં અંધકાર શું છે તે જણાવવાન જરૂર રહેતી નથી. સુગંધીદાર પુષ્પોની સુગંધ આવતાં નિર્ગંધી પુષ્પ બતાવવાની જરૂર હોતી નથી, સન્માર્ગ નજરે પડતાં કુમાર્ગ કર્યો એ કહેવાની જરૂર નથી. કુદરતે જ બાળકને નાનપણથી સુંદર ઓળ ખતાં શિખવ્યું છે. પૈસો ને રૂપીઓ મૂકો એટલે બાળક રૂપીઓ ઉપાડશે.

વીણા વયમાં આવતી ગઈ તેમ ત્હેની માતા વધારે ચોક્ક

૧. ભરાવદાર ૨. માણસરૂપી કોયલ. ૩. ખરાબ.

થતી ગઇ. એ ક્યાં ફરે છે, કોની સાથે વાતો કરે છે તે તપાસતી અને કોઇવાર પ્રેમથી તો કોઈવાર ધમકાવીને અયોગ્ય પુરૂષો સાથે ભેળાતાં અટકાવતી. જુના વિચારના એમ કહે છે કે સ્ત્રીપુરૂષોને–ત્હેમાં યુવાન સ્ત્રીપુરૂષોને–મળવા મુકવા, હરવા ફરવામાં ગેરલાભ છે તો ત્હેમને એટલું જ પૂછવાનું કે બે વરસની છોકરીઓને પણ ‘ છોકરા જોડે ન રમાય ’ એમ કહેવામાં, મ્હોટાં થતાં સગા ભાઇઓની સાથે પણ કાંઇ જતાં આવતાં અટકાવવામાં, અગર અંકુશમાં રાખવામાં ઓછું નુકશાન નથી. બન્નેમાં કાંઇક ગેરલાભ છે અને આ ગેરલાભ માત્ર માબાપો–વડિલો–પોતાની ફરજ–જવાબદારી નથી સમજતાં ત્હેને લીધે જ છે. બાલકો ક્યાં ફરે છે, શું રમે છે, આયા કે નોકર સાથે ફરવા જાય છે ત્યાં શા સંસ્કારો પડે છે, છોકરા સાથે રમે છે ત્યાં શું થાય છે, છોકરીઓ છોકરીઓમાં શી વાતો થાય છે, એ તપાસ કરવાની માબાપો જરા ચીવટ રાખતાં હોય, વનના ઝાડની પેઠે નહી પણ એક સારા બાગના વેલા–છોડની માફક છોકરાંને સંભાળી ઉછેરતાં હોય તો છોકરા કે છોકરી ગમે ત્યાં ફરે હરે ત્હેની જરાયે ફિકર રાખવાની જરૂર રહે નહી.

આમ સ્નેહ, મમતા, ડર અને સારા સંસ્કારોમાં ઉછરેલી વીણા નાજુક સુગંધીદાર વેલી થઈ. લગભગ વીસ બાવીસ વર્ષની થઇ હતી છતાં ‘ કન્યાકાળ વહી ગયો છે, ’ ‘હાય ! હાય ! આવડી મોટી કન્યા થઈ, ’ ‘ સાપનો ભારો ’ એમ કિશોરીલાલ કે એની પત્નીને થતું નહી. વીણાનાં માતાપિતા વીણાને યોગ્ય વરની તલાશમાં હતાં. અમદાવાદમાં જ પરણાવવી એવો ત્હેમનો દુરાગ્રહ[1] નહોતો. વીણાના વિચાર સુધરેલા હતા, હરવાફરવાની એ શોખીન હતી, સંગીતની મજાહ એણે ચાખી હતી, વિદ્યા–સાહિત્યનું પાન કર્યું[2] હતું એટલે એના આ બધા સંસ્કારો જાગૃત રહે–રાખે અને નમુનાદાર દંપતી નિવડે એ તેમની ઇચ્છા હતી. મ્હોટાં કુટુમ્બોમાં ઘણીવાર બને છે કે કન્યાઓને સારામાં

૧. હુજત. ૨. પીધું હતું.

સારી કેળવણી અપાય છે, એની સર્વ હોંશ પુરી પાડવામાં આવે છે, પિતાની સાથે ફરવા જાય, પાર્ટીમાં જાય ત્યારે સ્થળે સ્થળે જ્ઞાનનાં–સંગીતનાં વખાણ થાય છે, પરંતુ એ જ છોકરી પરણ્યા પછી અરસિક[1] પતિના પલ્લે પડતાં દુઃખી થાય છે. એનું જીવન નિરસ[2] થાય છે, હાર્મોનીયમ ખૂણામાં કટાય છે, સંગીત માત્ર હૃદયની પેટીમાં જ રહે છે, કાલિદાસ, મીલ્ટન કબાટમાં જ રહે છે. જનસમાજ માટેના દંપતીના ઉચ્ચ વિચારો હવાઈ વિમાનમાં ઉડી જાય છે. આ દોષ–આ હિંસાનો દોષ કોને માથે ? માબાપને માથે. પતિ ખોળવામાં બેદરકારી રાખવી હોય તો કન્યાને જે સંસ્કાર આપીયે છીએ તે સંસ્કાર પોષાય એવું સ્થળ છે કે કેમ એ ન જોનાર માબાપે બહેતર છે કે કન્યાને અજ્ઞાન રાખવી. જ્ઞાન એવી વસ્તુ છે કે અજ્ઞાનથી સંતુષ્ટ રહેતું નથી. કિશોરીલાલ આ સઘળું સમજતો. પોતાની જ્ઞાતિની જ, પોતાના સ્નેહીઓની જગમાં વિદુષી ગણાતી–બ્હેનમાં ખપતી પુત્રીઓ અરસિક પતિને પનારે પડી થોડા સમયમાં ક્ષયાદિ રોગથી ખવાઈ મૃત્યુશરણ થયેલી એણે જોઇ હતી, એટલે જ વીણાના સબંધમાં એમ ન થાય તે માટે એ વધારે ચોકસ હતો.

અમદાવાદમાં હતા ત્યારે અરવિન્દ, સુમનલાલ, ભૂજંગલાલનાં નામ સાંભળ્યાં હતાં. અરવિન્દનું લીલાની જોડે ચોકઠું બેસશે એમ જાણતા હતા તેથી વાત છેડી નહોતી, પણ લીલા ભૂજંગલાલને દેવાશે એમ ખબર મળતાં અરવિન્દની તપાસ કરી. અરવિન્દ બધી રીતે વીણાને યોગ્ય હતો, પરન્તુ અરવિન્દનું જીવન ગામડામાં જવાનું હતું, વીણાની ઉમેદ મુંબાઈમાં રહેવાની હતી. અરવિન્દ સાદો અને શાન્ત જીવન પસંદ કરે એમ હતો. વીણાને હરવા ફરવાનો તેમજ નાટક સીનેમામાં દર શનીવારે બને તો જવાનો શોખ હતો. બીજું કોઈ ન મળે તો અરવિન્દ ઠીક છે કરી વાત મુલ્તવી રહી. એટલામાં તરલા અને ભૂજંગલાલનો ગપગોળો–સુમનલાલ સુરત છોડી જતો રહ્યો છે એનો

૧. રસ–ઉત્સાહ વિનાના. ૨. રસ–ઉલટ વિનાનું.

વિવાહ તૂટવાનો છે, એવું સાંભળી વીણાની માતા અને પિતાએ વીણા માટે સુમનલાલને ધાર્યો. ભૂજંગલાલની કીર્તિ સાંભળી હતી. ભૂજંગલાલ તંદુરસ્ત, પૈસાદાર, ખુબસુરત, ભણેલો, વગવાળો, મોહક, બધાંને આંજી દે એવો છે એમ સાંભળ્યું હતું. પણ લીલા સાથે ન ફાવ્યું. એવી એકાદ બેને એણે ના કહી હતી તે વાત પણ કાને આવી હતી એટલે પાકી ખાતરી કર્યા શિવાય વીણાને આપવી ઠીક ન લાગવાથી વાત વમળમાં ચ્હડી હતી. એટલામાં સુમનલાલનો વિવાહ તૂટે તો તે ભાવતું હતું ને વૈદે કહ્યું એમ હતું.

વીણા મોટી થતી હતી–એનું યૌવન[1] ખીલ્યે જતું હતું. એ પણ પરોક્ષ[2] રીતે અરવિન્દ–સુમન–ભૂજંગની ખબર કહાડતી હતી. આ સર્વમાં ભૂજંગ એના સ્વતંત્ર વિચારને વધારે રૂચ્યો હતો. જેમ બને તેમ વ્હેલું નક્કી કરવાના ઈરાદે વીણાને લઈ સુરત આવવાનો હતો, ત્યાં એની બદલી સુરત થઇ. સુરતમાં રહીને વધુ માહિતી મળશે એટલે નક્કી કરીશું એમ ધારી વીણાની વાત વીસારે પડી. સુરત આવ્યાં. કસ્તુરીની સુગંધ ઢાંકી ન રહે તેમ વીણાની કીર્તિ ઢાંકી ન રહી. ન્યાતમાં જાતમાં વીણાનું નામ સંભળાવા લાગ્યું. થોડા વખત ઉપર જે સ્થાન તરલાએ લીધું હતું તે સ્થાન વીણાએ લીધું. તરલા તરલ હતી પણ કાંક શરમાળ હતી. વીણા દેખીતી ગંભીર હતી પણ આગળ પડતી, બધાની સાથે મળી જતી. ગરબામાં વીણા બ્હેનના ગરબા શિવાય મજાહ આવતી નહી. હાર્મોનીયમના સૂરની મીઠાશ વીણાની આંગળીઓ ફરતી ત્યારે જ આવતી. પાર્ટીમાં વીણારૂપી ચંદ્ર પ્રકાશતો ત્યારે જ પાર્ટી શોભતી. જેને વીણાની ઓળખાણ નહી–જેની સાથે વીણા વાત ન કરે–ત્હેનું જીવન ધૂળ મનાતું. કાંઇક પોતાની કિમત સમજનારી વીણા ફુલાતી અને નાટકની રંગભૂમિમાં જુના એકટર કરતાં નવા એકટરને માન મળતાં તેને જે આનંદ થાય છે તેવો આનંદ તરલાની જગાએ પોતે આવી છે એ જાણતાં વીણાને થતો.

---

૧. જોબન. ૨. બીજા ન જાણે તેમ.

ભૂજંગલાલ જેવા અનેક સહેલાણીઓ–સ્વચ્છંદી માતાના હાથે ઉછરેલા સહેલાણીઓ–દરેક સોસાયટીમાં હોય છે. લીલાની પાછળ ભમતાં ભૂજંગે તરલાને જોઈ અને તરલાની પાછળ ભમતાં વીણાને જોઇ. મુંબઇમાં બેકબે, ચોપાટી કે બેન્ડસ્ટેન્ડ ઉપર જેમ જીવતા સાપો ફરે છે તેમ દરેક કોમમાં ઝેરી સાપો ફરે છે. ભૂજંગલાલ આમાંનો એક સાપ હતો. બીજી રીતે કેળવાયેલો–શુરો–બુદ્ધિશાળી હતો, પરન્તુ એનામાં આ જ મ્હોટો ગંભીર દોષ હતો. માતા નંદાના જ સંસ્કારો પડયા હતા. આ ખરાબ છે એમ કોઇ કહેનાર–એને વારનાર–મળ્યું નહોતું, અને આવા મનુષ્યને દમમાં રાખનારી–અંકુશરૂપ પત્ની ન મળે તો તે જનસમાજને ત્રાસરૂપ થઈ પડે છે. ભૂજંગલાલનું બાહ્ય જીવન એવું હતું કે એને મ્હોયે એને કોઇ કહી શકતું નહી. સૌ એનાથી અંજાઇ જતાં અને એની ઓળખાણ–એની સાથે વાતચિત કરવામાં માન ગણાતું. છેવટના દિવસોમાં જ્યારે તરલા અને ભૂજંગલાલ વચ્ચે લગ્નક્રિયા માટે તકરારો થવા માંડી, જ્યારે તરલા ઉપર અંકોશ મેળવવામાં તે નિષ્ફળ ગયો તે અરસામાં વીણાના દર્શન ભૂજંગલાલને થયાં. વીણાએ ભૂજંગલાલનું નામ સાંભળ્યું હતું પણ નજરે જોયો નહોતો. ભૂજંગલાલે વીણાનું નામ સાંભળ્યું નહોતું. માત્ર થોડા વખતથી સુરતમાં આવેલી એક નવી કોકીલાના સંગીતથી લોકો મુગ્ધ[1] થતાં હતાં એટલું જ સાંભળ્યું હતું, એ સુંદરી તે જ એ–એ જ વીણા એ શણગારભાભીને ત્યાં ખબર પડી અને ભૂજંગલાલ શણગારભાભીના શબ્દે વધારે જાગૃત થયો. “ વીણાના શા ભાર છે કે મ્હને ઉરાડે ! શણગારભાભીના શબ્દો એમના મ્હોમાં પાછા નંખાવું. જોઉં તો ખરો. જો વીણા શણગારભાભી કહે છે એવી સ્વચ્છંદી, મીજાજી, અભિમાની હોય તો એને નરમ કરવા ખાતર જ લગ્નક્રિયાથી પરણીશ અને પરણીને એનો ગર્વ ઉતારી સ્વચ્છંદી જીવન ગાળીશ.

---

૧. અંજાઇ જતાં.

ભૂજંગલાલ કે શણગારભાભી એમાંથી એકેને તરલાના આવ્યા ગયાના ખબર પડયા નહોતા એટલે નિશ્ચિત[1] હતાં. ભૂજંગલાલ ગયો. તરલા બેચાર દિવસથી આવતી નહોતી તે માત્ર સુમનલાલને લીધે જ. એમાંથી એકકેએ તપાસ કરી નહી. શણગારભાભી તપાસ કરવામાં આળસુ થયાં હતાં પણ ભૂજંગલાલ બેદરકાર હતો. તરલા મળતાં લીલાને વ્હેતી મૂકી હતી, તેમ વીણાના નાદે ભૂજંગ મોહ્યો હતો. એ વીણાનો નાદ શોધતો હતો એટલે તરલા ન સાંભરે એમાં નવાઇ નહી. વીણા કુંવારી છે, વીણાને માટે વર ખોળાય છે, વરોમાં પોતાનું નામ પણ ગણાય છે. વીણા–સૌંદર્યવાન, પૈસાદાર, શોખીલી, હોંશીયાર છે, એ જાણતાં ભૂજંગે પોતાની ફેણ વીસ્તારવા માંડી. ન્યાતજાત, સગાંસંબંધીઓમાં જ્યાં મીજલસ, ગરબા કે ન્યાત હોય અને પોતાને નિમંત્રણ[2] હોય તો ભૂજંગલાલ ત્યાં જતો. પાછળ રહી ગમે તે બ્હાને વીણાને બોલાવવા, એની પાસે ગવરાવવા, કે વગડાવવા પેરવી કરતો. હરબહાને પોતાનું નામ વીણાને કાને જાય એમ કરતો અને એમાં ફાવ્યો. વખત જતાં નંદાગૌરી મુંબઇથી આવ્યાં અને માતાને સમજાવી પોતાને ત્યાં કૌમુદી મહોત્સવ[3]ની વ્યવસ્થા કરાવી. મીજલસનું આમંત્રણપત્ર કિશોરીલાલને મળ્યું. આમંત્રણ પત્રિકામાં સહી વાંચતાં કિશોરીલાલ અને ત્હેની પત્ની એક બીજાની સામે જોઇ રહ્યાં. પિતાએ પત્રિકા પુત્રીને આપી. ચતુર વીણા માબાપના ભાવો[4] સમજી અને સહી વાંચી. 'ભૂજંગલાલ ! હાશ ! ઘણા દહાડાની તરશ આજ છીપશે. એમને વિશે બહુ સાંભળ્યું હતું. લીલા–તરલા એની પાછળ ગાંડાં થયાં હતાં તો એ કેવો છે એ તો જોઉં ! હું કાંઇ લીલા કે તરલા નથી, વીણા છું. વીણા ભૂજંગને નચાવે છે,[5] ભૂજંગ

---

૧. નચિંત. ૨. નોતરૂં, ૩. ચાંદનીનો (માણેકઠારી પુનેમનો ઉત્સવ.) ૪. મનની લાગણી. ૫ વીણા નામનું વાજીંત્ર સાપને નચાવે છે.

વીણાને નહી. ગમે તેમ હોય પણ ક્યારે સાંજ પડે અને મીજલસમાં જાઉં એમ થાય છે. આ પત્રિકા મ્હને શા માટે આપી? પિતાજી ના કહેશે તો? પિતાજી ના કહે એવા તો નથી. પણ–બા રે! જીવ આટલો અધીરો શા માટે થાય છે? જે હશે તે જણાશે. વીણાના નાદથી[1] ભલભલા ભૂજંગ ઉંડા દરમાંથી ખેંચાઇ આવે છે તો આ ભૂજંગના શા ભાર!

---

# પ્રકરણ ૧૩ મું.

---

## ભૂજંગલાલને ત્યાં.

નંદાગૌરી મુંબાઇથી હમણાં જ આવ્યાં હતાં અને તરલાની હકીકત પુત્ર પાસેથી સાંભળી ખિન્ન[2] થયાં હતાં. ભૂજંગલાલ ગમે ત્યાં હરે ફરે, ગમે તેમ વર્તે ત્હેની નંદાને જરાય દરકાર નહોતી. પોતાનો પુત્ર હોંશીયાર છે, ભલી ભલી કન્યાઓ તેનાથી અંજાઈ જાય છે એ જાણી પોતાના પુત્ર માટે ફુલાતી. પરન્તુ લગ્ન ન કરવાની ભૂજંગલાલની હઠ જરાયે ગમતી નહી. છોકરો ભણ્યો ગણ્યો, બે પૈસા છે ને કમાતો થયો, ઉમરલાયક છે, માગાં આવે છે ત્યારે શા માટે ના પરણાવું? ઘરમાં વહુને ફરતી જુએ, ચાર દહાડે વહુને સારા દિવસ આવે અને છોકરાના છોકરાને રમાડું એ સ્વપ્નાં નંદાગૌરીને હવે આવતાં હતાં. આટલે વર્ષે લીલા જેવી વહુ મળી. શિયાળામાં લગ્ન થશે ને વહુ ઘેર આવશે એ નંદાની આશા એકદમ નાશ પામી. પછી ભૂજંગલાલે તરલાને પસંદ કરી જાણી નંદાની નાશીપાશી–નિરાશા જતી રહી. લીલા કરતાં તરલા હજાર દરજ્જે સારી. મુંબાઇ જતાં ગાડીમાં અનુભવ થયો હતો. શણગારભાભી મારફત તરલાની હકીકત મળી હતી. સુમનલાલ જેવાની સાથેનો વિવાહ તોડી તરલા ભૂજંગલાલની થશે

---

૧. અવાજથી. ૨. દિલગીર.

એ વિચારે નંદાની છાતી ગજગજ ઉછળતી. હવે લગ્ન થવાં જ જોઇએ, નહી તો કોણ જાણે શાંયે વિઘ્ન આવશે. એમ ધારી લગ્નની ઉતાવળ કરવા જ નંદા સુરત આવી હતી. પરંતુ ઘરમાં પેસતાં જ તરલાના સ્નાન સમાચાર મળ્યા અને નંદાગૌરીના હોશકોશ ઉડી ગયા. "લીલા ગઈ, તરલા ગઇ, ત્યારે હવે ભૂજંગને કોણ આપશે ?" એ વિચારે નંદા મુંઝાઇ. આવતાં વેંત જ નંદા શણગારભાભીને ઘેર ગઈ. તરલાની બધી હકીકત સાંભળી. લગ્ન ન કરવાની પુત્રની હઠ માટે દીલગીર થઇ અને આમનેઆમ કુળનો અંત આવશે, ગાયને પુંછડે પાણી કોણ રેડશે, સ્વર્ગમાં પીતૃઓનું શું થશે, એ વિચારે નંદા ખિન્ન થઇ. પરન્તુ શણગારભાભીએ નંદાને ટાઢાં પાડયાં ને તે બોલ્યાં : 'નંદા બ્હેન ! આમ મુંઝાવ છો શું ? તમારો ભૂજંગ કાંઇ બાવો થાય એવો નથી એ ખાત્રી રાખજો ! ત્હમારા મનથી એમ કે કદાચ એ પરણવાનું માંડી વાળી, સંસાર છોડી 'સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ' જેવી સોસાયટીમાં દાખલ થઇ જાય તો શું થાય ! ભૂજંગલાલને લીલા ગઇ ને તરલા મળી, તરલા ગઇ ને બીજી મળી."

'ના—ના. શણગારભાભી ! કોણ ? મશ્કરી તો કરતાં નથી ને ?'

'મશ્કરી ! તમારી મશ્કરી તે હોય ! ભૂજંગ તો પેલા કિશોરીલાલની વીણા પાછળ ગાંડો થયો છે. લીલા—તરલાના સબંધમાં તો વાત જૂદી હતી, પણ વીણાના નાદમાં જ ભૂજંગ સપડાયો છે. એ કોઈને પરણે એમ નથી, એનો તો તોર જ જૂદો છે. તોય લીલા કે તરલા જેવી એ ભોળી નથી. તમારા જેવાને તો હથેળીમાં રમાડે એવી છે, એવું સાંભળ્યું છે ત્યારથી ભૂજંગલાલ ભાન ભુલ્યો છે. કેવી રીતે વીણા પોતાની થાય તે જાણવા પચીસ વાર મારી પાસે આવી ગયો. મ્હેં એને એક યુક્તિ બતાવી છે. હવે તમે આવ્યાં છો તો એક પાર્ટી કરો અને ત્હેમાં વીણાને પણ નિમંત્રણ આપો. પછી થઇ પડશે.'

નંદાગૌરીએ વીણાની કીર્તિ સાંભળી હતી. અમદાવાદમાં એ છોકરી માટે ઉપરા ઉપરી માગાં જતાં તે જાણતી હતી અને જો ભૂજંગને

વીણા મળે તો જ લીલા–તરલાને થાય કે ‘ એમના કરતાં સરસ મળી, તો જ એમને પસ્તાવો થાય. ’ એમ વિચાર આવતાં નંદાગૌરી ઘેર ગયાં. ભૂજંગને પાર્ટીનો વિચાર જણાવ્યો. પુત્રને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. પાર્ટીનો દિવસ નક્કી થયો અને આમંત્રણપત્રો નિકળ્યા.

પૂર્ણિમા હતી. આકાશમાં પૂર્ણ ચન્દ્ર બરફ ઉપર સરે તેમ સરતો હતો. ભૂજંગલાલના ઘરની વિશાળ અગાશીમાં પાર્ટીની વ્યવસ્થા રાખી હતી. અગાશીના ધોરા ઉપર થોડે થોડે છેટે ભિન્ન ભિન્ન જાતનાં ગુલાબ–મોગરો–ચંપો વગેરે ફુલોથી ભરપૂર ફ્લાવરપોટો મૂકેલાં હતાં. કોચ, બબ્બે ત્રણત્રણ ખુરશીઓ ગોઠવાઇ હતી. નાના નાના મેજો ઉપર સફેદ રૂમાલો પાથરી તે ઉપર રૂપાની અને કાચની સફેદ તાસકોમાં સૂકો મેવો, બરફી વગેરે ગોઠવ્યાં હતાં અને નાની નાની માર્બલની ત્રીપાઈ ઉપર રૂપાના લોટામાં બરફનાં પાણી હતાં. એક બાજુ મોટા રૂપાના ત્રાટમાં સુગંધીદાર–મશાલાદાર દુધના પ્યાલા ચંદ્ર-કિરણમાં ચળકતા હતા. સાડાનવ થયા અને સ્ત્રીપુરૂષોનાં ટોળાં આવવા લાગ્યાં. નંદાગૌરી સ્ત્રીવર્ગને અને ભૂજંગલાલ પુરૂષવર્ગને આવકાર આપતાં હતાં. સુરતમાં ભૂજંગલાલ માનીતો હતો અને તેમાં તરલાના બનાવે વધારે જાણીતો કર્યો હતો. તરલાને માટે જ આ પાર્ટી છે એમ કેટલાંક માનતાં. ‘ સુમનલાલ આવશે કે? તરલા હશે કે? ચાલોને જોવાની મજાહ પડશે ! ’ એ વિચારે પણ ઘણાં આવ્યાં હતાં. દશ વાગ્યા, સાડાદશ થયા પણ ન મળે તરલા કે સુમનલાલ અને બધાં આવનારાં નિરાશ થયાં. એટલામાં હાર્મોનીયમના અવાજની સાથે મધુર સંગીત નિકળ્યું. સંગીતનો ધ્વનિ[1] કાને પડતાં જ દુધના પ્યાલા, બરફી-ના કકડા અને મેવો હાથમાં જ રહ્યો. સર્વત્ર શાન્તિ ફેલાઈ અને સર્વની નજર આવતા સુમધુર સંગીત તરફ ગઇ. વીણા હાર્મોનીયમ વગાડતી હતી અને સાથે સાથે ગાતી હતી. શણગારભાભી અને નંદાગૌરીના

૧. અવાજ.

આગ્રહને લીધે જ વીણાએ વગાડવાનું ને ગાવાનું કબૂલ કર્યું હતું. કિશોરીલાલ અને એની પત્નીએ વીણાને બહાર પાડવાનો–ભૂજંગલાલની નજરમાં લાવવાનો આ સારો પ્રસંગ છે એમ માની વીણાને ગાવા કહ્યું અને વીણાએ સંગીત ઉપાડ્યું:

'પૂછશો મા કોઇ પૂછશો મા[1]
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

દિલના દરિયાવ મંહી કાંઇ કાંઈ મોતી
ગોતી ગોતીને ત્હેને ચુંથશો મા—
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

ટહુકે છે કોકીલા, પુકારે છે પપૈયા
કારણોના કામીને સુઝશો મા—
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

આંસુનાં નીર કો આશાના અક્ષરો
આછા આછા ત્હોય લુછશો મા—
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.

જગના જોદ્ધા ! એક આટલું સૂણી જજો
પ્રારબ્ધનાં પૂર સ્હામે ઝુઝશો મા—
મ્હારા હૈયાની વાતડી પૂછશો મા.'

સંગીત ચાલતું હતું. હૈયાને હલમલાવી નાખે એવો રાગ, હાર્મોનીયમનો મધુર સૂર, વીણાની ગાવાની હલક, કાવ્યના ભાવની વીણાના મ્હો ઉપર થતી અસર અને શાન્ત ચંદની એ સર્વ સાંભળનારને તલ્લીન કરવા બસ હતાં. ભૂજંગલાલ–ભૂજંગ–સાપ મોરલીના નાદની સાથે નાચતો હતો. 'આ વીણા ! આ તે વીણા સ્ત્રી છે કે સરસ્વતીદેવીની વીણાએ જ સ્ત્રીરૂપ લીધું છે ? લીલા–તરલા આની આગળ શી વિસાતમાં ? હું કેવો મૂર્ખ કે જગતમાં આવું રત્ન છતાં લીલા–તરલા

૧. કવિ ન્હાનાલાલ.

જેવા કાચના કકડાને રત્ન માની બેઠો હતો. સંગીતના ભાવ જ ઓર છે. બડી હોંશીયાર લાગે છે! કોણ જાણે મને જ સંભળાવવા આ ગીત બોલ્યું લાગે છે. વીણા! વીણા! ત્હારા હૈયાની વાતડી કોઇ પૂછતું નથી. મ્હારા હૈયામાં જે થાય છે તે જ ત્હારા હૈયામાં થતું હશે. હા, ત્હારા દિલરૂપી દરિયામાં મ્હારા જેવાં કેટલાંય મોતી ભર્યાં હશે તે જાણવાની મ્હારે શી જરૂર છે? હું હોઉં તો બસ. દૂર આંબાવાડીયામાં ટહુકતી[1] કોકીલા—પપૈયા ખરેખર અત્યારે આપણને બેને જ મુંઝવે છે. વીણા! જેમ ત્હારી આશાના અક્ષરો લૂછવાની તું ના કહે છે તેવી જ મ્હારી આશાના અક્ષરો લૂછી મ્હને નિરાશ ન કરીશ. વીણા! ત્હેં લીલા—તરલાની હકીકત સાંભળી લાગે છે! પ્રારબ્ધના પૂરના[2] સામે નહીં ઝુઝું. લીલા—તરલાના નામ સાથે જોડાવું મ્હારા પ્રારબ્ધમાં લખાયું હશે તે થયું, હવે તું છે. હા, હું જગનો જોદ્ધો છું, પણ એ જોદ્ધાને જય અપાવવો ત્હારા હાથમાં છે.'

ભૂજંગલાલ વીણાની સામું જ જોઈ રહ્યો હતો, પરંતુ વીણાએ તેની તરફ નજર સરખીએ કરી નહી. શું વીણાના મનમાં કાંઇ જ નહી થતું હોય? તેમ હોય તો આ ગીત ગાય જ કેમ? થતું હોય તો જરા પણ સામું ન જુવે એ કેમ બને? ભૂજંગલાલ ખરેખર નરમ થયો. આખા શરીરમાં વીણાના તારનો ઝણઝણાટ થયો. અગાશી, બ્રહ્માંડ ભમતું હોય એમ લાગ્યું. વીણાની સાથે વાત કરવા, એની સાથે નજર મેળવવા, એના સ્મિત હાસ્ય[3]નો અનુભવ કરવા ભૂજંગલાલે બહુ બહુ યત્ન કર્યા પરન્તુ નિરર્થક.

વીણા નિમંત્રણપત્રિકા વાંચી ભૂજંગલાલને ત્યાં જવા તલપાપડ થઇ હતી એ જાણીયે છીએ તો પછી વીણા આટલી બધી બેદરકાર કેમ રહી હશે એ સ્વાભાવિક પ્રશ્ન થાય. વીણા નિડર[4] હતી—શર-

---

૧. ટહુકો કરતી. ૨. નસીબના રોહ. ૩. હસતા મોઢાનો દેખાવ. ૪. બ્હીક વિનાની.

માળ નહોતી, સોસાયટીમાં હરતી ફરતી હતી. પુરૂષો સાથે વાતચિત કરવામાં ગભરાતી નહી એ વાત ખરી, પરન્તુ તેની સાથે તે મર્યાદાનું ઉલ્લંઘન કદી કરતી નહી. એક યુરોપીઅન કે પારસી બાનુ એકલી મુસાફરી કરી શકે, બજારમાં હરીફરી શકે પણ એનું કોઇ નામ ન લે, અને એક હિંદુ યુવતી સહેજ પણ એકલી ન જઈ શકે. એનું કારણ એટલું જ કે હિંદુ સ્ત્રીમાં બાલ્યાવસ્થાથી આત્મશ્રદ્ધા–હિંમત રહેવા દેવામાં જ આવતી નથી. ગામડાંની એક કન્યા કે સ્ત્રીનું કોઈ નામ લે તો તે સ્ત્રીને સામો તમાચો મારતાં જરાયે ડર લાગતો નથી. આથી ઉલટું કેળવાયેલી હિંદુ સ્ત્રી માણસ વગર બહાર પગલું ભરી શકતી નથી. વીણા આ સમજતી થઇ હતી અને માબાપની મદદથી હિમતવાળી બની હતી. વીણા નીડર હતી, શરમાળ નહોતી, હસતી બોલતી હતી એ વાત ખરી, પરંતુ એનો લાભ લઇ કોઇ એની સાથે છૂટ લેવા આવતું, અગર 'કેમ, બ્હેન!' કહી ડાહી ડાહી વાતો કરવા આવતું તો વીણાના તલૈયાં એવાં ચડતાં કે કોઇ તેની સાથે બીજીવાર વાત કરવા જવાની હિમત કરતું નહી. વીણા એવો તો છણકો કરતી કે કેટલાક ત્હેને અભિમાની–મીજાજી લેખતા. પણ વીણાને ત્હેની જરાયે દરકાર નહોતી. વીણામાં માણસ પારખવાની અદ્‌ભુત શક્તિ હતી અને એને લીધે રૂચિકર[1] માણસો સાથે એ આનંદથી હસતી બોલતી. વીણાએ ભૂજંગલાલ અને લીલા, ભૂજંગલાલ અને તરલા વિશે સાંભળ્યું હતું અને એના સ્ત્રીજાતીના માનને લાગી આવ્યું હતું. " એ તો લીલા–તરલા એવી કે આટલી છૂટ આપ્યા પછી આમ થવા દે! હજારવાર ગરજ હોય તો પરણે. હા! અમે પુરૂષોને ચાહવા બંધાયેલાં પણ એ અમને ચહાય તો જ. અમે કાંઈ રમકડાં નથી કે એક નાંખી દઈને બીજું લે. અમે કાંઇ શરત કરવા માગતાં નથી; સમાન હકની બૂમ પાડતાં નથી. અંતર[2] મળે પછી એક-

૧. ગમતા. ૨. દીલ.

બીજાની ફરજો બજાવવી એ અમારો ધર્મ છે, પણ સ્ત્રીઓ માત્ર પુરૂષોના આનંદનું સાધન છે એમ પુરૂષો માનતા હોય તો એમની ભૂલ છે. ભૂજંગલાલ સાથે લગ્ન થાય એ મ્હને પસંદ છે, પણ સ્ત્રી ઘરમાં નાંખી મૂકવાનું ઢોર છે, પોતે ગમે ત્યાં ને ગમે તેની સાથે ફરે તેથી અમને કાંઈ થાય નહી એમ માનતા હોય તો તેની ભૂલ છે. એ કયારે આવે ? આપણે કઇ રીતે દંપતીસુખ—ગૃહસુખ ભોગવીએ, જનસમાજનાં કર્તવ્ય કરીયે એમ અમને થાય તેમ પુરૂષોને પણ થવું જ જોઈએ. આ પાર્ટી મારે માટે થઇ છે એ હું સારી રીતે જાણું છું; ભૂજંગલાલ હરેક બહાનાં કરી અહીં આવી ગયા. મેવાની તાસક, દુધનો પ્યાલો મ્હને આપી ગયા, મ્હારી સાથે વાત કરવા આવી ગયા એ હું જાણું છું. પણ હું જ પતંગીયું છું ને દીવાની પાછળ પાછળ ભમું એવી માન્યતા હોય તો તે કઢાવવા માટે જ એના તરફ જોતી નથી, બાકી મ્હનેએ લાગણી થાય છે. હમણા કોઇ કહે કે ભૂજંગલાલ ફલાણીને પરણે છે તો મ્હારા મનમાં કેવો ચરેરાટ થાય તે સમજું છું, પણ અત્યારે તો આમાં જ મજાહ છે.” વીણાના મનમાં આવા વિચાર ચાલતા હતા ત્યાં કિશોરીલાલ આવીને વીણાને અગાશીના એક ખૂણામાં લઈ ગયા ને કહ્યું:

‘ વીણા ! પેલાં નંદાગૌરી ! ભૂજંગલાલને આપણે ત્યાં કાલે બોલાવીશું ? ત્હારી મરજી હોય તો કહું. ’

એક પિતા પુત્રીને વધુ શું કહી શકે ? પુત્રીને બનતી રીતે સારામાં સારી કેળવણી આપે, એના શરીર અને મનને ઉલ્લાસથી ખિલવા દે. કાંઇક સારૂં ખોટું સમજી શકે એવી થાય છતાં લગ્નના કાર્યમાં એની જરા પણ સંમતિ ન લે તો પછી એનું શું ભવિષ્ય ? કિશોરીલાલ સમજતો હતો. વીણાને માટે વરની ખોળ કરતો હતો, યોગ્ય વરનાં નામ—ગુણ વીણાના ધ્યાનમાં લાવતો અને પરોક્ષ રીતે એની ઇચ્છા જાણીને જ—એની ઇચ્છા પ્રમાણે જ વરાવવા—વિવાહ કરી

બન્ને વચ્ચે માન, સદ્‌ભાવ, સ્નેહ વધે એવા સંયોગો ઉત્પન્ન કરવા ઇચ્છતો, અને એટલા જ માટે વીણાને આ પ્રશ્ન પૂછ્યો. વીણા સઘળું સમજી હતી અને નીચી નજરે 'ભલે' એટલો જ ઉત્તર આપ્યો. કિશોરીલાલ ગયો અને શણગારભાભી ભૂજંગલાલને લઈ ફરતાં ફરતાં આવ્યાં.

'ભૂજંગલલાલ! આ અમારી વીણા! તમારા મુંબાઇમાં આવું મધુર કોઇ ગાય છે? છતાં કેવી શરમાળ છે? વીણા! આ ભૂજંગલાલ! એમને ત્યાં આવીને બોલીયે નહી તો અપમાન કર્યું કહેવાય.'

'શણગારકાકી! હું કયાં નથી બોલતી? આજની પાર્ટીમાં ખરે આનંદ પડયો. અમારા અમદાવાદમાં તો આવી પાર્ટી થાય નહી, અને આમ બધાની વચ્ચે કુંવારી કે પરણેલી છોકરીઓથી ગવાયે નહી.'

'વીણા! અમારે સુરત–મુંબઇમાં તો એવું નથી. આ શણગાર-ભાભીને લીધે સુરતમાં અમારે સુખ થયું છે.'

'શણગારકાકી! તરલા બ્હેન કેમ દેખાતાં નથી? કહે છે કે એ બહુ સારૂં ગાય છે!'

'વીણા! તમારા જેવું નહિ. તરલાનો સૂર તમારા જેવો નહિ. સૂર કરતાં એ કાવ્યની ખૂબી ઓર જ છે.'

'ભૂજંગલાલ! લીલા કરતાં તરલા સારી લાગી અને તરલા કરતાં હું સારી લાગી–કાલ વળી બીજી સારી લાગશે.'

'વીણા! વીણા! જેટલું આવડે એટલું બોલીયે નહી. એ તો ઠીક છે કે ભૂજંગલાલ છે–બીજાને ખોટું લાગે.'

'શણગારકાકી! એમાં શું ખોટું બોલી? મ્હને નકામી ખુશામત ગમતી નથી.'

આટલું બોલી વીણા ચાલી ગઇ અને બીજા ટોળામાં ભળી. ભૂજંગલાલ વીણા તરફ જોઈ રહ્યો. મનુષ્યને જ્યારે એક વસ્તુ ઉપર મોહ લાગે છે ત્યારે એ વસ્તુની ખોડમાં પણ ખૂબી લાગે છે. વીણાના આ ઉત્તરથી ભૂજંગલાલને ખોટું લાગવાને બદલે વીણા તરફનો મોહ વધ્યો. લીલા–તરલા નમાલાં–હીમત વગરનાં લાગ્યાં. 'મ્હારે માટે તો આ જ યોગ્ય છે અને એને મારી કરૂં' એ જ વૃત્તિ ભૂજંગલાલની રગે રગે વ્યાપી રહી. પાર્ટી ખલાસ થવા આવી અને જતાં જતાં કિશોરીલાલે ભૂજંગલાલને નિમંત્રણ આપ્યું. વીણા ચતુર અને ભૂજંગલાલના હૃદયને સમજી ગયેલી વીણાએ પણ 'જરૂર આવજો! બોલ્યું ચાલ્યું માફ કરજો,' એ શબ્દ ભૂજંગલાલને સંભળાવતી હોય તેમ નંદાને કહ્યા.

ભૂજંગલાલના મનમાં એવી ખુમારી હતી કે સ્વર્ગની અપ્સરા આવે તો પણ તે પોતાના મનનો કાબુ ખૂવે નહી. પોતાની ઇચ્છા પ્રમાણે અનેક યુવતીઓને ટળવળાવે, મરજીમાં આવે ત્યારે તે તરફ બેદરકાર રહે પણ પોતે કોઇની પાછળ ગાંડો થયો છે એ બને જ નહી. મુંબાઈમાં લીલાને મળતો–લીલા સાથે વિવાહની વાતો કરતો પણ એનો ઉદ્દેશ[1] એટલો જ હતો કે અરવિન્દ કરતાં મ્હારામાં આકર્ષણશકિત વધારે છે એ દર્શાવવું. તરલાને જોઇ તેની પશુવૃત્તિ તે તરફ ગઈ. હું જ ખરો કે સુમનલાલનો વિવાહ તોડાવું. ભોળી–તરલ સ્વભાવની તરલાને લગ્નને નામે ફસાવું. લગ્નની બેડી એને મૂળમાંથી જ પસંદ ન્હોતી. 'ઇશ્વિર–લગ્ન એ મનુષ્યની માની લીધેલી વાતો છે.' તરલાની નબળાઇઓ જાણી લીધી. ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર કેવળ તરલા ઉપર છાપ પાડવા માટે જ બસો રૂપીઆ આપ્યા. જે વાતો તરલાને ગમતી તેવી જ વાતો તરલાને મોઢે કરતો–સુમનલાલ રસિક પતિ નથી અને તરલા જેવી રસિક સ્ત્રીને રસિક પતિ જ જોઇએ, એવું વારંવાર કહી સુમનલાલ તરફ કાંઇક અભાવ કરાવ્યો. ઉચ્ચ–દિવ્ય[2] સ્નેહની વાતો કહી કેવળ

૧. મતલબ. ૨. સ્વર્ગીય, આકાશી.

લાગણીથી દોરવાતી તરલાને-લોહચુંબક લોખંડને ખેંચે એમ-ખેંચી, પરન્તુ તરલા તરલ સ્વભાવની હતી-લાગણીથી ભરેલી હતી એ વાત ખરી પણ એ લાગણીઓ હલકી નહોતી. તરલા ઇશ્વરને ઓળખતી, લગ્નની જવાબદારી અને જરૂરીઆત સમજતી. સ્ત્રી કે પુરૂષે એક કાર્ય કરી બેસી રહેવાનું નથી પણ એ કાર્યથી જનસમાજ ઉપર જે સમાજમાં પોતે છે તે ઉપર શી અસર થશે તે જોવાનું છે એમ તે સમજતી. એની કેળવણી ઉપલકીયા નહોતી. એ આર્ય સંસારની રચનાનું રહસ્ય[1] સમજતી. નીતિના ઉચ્ચ સંસ્કાર પડયા હતા અને ઉચ્ચ લાગણીથી ખેંચાતા છતાં સારાસારનો[2] વિચાર કરી શકી હતી, અને જે પળે એને લાગ્યું કે ભૂજંગલાલ લગ્ન કરવા ઇચ્છતો નથી તેજ પળે એની પ્રત્યેનું સન્માન નષ્ટ થયું[3]. ભૂજંગલાલ પ્રત્યેના ભાવને દાબી નાખતાં એને ઘણું કષ્ટ થયું, પરન્તુ ભૂજંગલાલને બદલે સુમનને વિશેષ બળથી હૃદયમાં જડયો. જુના સંસ્કારોને લીધે ભૂજંગલાલની હાજરીમાં લાગણીઓનો વેગ થઇ આવતો, પરન્તુ ક્ષણવાર ક્ષોભ થયા પછી એ શાંત પડતો.

ભૂજંગલાલ આમ તરલાના સંબંધમાં નાશાપાશ થયો હતો ત્યાં રંગભૂમિ ઉપર વીણા દાખલ થઇ. વીણાનું સૌંદર્ય, વીણાની બોલવાની છટા જ એવી હતી કે ભૂજંગલાલ આકર્ષાયો. લીલા-તરલાનાં ન ફાવેલા ભૂજંગ રખેને આમાંએ ન ફાવું એ ભયે મનનું સમતોલપણું ગુમાવતો ગયો અને વીણાના સંગીતમાં ભૂજંગ લુબ્ધ[4] થયો. વીણાનો ખેંચ્યો ખેંચાયો. વીણાના નામની રટણ ચાલી. એને જ સ્વપ્નામાં જોવા લાગ્યો અને વીણા વિના જીવન શુષ્ક[5] નિરસ લાગવા માંડયું.

---

૧. અંદરનો ભેદ. ૨. સારૂં માઠું. ૩. માયાની લાગણી જતી રહી. ૪. મોહિત. ૫. સુકું.

## પ્રકરણ ૧૪ મું.

## ભૂજંગની વીણા કે વીણાનો ભૂજંગ?

વીણા આજ સહવારમાં વ્હેલી ઉઠી હતી. નિત્યાનિયમ પ્રમાણે સ્નાન–ઈશ્વરની સ્તુતિ વગેરે કરી પરવારી હતી. પેટીમાં જેટલાં કપડાં હતાં તે દસેક વાર બહાર કહાડી 'આ પહેરૂં કે આ?' માં કલાક ગાળ્યો હતો. આખરે સફેદ ગુલાબી બૂટ્ટાવાળું મલમલનું પોત પસંદ કર્યું ને પહેર્યું. અડધી નવી–અડધી જુની ફેશનનો ઝુલવાળો રેશમી બુટ્ટાનો કબજો પહેર્યો. વાળ ઓળ્યા, કપાળમાં ચાંલ્લો કર્યો અને ચાટલામાં મ્હોં જોયું. વીણા સામાન્ય રીતે શાન્ત અને ચોક્કસ હતી. પણ આજ એનો જીવ ઠેકાણે નહોતો. કિશોરીલાલે ચાહમાં નાખવા ખાંડ માગી ત્યારે ખાંડના ડાબલાનું ઢાંકણું લઇ ગઇ. એની માએ ગરણી માગી ત્યારે ચમચો આપ્યો. ચાહ પી પરવારી ઓરડામાં ગઇ, કબાટમાંથી ટેનીસનની 'પ્રીન્સેન્સ' વાંચવા લીધી. બે પાનાં વાંચ્યાં ન વાંચ્યાં ત્યાં ચકર ભમ્યું. 'સરસ્વતીચંદ્ર'માંથી 'પ્રમાદધન મુજ સ્વામી સાચા' ગાવા માંડયું–ત્યાં ભવભૂતિ સાંભર્યો. ઉત્તર રામચરિત નાટકમાંથી ત્રીજો અંક વાંચવા શરૂ કર્યો, ત્યાં શાકુંતલ નાટક યાદ આવ્યું. એ લીધું—એ પડતું મૂકયું એટલામાં ઘરનું બારણું ઉઘડયું હોય એમ ભાસ થવાથી 'કોણ'ની બૂમ પાડી.

વીણા શરમીંદી પડી ગઇ. 'હાય હાય! બાએ પકડી જો.' અને હતું પણ તેમજ. ભૂજંગલાલ આવનાર છે-પિતાની સાથેની વાતનું શું પરિણામ આવશે? મ્હને એ મળશે કે કેમ? પિતા મળવા દેશે કે કેમ? એ વિચારે વીણા ભાન ભૂલી હતી. રાતનાં સ્વપ્નાં પણ એવાંજ આવ્યાં હતાં. પાર્ટીમાં ભૂજંગલાલ તરફ લક્ષ નહોતું આપ્યું તે માટે પસ્તાવો કરતી હતી અને 'હવે ભૂજંગલાલ આવે–હવે બોલાવે તો

એમને–પણ એવી રીતે વર્તું તો પછી લીલા–તરલા જેવી મ્હારી સ્થિતિ કરે તો ? હું તરલા–લીલા નથી. સો ગરણે ગળીને પાણી પીઉં...આવવાનો વખત થયો છે. આવે તો બધા બેઠા હોય ત્યાં બેસું કે ચાલી જાઉં ?—એમાં શું ! પિતાજી પાસે બીજા આવે છે ત્યારે બેસું જ છું તો પછી આમાં શો વાંધો ? કયાં હજી વિવાહ થયો છે ? ને થયો હોય તોએ પિતાજી કાંઇ જુના વિચારના નથી. એ શું કહે છે—એમને જોવાનો પ્રસંગ તો મળે–પણ પિતાજી જ ના કહેશે તો ?–ને મને મળ્યા વિના–બારોબાર જ એ ચાલ્યા જશે તો ?' તો કહેતાં વીણા ઢીલી ઢબ થઇ ગઈ–રોવા જેવી થઇ ગઇ. જાણે ભૂજંગલાલ આવી ગયા હોય ને વીણાને મળ્યા વિના જ—નજરે પડયા વિના જ–ચાલ્યા ગયા હોય એમ વીણાને લાગ્યું. એટલામાં વળી બારણું ઉઘડયું ને વીણાથી 'કોણ' એટલું બોલાઇ જવાયું. "એ તો હું ભૂજંગલાલ !" આ શબ્દે વીણાના આખા શરીરમાં ઝણેણાટ થયો. નાજુક વેલી ઠંડા પવનના સુસવાટે ધ્રૂજે, હરિણી વીજળીના ચમકારે ધ્રૂજે તેમ વીણા ધ્રૂજવા લાગી. 'મેં કયાં પૂછ્યું ! હવે શું કરૂં ! જાઉં કે ઉભી રહું ? કેવો મધુર અવાજ ! પાર્ટીમાં એમના સામું પણ ન જોવાની ધીરજ રહી હતી પણ અત્યારે મૂઇ રાંડ હીમત કયાં જઇ બેઠી છે ! એમને ના કહેવાશે ? કદાચ એ ના કહેશે તો–'

વીણાને અત્યારે આશ્વાસનની–એક અંગત મિત્રની હાજરીની બહુ જરૂર હતી; પરંતુ દુર્ભાગ્યે કોઈ નહોતું. પિતા કે માતાના કહ્યા વિના જવું ગમતુંયે નહોતું અને જવું એટલે વાતો સાંભળવી તો રહે પણ દર્શનની શાન્તિ ખોવી એજ થાય. ન જાય તો કદાચ માતાપિતા ગુસ્સે થાય તો ?–આમ અનેક વિચારોમાં હલ્લેસાં ખાતી વીણા બારી પાસે ઉભી જ રહી અને કિશોરીલાલ ભૂજંગલાલને લઈ ઉપર આવ્યા. બારીની પાસે જ એક મોટો કાચનો તકતો હતો. એ તકતામાં દાદરેથી ચડનારનાં પ્રતિબિમ્બ પડતાં અને એ પ્રતિબિમ્બ

દ્વારાએજ વીણાએ ભૂજંગલાલને જોયો. ભૂજંગલાલની આંખ વીણાની આંખ સાથે એ તકતા મારફત મળી અને વીણાની છાતીમાં ધબકારો થયો. એ ધબકારો વીણા સાંભળવા લાગી. જે વીણા પાર્ટીમાં પોતાના પિતાની સાથે ભૂજંગલાલ પાસે ગઇ હતી. શણગારભાભીની સન્મુખ બેધડક વાત કરી હતી, તે જ વીણા અત્યારે બારી પાસેથી તસુ ખશી શકી નહી. પોતે ઓરડામાં છે જ નહી એમ બધા સમજે અને વાતો કરે તો સારૂં એમ વીણાને થતું હતું. ત્યાં વીણાની માતાએ કહ્યું—

'વીણા! પાછલા ઓરડામાં જા ને બધું તૈયાર કર!'

પોતાના કરવા માગતા ભૂજંગલાલ માટે ચાહ નાસ્તો તૈયાર કરવાનો–લાવવાનો વખત આવ્યો, એથી વીણાને આનંદ થયો. એના એ ચાહમાં વધારે મીઠાશ—લહેજત શી રીતે લાવવી એની યુક્તિ પ્રયુક્તિ કરવા વિચાર થયો. પણ અત્યારે પોતાના પ્રિયજનથી છૂટી પાડનાર માતા દુશ્મન જેવી લાગી.

વીણા પાસેના જ ઓરડામાં ગઈ અને ચાહ–પુરી વગેરેની વ્યવસ્થામાં રોકાઇ. ગમે તો કાકતાલીય ન્યાયે બન્યું હોય કિંવા વીણાના સ્વભાવની માહીતગાર માતાએ જાણીજોઇનેજ આ ઓરડો પસંદ કર્યો હોય, પણ ગમે તેમ આ ઓરડામાંથી બહાર થતી બધી વાત સંભળાતી હતી, અને તેમાં વીણાએ સઘળી વસ્તુ બારણા પાસે જ લાવી મૂકી. સ્ટવનો અવાજ આવતો હતો પણ ત્યાં એનું ચાલે એમ નહોતું, બાકી રખેને કાંઇ ખખડાટ થાય એ બીકે બધી વસ્તુ ધીરે રહીને મુકતી અને લેતી.

જોડેના ઓરડામાં વાત શરૂ થઇ.

'ભૂજંગલાલ! લગ્નના સંબંધી આપના શા વિચાર છે તે હરકત ન હોય તો જણાવશો?'

'કિશોરીલાલ! મ્હારા પાછલા જીવનને અંગે આ પ્રશ્ન થાય તે સ્વાભાવિક છે; પરંતુ પરિસ્થિતિ સમજનારને મારી વર્તણુક અયોગ્ય નહી લાગે.'

'પણ લગ્ન સંબંધી કાંઈ ન બોલ્યા ?'

'લગ્ન જરૂરનાં છે એમ હવે મ્હને લાગે છે. સંસારમાં લગ્નની રૂઢીથી અનેક ક્લેશ-વિખવાદ-મારામારી અટકે છે, પણ લગ્ન માત્ર શરીરનાં જ ન હોય તો.'

'શરીરનાં કે મનનાં તે તો શી રીતે જણાય ? બન્ને પક્ષ કેળવાયેલ હોય-પોતાના માબાપની સંમતિ મેળવી હોય-ઉમર લાયક હોય-એક બીજા માટે ભાવ છે એમ કહે, પછી બીજું શું કરી શકાય ?'

'તો બસ. બીજું શું જોઇએ ?'

'અને પછી એક પક્ષ ના કહે તો ?'

'તો એ સ્નેહ નહી જ.'

"લગ્ન પહેલાં ના કહેવાય તો સારૂં, પણ એ સ્નેહ નથી એમ પછી જણાય તો ?'

'કિશોરીલાલ ! એ મુશ્કેલી છે ખરી. એકજ વસ્તુ ઉપર ભાવ રહે કે રહેવો જોઇએ એ કેમ બને ?'

ઓરડામાં વીણાની સામે સ્ટવ[1] ઉપર કઢાઈમાં ઘી ઉકળતું હતું અને તેના હૃદયમાં લોહી ઉકળતું હતું. " 'એક વસ્તુ ઉપર ભાવ રહે કે રહેવો જોઇએ એ કેમ બને ?' ત્યારે એમને તો અરેબીઅન નાઈટ્સના શાહજાદા માફક નવી નવી શાહજાદી જોઇતી હોય એમ લાગે છે. એ હક એકલા પુરૂષોને જ બક્ષવા માગતા હશે કે ?"

'ભૂજંગલાલ ! ત્યારે તો ત્હમે અણગમો થાય ત્યારે છૂટાછેડા આપવા-લેવાની તરફેણમાં હશો. સારૂં થયું કે લીલાને પરણ્યા પહેલાં જ છોડી !'

'કિશોરીલાલ ! મ્હારે માટે સારો ખોટો અભિપ્રાય બાંધશો નહી. હું તો માત્ર એક ચર્ચા ખાતર જ વિચાર જણાવું છું. લગ્નની

---

૧. ચુલા.

આવસ્યકતા[1] હું સ્વીકારૂં છું. લીલાની વાત જૂદી હતી. હું મુંબાઇનો તે વખત બીનઅનુભવી હતો અને લીલા અરવિન્દને પરણવાની હતી. એ બે મળ્યાં હતાં. અરવિન્દ લીલાને ચાહતો હતો. એ બધી ખબર પડયા પછી લીલાને મ્હારી કરવી એ મ્હને ઠીક ન લાગ્યું ને મ્હેં વાત છોડી.'

'પણ એજ પ્રમાણે તમે કોઇને ઠીક ન લાગો ને તમે ત્હેને ચાહતા હો ને એ તમને છોડે તો તમને કેવું લાગે?'

'હા—પણ.....હું ત્હેને ચાહતો હોઉં ને એ મ્હને ન ચાહે એ ન જ બને.'

'તરલાને તમે ચાહતા હતા—તરલા તમને ચાહવા શીખી હતી છતાં તરલાએ ના કહી ને?'

ભૂજંગલાલ મહાત થયો. તરલાએ શા માટે ના કહી એ પોતે ને તરલા જ જાણતાં હતાં, અને એ કહેવાની એની હીમત નહોતી. લગ્ન વગર જ તરલા સાથે રહેવા માગતો હતો એ કહે તો પોતાની હીણપસ્તી થાય અને વીણા મેળવવાનો રસ્તો હમેશને માટે બંધ થાય—આબરૂ બેઆબરૂ થાય એટલે બોલ્યો—

'તરલા! હા કાંઈ એવું હતું, પણ એમાં સુમનલાલ જોડે પરણી સુખી નહી થાય એમ એને લાગ્યું હતું. એણે ના કહી એમ નહી પણ મેં જ ના કહી. આપણામાં સબળ કારણો શિવાય સગાઈ તૂટતી નથી અને મારે ખાતર સુમનલાલ જેવા ભલા માણસનો સંસાર ધૂળ મેળવું એ ઠીક નહી એમ મ્હને લાગ્યું.'

વીણાએ શણગારભાભી મારફત તરલાની બધી હકીકત સાંભળી હતી એટલે ભૂજંગલાલનો જવાબ એને જરાયે રૂચ્યો નહી. 'પરદુઃખ-ભંજન વિક્રમ રાજા! સુમનલાલ ખાતર તરલાને ખોઇ. એવું હતું તો તરલાની પાછળ આટલું ભમ્યા જ શું કામ! બીચારીને લોકમાં ફટફટ કરાવી. લોકો પણ એવા છે કે જ્યાં કોઈની આબરૂની—ચાલની

1. જરૂરીઆત.

વાત આવી કે માની જ લેવાના. ફલાણો ખરાબ છે–ફલાણી ખરાબ છે એટલું કહ્યું એટલે થઈ રહ્યું. સ્વપ્ને પણ જેમણે અનીતિનો વિચાર કર્યો નથી એવા માટે કહેવાતા કેળવાયલા મિત્રો એવી વાત ઉરાડે છે કે કાનના કીડા બહાર નીકળે. એ કરતાં અજ્ઞાન ગામડીયા સારા. આટલા જ માટે એવા નવરા નિંદાખોરોથી દૂર જ સારા.'

'ઠીક! હવે લગ્ન કરવા વિચાર છે?'

'આપ મુરબ્બી આગળ વધુ શું કહું ? મારી માએ આપને વાત તો કરી હશે જ. આપનો આભાર માનીશ અને કોઈ રીતે અસંતોષ ન થાય એ જોઇશ.'

'વીણા ! તૈયાર થયું હોય તો લાવજે' ની માતાની બૂમ સાથે જ વીણાએ ત્રણ તાસકો લાવી મેજ ઉપર મૂકી. દુધના પ્યાલા લેવા ગઇ. દુધના પ્યાલા દરેકના હાથમાં અપાયા અને ભૂજંગલાલને આપતાં તાસક નીચેથી સામસામી આંગળીઓ અડકી. વીજળીના બે તાર મળતાં જે ઝાટકો લાગે તેવો જ ઝાટકો બન્નેને લાગ્યો, અને વીજળીના તારનો ઝાટકો પકડનારને લાગે છે ને એ બીજાથી દેખાતું પણ નથી તેમ આમાં પણ થયું.

'ભૂજંગલાલ ! સઉ સારાં વાનાં થશે. હું હાથ ધોઈ આવું છું'–કહી કિશોરીલાલ ઉઠયો. તાસકો લઈ વીણાની માતા ઉઠી અને આખા ઓરડામાં ભૂજંગલાલ અને વીણા બે જ રહ્યાં. એકાદ બે મીનીટ તો બન્નેના મનમાં એમ થયું કે હમણાં કોઈ આવશે. પણ કોઈ આવ્યું જ નહી અને બન્ને આડી નજરે એકબીજા સામાં જોતા ઉભાં જ રહ્યાં. બન્નેના હૃદયની લાગણીઓ બન્નેના મુખ ઉપર સ્પષ્ટ જણાઇ આવતી હતી. લીલાની પાછળ ભમનારો, તરલા માટે ઠેઠ મુંબાઇથી સુરત આવવા નિકળેલો ને વલસાડના સ્ટેશન ઉપર ત્હેના ડબ્બા તરફ જનારા ભૂજંગની જીભ જ આજ સીવાઈ ગયેલી લાગી. શું કહું ? શું બોલું ? એમ એને થયું. વીણા પણ પત્થરના પુતળા માફક

ઉભી જ રહી. માતપિતા ગયાં ને હું ઉભી રહી એ ખોટું કર્યું એમ પળવાર થયું, પણ જ્યારે પાસેના જ ઓરડામાંથી તાસક મૂકી મા અને હાથ ધોઇ પિતા ન આવ્યા ત્યારે જ કારણ સમજાયું અને હિંમત આવી. ભૂજંગલાલ ચોગરદમ જોતો બોલ્યો:

'વીણા ! બેસોને ! શણગારભાભીને ત્યાં તો બોલવામાં હીમત આવી હતી અને અત્યારે એકાંત છે ત્યારે—'

'એકાંત છે એટલે જ હિંમત ગઈ છે.'

'શું મ્હારી બ્હીક લાગે છે ?'

'હા ! પુરૂષોનો શો વિશ્વાસ ? એક બેને તજી તેમ મ્હારૂં પણ થાય તો—'

'વીણા ! મહેણાં ના મારો ! એ ભૂજંગ ને આજના ભૂજંગમાં આસમાન જમીનનો ફેર થયો છે.'

'તે હશે. પણ લીલા બીચારી મરવા પડી તે તમારા વિશ્વાસે રહીને જ ને ? તરલાના શાન્ત જીવનમાં અશાન્તિ થઇ. તરલા–સુમનલાલ હજી પરણશે કે કેમ એવી સ્થિતિ થઇ તે તમારે લીધે જ ને ?'

'વીણા ! વીણા ! મદારીની મોરલીથી સાપ નાચે તેમ હું તારી પાછળ નાચું છું. મ્હારામાં મ્હારાપણું નથી રહ્યું. કોણ જાણે કેમ જે સત્તા લીલા ઉપર ભોગવતો, જે સત્તા તરલા ઉપર ચલાવતો તે ત્હારા આગળ ચાલતી જ નથી.'

'મ્હને ખબર છે. લીલા–તરલાને આવા જ શબ્દે ત્હમે ભોળવી શક્યા હતા. મ્હને ભોળવતા નથી એ શી ખાત્રી ?'

'ખાત્રી ? વચન આપું, બીજું શું ?'

'વચન ! વચન ! પુરૂષોનાં વચન ઉપર મ્હને વિશ્વાસ નથી. પત્નીને આંખની કૌમુદી, હૈયાનો હાર માનનાર પુરૂષો–સંસારમાં પુરૂષોને પરણ્યા વિના ન ચાલે, છોકરાં સાચવવાં, ઘડપણમાં ચાકરી કરાવવા બીજીવાર પરણવાને તૈયાર થાય છે. સ્ત્રીઓને પરણ્યા વિના ચાલવું જ જોઇએ,

પુરૂષોને જ ન ચાલે. લીલાની સાથે તમારૂં નક્કી થયું ન હતું? એ બીચારીએ તમને પતિ માની અરવિન્દને નિરાશ કર્યો. તેને છોડી બીજી પાછળ ભમનાર તમેજ ને? એ બીચારી જીવે છે કે મરે છે તેની જરાએ દરકાર તમે કરી છે? ઘરનું કુતરૂં માંદું પડે, પાડોશી માંદું પડે તો ખબર કહાડીયે છીએ તો પછી આ તો તમારે લીધે જ મરવા પડી, ત્હેને જરાયે સંભારો છો?'

'વીણા! વીણા! લીલાને માટે મ્હારો કાંઈક વાંક છે ખરો. હું આકર્ષી શકું છું એમાં હું મોટાઇ સમજતો. મારી દુષ્ટ ઇચ્છાઓ તે વેળા બળવત્તર હતી.'

'લીલાના સંબંધમાં એમ પણ તરલાનું શું? તમે એને નહોતા ચાહતા? એ ત્હમને ચહાવા નહોતી શીખી? બીચારી લાગણી અને અંતરના સ્નેહમાં તફાવત સમજી નહી અને દુઃખી થઇ.'

'તરલા? હા તરલા તરફ મ્હારો ભાવ હતો.'

'ત્યારે એજ પ્રમાણે આજ મ્હારા ઉપર ભાવ છે, કાલે બીજી ઉપર કેમ નહી થાય? ત્હમને એકને એક વસ્તુ ઉપર ભાવ રહે એ ગમતું નથી. રહેવો જ જોઇએ એ સિદ્ધાન્તના નથી ત્હેનું કેમ?'

'વીણા! એ વિશે મ્હેં હજી બહુ વિચાર કર્યો નથી. ખરૂં કહું? અત્યારસૂધી લગ્ન એ બંધન લાગતું. તરલા મ્હને બંધનમાં નાંખવા માગતી હતી, મ્હને એ ન ગમ્યું ને તરલા ખોઇ. ત્હારા સંબંધમાં આવ્યા પછી—આ બે ચાર રાત્રીની અસ્વસ્થતા પછી—મ્હને લાગે છે કે મ્હારા જેવાને એ બંધન જ હિતકારી છે. મ્હારી બુદ્ધિ, મ્હારૂં મન માન્યું કે સૌંદર્ય, વૈભવ, સત્તાનો સદુપયોગ કરવા ત્હારા જેવી સ્ત્રીના અંકુશની જરૂર છે. નહિ તો ટુંક સમયમાં મ્હારા જીવનનો, મ્હારી આબરૂનો, મ્હારી સત્તાનો—વૈભવનો અંત આવશે. મ્હને અનુભવ પછી લોકો ઘરમાં નહી રાખે. તરલા લાગણીનો ભંડાર છે પણ એનામાં વિદ્યા, સત્સંગ, કુટુમ્બના સારા સંસ્કાર પડયા છેઃ મ્હારામાં તેથી ઉલટું જ છે. મ્હારા કુટુમ્બમાં નીતિને બદલે સ્વચ્છંદાઇ જ શીખ્યો છું. મ્હારા

દોસ્તો, મ્હારાં પુસ્તકો, મ્હારા મોજશોખો મ્હને કુમાર્ગે જ લઇ જનારા નિકળ્યા છે. વાલ્મીકી રૂષીને જેમ શિકાર કરતાં અચાનક જ્ઞાન પ્રાપ્ત થયું હતું તેમ વીણા-વીણા! ત્હારા દર્શને મ્હારૂં જીવન બદલાયું છે. તો પછી ત્હારા સતત[1] સહવાસથી ખરે હું સુધરીશ. લીલા-તરલાની ક્ષમા માગીશ અને મ્હારા ભૂતકાળના પાપનો પસ્તાવો કરી ત્હારા જેવી દેવીથી પવિત્ર બનીશ.'

'ભૂજંગલાલ! માફ કરજો! અમો સ્ત્રીઓ છીએ. આપણા દેશમાં હજી ઠીક છે. એટલા તો સ્વતંત્ર વિચાર આવ્યા નથી. આર્ય સંસારના રહસ્યો ભુસાયા નથી, પણ પશ્ચિમના દેશોમાં તમારા જેવા મનુષ્યોને લીધે અમારે સ્ત્રીઓને બહુ સોસવું પડે છે. જન્મભર ખમવું પડે છે, આનું કારણ એટલુંજ કે લાગણીનું જોર. સૌંદર્ય, વૈભવ, સત્તા અથવા મધુર શબ્દથી ભોળવાઇ તરલા જેવી અનેક યુવતીઓ દુઃખી થાય છે. પુરૂષો લગ્નની જવાબદારી સમજતા નથી-સમજવા માગતા નથી અને ભોગવવું પડે સ્ત્રીઓને. તરલા જરા મોડી નજરે પડી હોત તો લીલાની શી સ્થિતિ થાત? કાં તો ત્હમારી પત્ની થઇ એક ખૂણે પડી હત અગર રીબાઈ મુંઝાઇ મરી ગઈ હત. તરલા ત્હમારા ઉપર વિશ્વાસ રાખી,તમારા સ્વર્ગીય સ્નેહને માની સુમનલાલને છોડી તમારી સાથે રહેવાને તૈયાર થઈ હોત તો આજ લોકો એના સામુંએ જુવત કે! બીચારી હજી સુમનલાલને પરણે ત્યારે ખરી! એ તો સારૂં છે કે તરલાની પવિત્રતા માટે કોઇ શબ્દ કહી શકે એમ નથી. સુમનલાલ જનુની નથી અને ચંદા બ્હેન જેવાં વચમાં છે. બાકી તરલાનું શું થાત? તેમાં તમને શું? તમને તો મનમાન્યું થાત! પુરૂષો ખરાબ-એમાં બહાદુરી મનાય છે ત્યાંસૂધી આપણી કે કોઈની સમાજ સુધરવાની નથી. નિર્દોષતા અને લાગણીને વશ થઈ ખેંચાતી સ્ત્રી કરતાં ખેંચનાર અને પછી ત્યજનાર પુરૂષને જ ફાંસીએ ચ્હડાવવા જોઇએ. ભૂજંગલાલ માફ કરજો. પણ આજ ઘણા દિવસનો ઉભરો કહાડયા વિના રહેવાયું નહી.'

---

૧ ચાલુ.

'વીણા ! વીણા ! સ્ત્રીઓ દેવી છે, દેવી બની શકે છે અને દેવી બની અનેક કુળોને ઉદ્ધારે છે એ ન્હોતો માનતો, પણ આજ તમારા સમાગમથી માનું છું. ખરે લીલા-તરલા પણ દેવી જ છે. એમનામાં તમારા જેટલું મનોબળ હત તો બસ હતું. પરમેશ્વર એમને સુખી રાખે. લીલા અરવિન્દને પરણી અને તરલા સુમનલાલને પરણી સુખી છે એમ ખબર પડશે ત્યારેજ મને શાન્તિ વળશે. પરન્તુ મ્હને શો ઉત્તર આપો છો ? શું ત્હમને મ્હારે માટે કાંઈ થતું નથી ? મ્હને ચાહી શકતાં ન હો તો ના કહો. મ્હને તારવો હોય, એક પાપી આત્માનો ઉદ્ધાર કરી જગતમાં બતાવવું હોય, કે સ્ત્રીનામાં કેટલી શકિત હોય છે, અંધકારમાં પ્રકાશ ફેલાવી શકે છે, એમ દર્શાવવું હોય તો કબૂલ કરો. સ્વીકારો. હું ત્હારો જ છું ને ત્હારો જ રહીશ.'

'કઇ વિધિએ લગ્ન કરશો ? ઈશ્વરને તો ત્હમે માનતા નથી.'

'વીણા, ત્હને ફાવે તે વિધિથી. ઈશ્વર ! અરે ઈશ્વરના નામ શિવાય મ્હેં કાંઇ સાંભળ્યું નથી. નાનપણમાં પૂર્ણ મોજશોખમાં ઉછર્યો છું એટલે ઈશ્વર સમજવા વખત આવ્યો નથી. મ્હારા કુટુમ્બમાં ઈશ્વર કે ધર્મની કોઇ દિવસ વાત જ થઈ નથી. યુરોપીઅનોમાં તો રવીવારે પણ દેવળમાં જવાનું. જુના વિચારોના હિંદુઓમાં ઘરમાં દેવમૂાત અને દેવપૂજા વગેરે રહેતાં. હવે નવા વિચારવાળાને ત્યાં ન મળે મૂર્તિ કે ન મળે દેવદર્શન. કોઇ દિવસ નદી દરિયા કે પર્વત ઉપર જઇએ તો ત્યાં પણ કુદરતને જોઈ ઈશ્વરનું ભાન કરાવવા યત્ન જ પ્રાત્ર થયેલો, પછી ઈશ્વર શી રીતે માનીયે ? વીણા ! જેમ તું લગ્ન, નીતિ, સંયમના પાઠ શિખવે તેમ એ પાઠ પણ શિખવજે. અને કેટલાક મહાત્મા કહી ગયા છે તેમ દંપતિ થઈ, આપણે ઈશ્વરપદ હોય તો પામીશું. વીણા ! હમણાં કિશોરીલાલ આવશે !'

'ભુજંગલાલ ! તમારે માટે મ્હને લાગણી છે કે નહી એ કહેવાની જરૂર નથી ધારતી; પરંતુ તરલાને મળ્યા પછી વાત.'

'તરલાને ? વીણા ! એ કોઇ દિવસ હવે સારો અભિપ્રાય આપે ? તારી સાથે જઈને તો એની ક્ષમા માગવા ધારૂં છું.'

'લગ્ન-સ્નેહને પણ કસોટીની જરૂર છે.'

એટલામાં કિશોરીલાલ આવ્યા અને વીણા ચાલી ગઈ. ભૂજંગલાલ આશાનિરાશામાં ઝોલા ખાવા લાગ્યો ને આખા દિવસના થાક પછી ન્હાવા પછી થાક ઉતરી જાય ને શરીર હલકું લાગે તેમ વીણાની સાથેની વાતથી વધારે પવિત્ર, નમ્ર બન્યો હોય, હૃદયમાં શાન્તિ થઈ હોય એમ ભાસ્યું. કિશોરીલાલની રજા લઇ, ફરી મળીશું કહી બ્હાર નિકળ્યો અને ભૂજંગની વીણા કરવા આવેલો ભૂજંગ વીણાનો ભૂજંગ બની ગયો.

## પ્રકરણ ૧૫ મું.

### કાયદો, ન્યાત કે આપઘાત.

મુંબઈમાં કોટમાં ફ્લોરા ફાઉન્ટન આગળ મેડોઝ સ્ટ્રીટના નાકા પાસે એક ઉંચા મકાનના ત્રીજે મજલે મેશર્સ માકુભાઇ ધનજીશાહ અને કંપનીની સોલીસીટર્સની ફર્મ છે. આ પેઢીમાં આજ હંમેશાં હોય છે તેમ સાંજ પડવાથી અસીલો, બારીસ્ટરો અને બીજાની પુષ્કળ ધમાલ હતી. આ આખો મજલો આ પેઢીએ રોકયો હતો. શરૂઆતમાં પટાવાળો પાટ ઉપર બેઠો બેઠો પેરણ શિવતો હતો. અંદર બારણા આગળ એક સુકલકડી, નંખાઇ ગયેલો ગુજરાતી જવાનીયો ટાઇપ કરતાં કરતાં હજાર વાર આશાયેશ લેવા ખુરશી ઉપર અઢેલી બેસતો. પણ મેજ ઉપર ટાઇપ કરવાનો થોકડો જોઇ વળી પાછો કામે લાગતો. ઓફીસમાં જુના અને ઘરડા થયેલા બીજા કારકુનો કોઈ કોઇ વાર ટીંખળ કરતા, પણ આ જુવાનીઆથી હસાતું જ નહી. બીજી બાજુ એક રાવ સાહેબ કાળી ટોપી પહેરી બેઠા હતા. નાકનાં ચશમાં કપાળે ચઢાવ્યાં હતાં. એક બાજુ ઓફીસના કાગળો વિખરાયેલા

પડયા હતા. એનાજ ઉપર પાનની ચમચી, સુડી, કાથા ચુનાની ડબી –ડાબલી પણ પડયાં હતાં. રાવસાહેબના મેજના ખાનાના ભાગમાં અને એક પાયાને બાંધેલા લુગડાના કકડા ઉપર તેમજ પાયા ઉપર કાથા ચુનાની આંગળીઓ લેવાથી કાબરચીતરા વાઘની ભ્રાન્તિ થતી હતી. રાવસાહેબ કાંઈકિ ઓફીસ ને કાંઇક ગામગપાટાની વાત કરતા હતા ત્યાં ઓફીસર જેવો એક ગૃહસ્થ આવ્યો અને રાવસાહેબને માકુભાઇ છે ? એમ પૂછ્યું. રાવસાહેબ તમાકુની ચીમટી ભરતાં જરા પણ હાલ્યા ચાલ્યા વિના બોલ્યા, 'શેઠ કામમાં છે, બેસો હમણાં.' આટલું કહી રાવસાહેબ ભટની સાથે વાતમાં પડયા. પેલો ઓફીસર લાગતો ગૃહસ્થ રાવસાહેબની સભ્યતા, માકુભાઇની ઓફીસનો તાલ જોઇ કાંઈકિ હસ્યો, કાંઈકિ ચ્હીડાયો.

'મહેરબાની કરી મારો કાર્ડ માકુભાઈને મોકલશો ?' રાવસાહેબે ઉંચું જોયું. પટાવાળાને બોલાવી કાર્ડની કે કાર્ડ આપનારની જરાયે દરકાર કર્યા વિના કાર્ડ અંદર મોકલ્યો અને રાવસાહેબ લખવા મંડયા. મીનીટ થઇ હશે ત્યાં ઓફીસનું બારણું ઉઘડયું ને માકુભાઇ પોતે જ આવ્યા.

'ઓ લો ! સુમનલાલ ! આમ અત્યારે તમે કયાંથી ? તમારે વળી કાર્ડ મોકલવાની જરૂર શી ? અરે ! વામનરાવ ! તમને તે કયારે અકલ આવશે ! પાનની ચમચીમાંજ પેશવાઇ ગુમાવી. કોણ આવે છે કોણ નહિ તે તો જરા ધ્યાન આપો ! બધાએ ગમાર જેવા મળ્યા છે તો ! ઘોંડુ ! મુર્ખા એક ખુરશીએ બેસવાની ન અપાઇ ?' માકુભાઇનો મિજાજ આવો કદિ ગયેલો નહતો. ટાઇપીસ્ટ જુવાનીયો તો બીચારો ત્યાંજ ઠરી ગયો. રાવસાહેબ અડધી ગુજરાતી અડધી મરાઠીમાં કાંઇક બબડયા, અને તોફાન શમ્યું.

'માકુભાઇ, હું થ્રૂમાં[1] સુરતથી આવું છું, બારોબાર અહીં

---

૧ પરભારી ટ્રેનમાં.

આવ્યો છું. મ્હારે અંગતનું જરૂરી કામ છે અને ત્હમે ન્યાતના એટલું જ નહિ પણ બાળસ્નેહી છો એટલે.'

'સુમનલાલ! એ શું બોલ્યા? હું તમારો જ છું. મ્હને કાયદાને અંગે જે ખરી લાગશે તે જ સલાહ આપીશ. બોલો! કોઇ નથી અને હમણાં કોઈ અંદર નહી આવે એમ મ્હેં વરધી પણ આપી છે.'

'માકુભાઇ! કદાચ સુરતની અફવા તમારે કાને આવી પણ હશે. પણ આ વાત આપણા બેનાથી ત્રીજાને કાને ન જાય હોં!'

માકુભાઈ સોલીસીટર જરા ગંભીર બન્યા ને બોલ્યા, 'જો પેટમાં વાત ટકી શકતી ન હોત તો સોલીસીટર તરીકે અમારાથી રહેવાત નહી.'

'માકુભાઈ! મ્હને પૂરેપૂરો ઓળખ્યો છે?'

'સુમનલાલ! આવા પ્રશ્ન શા માટે? સુમનલાલને ન ઓળખે એવું મુંબાઇમાં–ગુજરાતમાં કોણ છે? પેલા કોકેન કેસમાં સ્ટીમરના કેપ્ટન પાસેથી હોશીયારીથી જથ્થાબંધ કોકેન કહાડવનાર તમે જ કે બાજા? તરલા જેવી સુશીલ કન્યાના થનાર પતિ તે તમેજ કે બીજા?'

'માકુભાઇ! એ તમારી સુશીલ તરલાના પતિ થવાનું દુર્ભાગ્ય મ્હારૂં છે.'

'દુર્ભાગ્ય શા માટે?'

'અમારી સગાઇ થઇ છે, અમે એકજ ઘરમાં રહીએ છીએ, અમારાં લગ્ન નથી થયાં પણ હું એ સગાઇ તોડવા માગું છું.'

'આપણી ન્યાતમાં સગાઇ તૂટતી નથી.'

'હા, અને એટલાજ માટે તમારી સલાહની જરૂર છે.'

'તો એમ સાબીત થવું જોઇએ કે વર અને કન્યામાંથી એક સમર્થ નથી અને ત્રીજું ગેરવર્તણૂંક.'

'પહેલી બે શરતો મ્હારા કેસમાં–અમારા કેસમાં–નકામી છે.'

'ત્યારે ત્રીજી?'

'હા, એના મારી પાસે પુરાવા છે. પણ માફુભાઇ ગેરવર્તણુક એટલે માત્ર હું એનો થતાર પતિ છતાં બીજાની સાથે વાત કરે છે, બીજાની વાતમાં રસ લે છે, અને પરણવા કદાચ વિચાર કરે છે.'

'એટલુંજને ! નીતિનો નિયમ તોડયો હોય, અને વિદ્યાને, આબરૂને કાંઇ બટ્ટો લાગે એવું પગલું તરલાએ ભર્યું છે ?'

'ના, એમ તો બહુ પવિત્ર છે, લગ્ન કોની સાથે કરવું એ શિવાય બીજા વિચાર એને આવ્યા હોય એમ હું ધારતો નથી.'

'ત્યારે સુમનલાલ ! તમે વ્હેમાયા છો એટલું જ. કદાચ એને બીજાને પરણવા મરજી હશે, પણ તરલા નાની નથી. મોઢે પૂછતા કેમ નથી ! સગાઇ તોડવા આટલા પુરાવા ઉપરથી નાત મંજુરી આપી શકે જ નહી અને કાયદાની રૂએ પણ મળી શકે એમ નથી. સુમનલાલ ! તરલા એ તમારી ભવિષ્યની પત્ની નકી થયેલી છે છતાં કોઇ દિવસ તમે બીજી સ્ત્રી સાથે વાત કરી છે ? વાત કરી હોય, કોઈની સાથે ફર્યા હો તો તે વખતે તમે તરલાની ઇચ્છા જાણી હતી ? તમે કોઇ બુદ્ધિશાળી, જાહેરમાં કામ કરનારી, તમારી મિત્રપત્નીની વાતમાં રસ નથી લેતા ? તમારા મિત્રની ગેરહાજરીમાં કોઇ વાર એવીની સાથે અમસ્તી પણ વાત નથી કરી ? તો પછી શા માટે તમે એમજ માનો છો કે તરલા દોષીત છે ? દોષીત હોય તોપણ આ પુરાવા પુરતા નથી. આથી નાહક ફજેત થશો. ન્યાત સગાઇ તોડવા મંજુરી આપશે તો તરલા જેવી પત્ની ખોશો, ને મંજુરી નહિ આપે તો તરલા સાથેનું તમારૂં જીવન દુઃખી થશે. છુટાછેડામાં હમેશાં માનો છો એટલું સુખ નથી હોં ! સુમનલાલ ! ચંદા બ્હેન જેવાની મદદથી હજી પણ તમે સુખી થશો. માટે આ વાત જ માંડી વાળો.'

સુમનલાલ સુરતથી નિકળ્યો ત્યારે 'હું નહી કે એ નહી' કરી નિકળ્યો હતો. બસ તરલાનું નામ ન દેવું. કુંવારા રહી સરકારી નોકરીમાં કે દેશસેવામાં જીવન ગાળવું એ નિશ્ચય કરી આવેલો સુમન સોલીસીટરની પેઢીમાંથી નિરાશ થઈ નિકળ્યો.

" માકુભાઈ શું સમજતા હશે? કાયદો જ નકામો! આ સાવ ખુલ્લેખુલ્લી વાત છે. તરલા શરતમાં હજારો માણસ વચ્ચે ભૂજંગલાલ પડ્યો તેથી મુર્છાગત થઈ. ભૂજંગલાલને શણગારભાભીને ત્યાં મળે. અરે હું—એનો પતિ—કહું છતાં મ્હને ન ગણકારી ત્યાં ચાલી જાય છતાં કહે છે કે પુરાવા નથી. આ પુરાવા નહી તો બીજું શું? ન્યાતમાં ક્યાં ઢંગ બળ્યા છે! ન મળે બંધારણ કે ન મળે કાયદા કાનુનો. ન્યાતમાં ઘણા ધરાર બીજાના હાથનું ખાય, દારૂ પીએ, ગમે તેમ વર્તે એમ જાણે છતાં કાંઈ ન કરે ને એક જણાએ જાહેર કર્યું કે એને નાતબ્હાર મૂકે. કદાચ ન્યાત મળે તો કોઇની બોલવાની હિંમત નહી. કેમ મળ્યા છે એમ જાણે છતાં કોઈ બોલે નહી. સગાઈ ન તોડાય! એટલે ન્યાતના છોકરા એમ તો કુંવારા રહે. રહે જ તો. લાયક હશે તે પરણશે ને નાલાયક હશે તો રહેશે રખડતા. ન્યાતમાં ન ચાલે સરકારનું. સુધારાવાળા તો ન્યાતના દુશ્મન થઇ પડ્યા છે એટલે ન્યાતને ફાવ્યું છે. ત્યારે શું કરવું? મુગે મુગા જોઈ રહેવું? હવે શું જોઇ રહે? મારા મનથી એમ કે માકુભાઇ સલાહ આપશે. ત્યારે માકુભાઇએ તો ધોળ્યું! એમની દલીલ તો જુવો! 'તમે કેમ બીજી સ્ત્રીની વાત કરો છો?' એટલે? અમે તો પુરૂષ છીએ, સ્ત્રીઓએજ મર્યાદામાં રહેવું જોઇએ. ત્યારે કાયદો કે ન્યાત કાંઇ કરી શકે એમ નથી. સુમન! સુમન! તું કોણ? કસ્ટમ્સ ઓફીસર! હજારો જણા તને સલામ કરે! તારી શી શી આશા હતી? તરલા! તરલા! તારી સાથે લગ્નથી જોડાઇ મ્હારે કેવાં સુખ ભોગવવાં હતાં? નમુનેદાર દંપતી થઇશું એમ હું ધારતો હતો, એ બધું ક્ષણમાં નષ્ટ થઈ ગયું. જીવનમાં હવે શો રસ છે? તરલાને મારી કરૂં? પણ એ ક્યાં મ્હારી થાય એમ છે? એમ હત તો મ્હારી ચીઠી ફેંકી દઇ ચાલી જાત? તો તરલા બીજાની થાય ને હું જીવું? આ વિચાર થતાં સુમનલાલની નજરે ભૂજંગલાલ તર્યો. ભૂજંગલાલ અને તરલા પતિપત્ની તરીકે ફરતાં હરતાં, વાત કરતાં એને લાગ્યાં. 'હાય હાય! મારી આ

સ્થિતિ! હું જીવતા છતાં—મ્હારામાં વેર લેવાની શક્તિ છતાં—તરલા બીજાની—એ હરામીની! એ બન્ને સાથે હરેફરે ને હું જોઇ રહું! ખૂન કરૂં! ખૂન! ખૂન કોનું? ભૂજંગને મારૂં તો તરલા—મ્હારા પ્રેમનું પ્હેલું પાત્ર વિધવા થાય. પરણી ન હોય તો સુમન, ભૂજંગ તેમ ત્રીજો! એ સ્થિતિ એને ગમે ખરી? ભૂજંગને મારૂં પછી હું તો ફાંસીને લાકડે કે કાળા પાણી જ જાઉ ને? તરલાના નાજુક બદનમાં છરી ભોકું તો? એ નાજુક બદનમાં આ હાથે છરી ભોંકાશે ખરી? જે તરલાનો આત્મા, જે તરલાનું બદન મ્હારા આનંદનું સ્થાન હતું તેનું જ મ્હારે હાથે ખૂન? ના, ના, એ તો ન જ બને. ત્યારે એકજ ઉપાય—હું જ જાઉં. આપઘાત કરૂં તો? બસ એજ. તરલાએ જ વાત નહોતી કહી કે ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર પેલો આદમી કચડાઇ ગયો ને ભૂંજગે બસો રૂપીઆ આપ્યા હતા. આપ મૂવે પીછે ડુબ ગઇ દુનિયા. પછી ભલે તરલા અને ભૂજંગ પરણે. દેખવુંએ નહિ ને દાઝવું નહિ. સુરતથી કયાં જાઉં છું એ મ્હેં કોઇને કહ્યું નથી. તરલા શણગારભાભીને ત્યાં ગઇ હતી. અહી હજી કોઇ મળ્યું નથી અને કોઇને મળવાનો નથી. માકુભાઇએ સલાહ આપી હત તો ન્યાતમાં વાત લાવત. આ તે હવે એજ.' સુમનલાલ—સુરતનો જાણીતો કસ્ટમ્સ ઓફીસર—જીવનની અનેક ઉમેદોથી ભરેલો સુમનલાલ—એક ગાંડા માણસની માફક ચાલ્યો જતો હતો.

સાંજના સાત વાગી ગયા હતા. ચર્ચગેટ સ્ટેશન ઉપર દરિયાકિનારે હજારો લોકોની અવરજવર ચાલતી હતી. ચર્ચગેટના ઝાંપા ઉઘાડવા વાસવા ઘડીયે ઘડીયે કેબીનમાંથી ઘંટ થતા, દરવાજાવાળા સીપાઇઓ સંચાની માફક ઉઠતા, આવતીજતી ગાડીઓના ઘોડા ઉપર ઝાંપો ફેંકતા હતા. ફાટક પાસેથી પગપાળાનું ટોળું નિકળતું હતું. ઓફીસરો, વિદ્યાર્થીઓ, વ્યાપારીઓ જેઓ મુંબઇનાં ગામડાંમાં રહેતા હતા તેઓ ૭—૫૪ ની ફાસ્ટ લોકલની વાટ જોતા હતા. પાસવાળા—પાસવાળા છે એમ રોફથી મનાવનારા અને રેલ્વેની સખ્ત ચોકસી

છતાં વગર ટીકીટે મુસાફરી કરનારા બારોબાર પૂલ ઉપરથી જ ડાઉન પ્લેટફોર્મ ઉપર જતા હતા. સુમનલાલ આમાંનો એક હતો. સુમનલાલ પુલ ઉપર ચઢ્યો. ત્યાં સામે ઘૂઘવાટ કરતો વિશાળ સમુદ્ર નજરે પડ્યો. સમુદ્રનાં મોજાં સુમનલાલની પાપમય–આપઘાતની લાગણીનું રૂપ ધરી ઉછળતાં હતાં. આકાશનું તેજ તરલાના પૂર્વ પ્રેમ જેવું ચળકતું હતું અને ક્ષણવાર આનંદ પસારતું હતું. કોલાબાની દીવાદાંડી સુમનલાલના મગજની માફક ચકર ચકર ફરતી હતી. સુમનલાલ પૂલ ઉપર અપ અને ડાઉન પાટા જોતો ઉભો જ રહ્યો. પૂલ ઉપર ભીડ થવા ન દેનાર પોર્ટર "સાબ! ખડે મત રહો" એ ચાર વાર કહી ગયો, પણ સુમનલાલે તે ઉપર ધ્યાન ન આપ્યું. ફાસ્ટ ગાડી આજ લેટ હતી. ૭–૪૫ થઇ ગયા હતા, દૂર જનારા ઉતારૂઓ અધીરા થઇ ગયા હતા. એમને ઘેર જવાની ઉતાવળ હતી. સુમનલાલને બીજી ઉતાવળ હતી. ચર્ચગેટનું સ્ટેશન, પ્લેટફોર્મ ઉપરની હરફર, દરિયો, હાયકોર્ટ, બેન્ડ–સ્ટેન્ડ, આકાશ, પૂલ, સર્વ ફરતાં હતાં. તરલાની સાથે મુંબઈ ઘણી વાર આવ્યો હતો ત્યારે બન્ને આજ પૂલ ઉપર ઉભાં રહી કુદરત નિહાળી આનંદ પામતાં હતાં અને ક્યારે પરણીયે એમ એમનાં હૃદય કહેતાં હતાં. એજ સુમનલાલને તરલા મૃત્યુનું કારણ થઇ પડી હતી. તરલા અત્યારે આવે, ફરીને પગે પડે, ભૂજંગલાલ અને મ્હારે કાંઇ જ નથી, જે છો તે તમેજ એમ કહે તો આ જ સુમનલાલ અત્યારે તો કાયદા, ન્યાય, આપઘાતને વિસારી જરૂર પુલ ઉપર જ હજારો માણસો સમક્ષ, સ્વચ્છ આકાશ, ઘૂઘવતો દરિયો અને સરતા ચંદ્રની હાજરીમાંજ પ્રણય કોલ આપે. પરન્તુ એ ક્યાં? ફાસ્ટ જેટલી મોડી આવે છે તેટલી બીજી દુનિયામાં જવાની વાર થાય છે. આઠ વાગ્યાથી નાટકશાળામાં જઈ બેશી રહેનારને સાડાનવ થતાં, ત્રણ ઘંટડીમાંથી બાકી રહેતાં જે મનની સ્થિતિ થાય તે સ્થિતિ સુમનલાલની આ જ હતી. ક્યારે હાથ પડે, ક્યારે ફાસ્ટ આવે ને હું પડું, એમ એને થતું હતું. સુમનનું હૃદય ધબકતું હતું. 'રખેને પડતાં કોઈ અટકાવે, રખેને એન્જીનની

આગળ પડવાને બદલે ડબા ઉપર કે એની આગળ પાછળ પડું. એમ થયું તો મરવાનું તો ગયું ને પાછી હાંસી થવાની'.

એટલામાં કેબીનનો ઘંટ વાગ્યો. ઝાંપા બંધ થયા, હાથ પડ્યો ને દૂરથી એન્જીનનો દિવો દેખાયો. ફાસ્ટમાં જનારા જાગૃત થયા, પાછળ પડી ગયેલા પૂલ ઉપર દોડવા લાગ્યા. 'બાંદરા લોકલ કે?' 'બાંદરા સ્ફાટ?' 'દાદર ઉભી રહેશે કે?' 'એકદમ બાંદરા', એમ અંદર અંદરથી અવાજ આવતા હતા. વાંદરા અને ચર્ચગેટની વચમાંનાં સ્ટેશન ઉપર જનારાઓ ધીરે ધીરે જતા હતા. દૂર જનારાને માર્ગ આપતા હતા. ગાડી દેખાઈ. દૂર દેખાતી સીગ્નલ પાસે આવી. સુમનલાલને સ્વર્ગ દેખાવા લાગ્યું. તરલાની છબી ક્ષણવાર નજરે આવી, ક્ષમા માગતી હોય એમ લાગી. એક બાજુ તરલા ને બીજી બાજુ ગાડી બોલાવતી હોય એમ લાગ્યું. એક પત્થર માફક ઉભો હતો. ઇન્જીન પાસે આવે ને પડું એમ નિશ્ચય કર્યો. ફાટકવાળાએ નાનો ઝાંપો બંધ કર્યો. એક યુરોપીઅન પાટે પાટે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર જવા નિકળ્યો ત્યાં પોર્ટરોએ 'સમાલો'ની બૂમ પાડી. સમાલોની બૂમની સાથેજ સુમન ટટાર થયો. 'બસ એ જ. તરલા! જાઉં છું. હું ત્હને પ્રેમથી ચાહતો હતો, ચાહું છું. ત્હારી સાથે સુખી જીવન ગાળવાની મ્હારી આશા ગઇ. પ્રભુ ત્હને સુખી રાખે. તરલા! તરલા!'

આટલું બોલી સુમન કુદવાની તૈયારી કરે છે ત્યાં એક દંપતિનું જોડું અને બે ત્રણ છોકરાં ધીરે ધીરે પુલ ઉપર જતાં હતાં. એમને ફાસ્ટ ગાડી પકડવાની નહી હોય એમ લાગ્યું. બે છોકરાં આવતી ગાડી જોવા સુમનની સાથે જ ઉભાં હતાં. આ બે છોકરાંમાંની એક છોકરી હતી. છોકરીનો હાથ સુમનના બુટ નીચે દબાયો, કારણ સુમન પુલના ધોરા ઉપર પગ મૂકી કુદવાનો વિચાર કરતો હતો. હાથ ચગદાતાં છોકરીએ ઉંચું જોયું. સુમનના સામું જોઈ રહી ને એકદમ 'બા–બા, સુમન કુવા! સુમન કુવા! ભાઈ બોલાવે' કરી કુવાનો હાથ એણે પકડી રાખ્યો.

## પ્રકરણ ૧૯ મું.

### ચર્ચગેટનું સ્ટેશન.

"સુમન ફુવા! ભાઇ બોલાવે" કરી કીકીએ જેવો સુમનનો હાથ પકડ્યો તેવો જ સુમન ઝબક્યો. સુમનની નજર—સુમનનો જીવ—ધસી આવતી ગાડી ઉપર હતો. મૃત્યુ જોતો હતો, 'ગાડી આવે, પળવારમાં ચગદાઇ જઇશ, દુઃખમાંથી છૂટીશ' એમ ધારતો હતો ત્યાં વિઘ્ન આવ્યું. સુમનનું ચાલતું હત, સુમન સ્વભાવથી જ ક્રૂર હત તો તો કીકીને ઉપાડી ફગોટી દીધી હત; પરંતુ સુમનનું હૃદય જ સુમન[1] જેવું કોમળ હતું. કીકીને જોતાં જ, ત્હેનાં બીજાં ભાઇબ્હેનને જોઇ કુદરતી વ્હાલ ઉભરાઇ આવ્યું, અને કીકીની આંગળી પકડી પાછળ જુવે છે તો ચંદા અને વસન્ત વાતો કરતાં આવતાં જણાયાં.

સુમન સુરતથી છાનો આવ્યો હતો. સોલીસીટરને મળી સુરત પાછો જવાનો હતો. પણ સોલીસીટરને ત્યાં મનની ધારણા પાર ન પડી એટલે આપઘાત કરવા ચર્ચગેટ સ્ટેશન ઉપર આવ્યો; પરંતુ ત્યાંએ જંપવાનો વારો ન મળ્યો. મુંબાઇની નવ લાખ માણસની વસ્તીમાં કોઇ ન મળ્યું, ને મળ્યાં ત્યારે જેને દૂર કરવા માંગતો હતો તે જ! હવે શું કરવું? શું કહેવું? આ વિચારમાં હતો ત્યાં વસન્તલાલે આવી સુમનનો હાથ પકડ્યો.

'વાહ રે સુમન! આ ઠીક કહેવાય કે? આમ કેમ? કેમ બોલતા નથી? ક્યારે આવ્યા? બીજે ઉતર્યા હશો!'

'વસન્તલાલ! જરૂરનું કામ હતું એટલે આવ્યો હતો અને આજ જાઉં છું.'

'આજ જાઉં છું એટલે? એ ન બને!'

'તમારી ગાડી જશે, જાઓ.'

---

૧ ફુલ.

'છો જતી ! ચંદા, તું અને છોકરાં જાઓ, અને અમે પાછળ આવીએ છીએ.'

'ના, ના. હું નહી આવું.'

સુમનલાલ એવી ઢબમાં બોલ્યો કે કાંઇક ગંભીર વાત છે એમ ચંદા સમજી અને બન્નેને વાત કરતા રાખી પોતે છોકરાંને લઈ સ્ટેશન ઉપર ગઇ. વસન્તલાલ અને સુમનલાલ સ્ટેશન બ્હાર નીકળી સ્ટેશનની સામે જ પશ્ચિમ તરફ મોં રાખી પાટલી ઉપર બેઠા.

'સુમન ! ચંદાને ખોટું લાગે છે, તમારે આવવું જ પડશે. આજ જમીને જજો. દાદરથી બેસજો.'

'દાદર મેલ ઉભો રહેતો નથી અને મારો ને તમારો સંબંધ તૂટવાનો છે.'

'સુમન ! આ શું બોલો છો ? એ તે કાંઇ ન્હાનાં છોકરાંના ખેલ છે કે ? સંબંધ તૂટવાનો એટલે ? એમ કાંઇ વિવાહ તૂટે એમ નથી. વળી તરલા અને તમે અણસમજણાં નથી.'

'તે હશે, પણ હું ન્યાત પાસે સગાઇ તોડવાની રજા માગીશ, દંડ ભરીશ, તરલાને પોતાને તોડવા કહીશ.'

સુમનલાલના આ શબ્દો સાંભળી વસન્તલાલ તો ગભરાઈ જ ગયો. જે જ્ઞાતિમાં સગાઈ તોડવાનો રીવાજ છે તે જ્ઞાતિમાં પણ વર્ષોનાં વર્ષો સગાઈ રાખ્યા પછી ગંભીર કારણ ન હોય તો સગાઈ તૂટતાં બન્ને કુટુમ્બમાં કેટલો કલેશ થાય છે તેનો અનુભવ થનારને જ ખબર પડે એમ છે. તેમાં વળી વર કે કન્યા એમાંથી એકને મળતા હોય—એક-બીજાંને ચાહતાં હોય અને માબાપ કાંઈક કૌટુમ્બિક, નાતના કે એવાંજ કારણથી સગાઇ તોડવા નીકળે છે ત્યારે ખરેખર ગંભીર પરિણામો આવે છે. એ થનાર પતિપત્ની—થવાનાં પતિપત્નીનાં જીવન નિરાશ થઇ જાય છે. આ વખતે તેમના અંગત સગાના હોશકોશ ઉડી જાય છે, અને તેમાં પણ કન્યાનાં માબાપની નિરાશાનો પાર

રહેતો નથી. "વળી કોને ખોળવો ? બીજો કેવો મળશે ?" શા માટે વિવાહ ભાગ્યો હશે તેવી અફવા ચાલવાથી કોઇ વર કન્યાને કબૂલ કરતા નથી. વસન્તલાલને આ બધા વિચારો થઈ આવ્યા. સુમનલાલ અને તરલાનું જોડું–જુગતું જોડું હતું એમ માનતો હતો ત્યાં આ શું એમ થયું.

'સુમન ! હું માનતો નથી. એ બને જ નહી.'

'પણ હું માનું છું તો ! મારે સગાઈ તોડવી છે. વસન્તલાલ ! માફ કરશો, પણ મ્હારે દીલગીરીની સાથે સગાઇ તોડવાની ફરજ પડે છે.'

'સુમન ! તું ગંભીર ભૂલ કરે છે. ત્હારામાં કોઇ જાતનો દોષ નથી, તું પવિત્ર જીવન ગાળે છે, ને તરલા–તરલા મ્હારી બ્હેન છે પણ હું એને નાનપણથી ઓળખું છું. તરલા પવિત્ર છે, શુદ્ધ છે; એને માટે કાંઈ સાંભળ્યું હોય, કોઈ દ્વૈષીએ ઉરાડયું હોય તો માનીશ નહી. તરલા જેવી પત્ની મળતાં તું સુખી થઇશ.'

'વસન્તલાલ ! મ્હારી ભૂલ નથી. તરલામાં તમે દોષ જોઇ ન શકો એ સ્વાભાવિક છે.'

'સુમનલાલ ! કદાપિ ભૂજંગ સંબંધી તમે કહેતા હશો, પણ એ વાતમાં કાંઈ જ દમ નથી. નાહક વ્હેમાઈ જીવન બરબાદ ન કરો. લોકમાં નિન્દાપાત્ર થશો. તમે પુરૂષો તો ભૂલાઇ જશો પણ ગરીબ બિચારી તરલા હલકી પડશે. મ્હને ચંદાએ એ સંબંધી વાત કરી હતી, પણ હવે એમાંનું કાંઇ જ નથી. સાહસ[1] ન કરશો એટલી જ મ્હારી ભલામણ છે.'

'એમાં સાહસ જેવું છે જ નહી. મને અનુભવ થયો છે, પુરાવા છે, એટલે એમાં કોઇની સલાહ લેવા જેવું રહ્યું જ નથી.'

'તે હશે, પણ હજી વિચારો. હજી વાત બગડી નથી. ચંદાને વાત કરો. ચંદાના નિરસ થયેલા જીવનમાં રસ રેડનાર, અમારા જીવનને ઓપ આપનાર, અમને સ્વર્ગ સુખે આણનાર તરલા હતી–

૧. ઉતાવળપણું.

છે, તરલા ધારો છો એવી નથી. નથી. એના તરલ સ્વભાવને અંગે, સ્વતંત્ર હરવા ફરવાની ટેવને લીધે, નિડરતાથી[1] બીજાની સાથે વાત કરવાની ટેવને લીધે કદાચ વ્હેમાયા હશો. આપણામાં સ્ત્રીઓ આટલી વય સુધી કુંવારી નથી રહેતી અને આમ સ્વતંત્ર હરી ફરી શકતી નથી, માટે કદાચ લોકો વાત ઉરાડતા હશે. પણ એમનું માની જીવનનો રસ ન ખૂવો. મ્હારી બ્હેન છે માટે કહેતો નથી હો! પણ મ્હારા ઘરમાં દેવી તરીકે પૂજાતી હોય તો તરલા. જરા ચંદાને પૂછો. ચંદા તમારો વ્હેમ કાઢી નાંખશે.'

સુમનલાલ અને વસન્તલાલ માત્ર તરલાને અંગે સગા હતા એટલું જ નહી પણ બન્ને મિત્રો હતા અને તેથી જ આટલી છૂટથી વાત કરી શકયા હતા. સુમન વસન્તલાલની વિનંતિ નાકબુલ ન કરી શકયો અને બીજે દિવસે સવારે દાદર આવવા ને ત્યાં જ જમવાનું નિમંત્રણ સ્વીકારી બન્ને મિત્રો છૂટા પડયા.

---

## પ્રકરણ ૧૭ મું.

---

## અરવિન્દ અને લીલા.

એક વખત મુંબાઇની સોસાયટીની, પાર્ટીઓની, ગરબાની માનીતી લીલા—અરવિન્દ અને ભૂજંગલાલની પ્રેમપાત્ર લીલા—સીક પડી લાનોલી હવાફેર માટે ગઇ હતી તે આપણે અગાઉ કહી ગયા છીએ. લાનોલીમાં ડાકટરોની સારવાર, કૌવત આપે એવી હવા અને માબાપની દેખરેખથી લીલાની તબીયત સુધરતી ચાલી. પરવારી બપોરનાં લીલા સાથે બીઝીક કે ડ્રાફ્ટની રમત રમવામાં લીલાની માનો વખત જતો. 'સ્ત્રીબોધ' જેવાં ચોપાનિયાં વાંચી લીલાના દુઃખી જીવને કાંઇક આરામ આપતી. સુરત કે મુંબાઇની વાત જ લીલાને કાને આવવા

---

૧. ડર વિના, હિમતથી.

દેતી નહી. ભૂજંગલાલ–તરલાની વાત મુંબાઇથી લાનોલી સૂધી આવી હતી; પરંતુ લીલાએ એમાં મરચું મીઠું ભભરાવી જેમ બને તેમ ભૂજંગલાલનો વાંક નિકળે એમ વ્યવસ્થા કરી હતી. લીલાની માતા શરૂઆતમાં અરવિન્દને બદલે ભૂજંગલાલને લીલાના પતિ તરીકે જોવા ઉત્સુક હતી અને અરવિન્દ પ્રત્યે સદ્‌ભાવ નહોતો દર્શાવ્યો એ આપણે જોઈ ગયા છીએ. લીલાના પિતાને અરવિન્દ માટે પક્ષપાત હતો પરન્તુ પત્ની આગળ ત્હેનું ચાલ્યું નહિ, અને લીલા તે વખતે ભૂજંગના મોહભર્યા મીઠા શબ્દથી અંજાઈ ગઇ હતી, અને તેની પ્રિય સખી વિનોદે અરવિન્દ સામે કાન ભંભેર્યા હતા એટલે લીલાને પણ અરવિન્દ અકારો થઈ પડયો, અને ઉત્સાહભેર આવેલા અરવિન્દને નિરાશ કરી કાઢયો. વખત જતાં ભૂજંગલાલ પ્રત્યેનો મોહ ઓછો થતો ગયો નહિ, પણ ભૂજંગલાલ તરલાની પાછળ ભમે છે, ભૂજંગલાલને પોતાના કરતાં તરલા વધારે ગમી છે, એ વિચારે લીલાના જીવનની મજાહ ઉડી ગઈ. સંસાર શુષ્ક[1] લાગ્યો. પોતાની પ્રિય વસ્તુ–સંસારનો આધાર–સુખનું સાધન-તરલાએ ઝુંટાવી લીધું, એવી સમજથી લીલા તરલા ઉપર ચ્હીડાઈ, એના ઉપર બળવા લાગી. પણ શું કરે! પોતાના માનીતા ભૂજંગે જ પોતાને તરછોડી ત્યાં તરલાનો શો વાંક! આમ હૃદયનું ખૂન કરનાર ખૂનીને શા માટે ફાંસી ન દેવી જોઇએ એમ લીલાની માતાને થયું. લીલાની સ્થિતિ કફોડી થઇ પડી. પોતાને માટે મરી પડતા અરવિન્દને પોતે તિરસ્કાર્યો. જેને માટે પોતે મરી પડતી તેણે પોતાને તિરસ્કારી. આ બધાંના પરિણામે લીલાનો મંદવાડ આવ્યો અને વ્હાલસોયાં માબાપ હીઝરાતી–ક્ષયપીડિત[2] દીકરીને લઈ લાનોલી ગયાં, અને ત્યાં સાત આઠ મહિનાની લાગત સારવારથી લીલા સાજી થઇ.

લીલા ફરીને મુંબાઇ આવી. પહેલાં અને હાલની લીલામાં આસમાન જમીનનો ફેર હતો. લીલાનું હલેતાપણું જતું રહ્યું હતું. પક્ષીની પેઠે તેનો ફડફડાટ અને આનંદી સ્વભાવ નાશ થયો હતો.

---

૧. સુકો, રસ વિનાનો. ૨. ક્ષય–ખહીથી પીડાતી.

સંસાર વનમાં કાંટા છે જ નહી એ માન્યતા જતી રહી હતી. સઘળું સારૂં જ—આનંદમય છે એમ લીલા હવે સમજતી નહી. લીલા મુંબાઇ આવી વિનોદને મળી. પહેલી જ ભૂજંગલાલની વાત નિકળી. ભૂજંગે લીલાને છોડી તરલાને માટે ફાંફાં માર્યાં, ત્હેની સાથે લગ્નક્રિયા કરવા નહોતો ઇચ્છતો તે, લીલાને તિરસ્કાર, વીણા પાછળ ગાંડો થયેલો ભૂજંગ, મદમસ્ત વીણાની બેદરકારી, ભૂજંગની આજીજીની વાતો સાંભળી લીલાથી રોવાઇ જવાયું. અત્યારે તેની નજર આગળ ભૂજંગલાલ અને અરવિન્દ બન્ને ઉભેલા લાગ્યા. અરવિન્દનો તિરસ્કાર અને ભૂજંગ માટે પોતાનાં વલખાં સાંભરતાં શરમાઇ. 'વિનોદ! ખરે કન્યા માટે—યુવાન કન્યા માટે વરની યોગ્યાયોગ્યતા[1] જોવા માટે કન્યા પોતે લાયક નથી, માબાપ જ છે. તે વખતે મ્હને કોઇએ એમ કહ્યું હત કે અરવિન્દને જ પરણવું પડશે તો હું ઝેર ખાઇ મરત. જે ભૂજંગ મ્હને સ્નેહની મૂર્તિ લાગતો હતો તે જ ભૂજંગલાલ અત્યારે કેવો છે તે સમજી શકું છું. મ્હને અત્યારે લાગે છે કે જે થાય છે તે સારા માટે જ. ભૂજંગને પરણીને હું દુ:ખી થાત. કદાચ ભૂજંગને ન પરણવાથી આપઘાત કરવા ધારતી હતી તે પરણીને બીજે જ દહાડે કરત......હાય! હાય! શુદ્ધ સ્નેહની સાચી મૂર્તિ અરવિન્દનો મ્હેં કેવો તિરસ્કાર કર્યો હતો!'

અરવિન્દનો તિરસ્કાર. અરિવન્દ ક્યાં હશે, અરવિન્દ પરણ્યો હશે કે કેમ? એજ વિચાર લીલાને આવવા લાગ્યા. હમણાં અરવિન્દનું નામ પણ લીલાએ સાંભળ્યું નહોતું. તે દિવસે અરવિન્દ દાદર ઉપરથી ઉતર્યો ને સામેથી ભૂજંગલાલ હરીફ આવ્યો તે દિવસથી અરવિન્દ લીલાના મગજમાંથી ખસ્યો હતો. મુંબાઇ આવતાં, ભૂજંગલાલની હકીકત સાંભળતાં અરવિન્દ સાંભર્યો. એટલું જ નહિ પણ ઘરનાં બારણાં ઉઘડતાં અરવિન્દના ભણકારા લાગવા લાગ્યા. ટપાલવાળાને જોતાં રખેને અરવિન્દનો કાગળ હોય એમ ભાસવા માંડયું.

---

૧. લાયકી, નાલાયકી.

બીજી બાજુ અરવિન્દની જુદી જ સ્થિતિ હતી. બબ્બે વાર મુંબઈ આવી ગયો. લીલા જેવી પત્ની મળતાં ગૃહસંસાર સુખમાં ગાળવાની મોટી ઉમેદો રાખ્યા પછી નિરાશ થતાં મોહમયી મુંબાઈ, મુંબાઇની સોસાયટીને તિલાંજલી[1] આપવા નિશ્ચય કર્યો. પરન્તુ હૃદયમાંથી લીલાની રમ્ય મૂર્તિ ખસેડી શકયો નહી. ત્હેની સાથે લગ્ન ઉપરથી જ એની વૃત્તિ ઉડી ગઇ. એના ગામડાના શાંત જીવનમાં શાન્તિ વધારનાર, સ્નેહરાજ્ય સ્થાપનાર પત્ની પોતાને ન મળે તો કેવળ ઇન્દ્રિયસુખ માટે પત્નીની જરૂર અરવિન્દને નહોતી. અરવિન્દના વિચારો, અરવિન્દની જીવન-ભાવના ઉંચી હતી. લીલાને છોડી અરવિન્દ પોતાને ગામ આવ્યો, ત્યાં એકવાર વસન્તલાલ આવ્યો અને લીલા ભૂજંગની આડકતરી રીતે ખબર પૂછી. ભૂજંગે લીલાને ત્યજી ને લીલા ગંભીર મંદવાડમાં છે એની ખબર મળી હતી. પરંતુ હવે આ સ્થિતિએ પહોંચ્યા પછી ખબર કહાડવી ઠીક ન લાગતાં મુંગો રહ્યો. પોતાની જાગીર કેવી રીતે સુધારવી, ખેડુતોને કેમ સુખી કરવા, એજ અરવિન્દનું એક ધ્યાન હતું. પોતાના ખેડુતોમાં દારૂ અને જુગાર બંધ થવા માટે વ્યાખ્યાનો કરવા કે સભાઓ ભરવાને બદલે એણે પોતાને ખરચે નાની નિશાળ સ્થાપી દરેક ખેડૂતને ભણવાની અનુકૂળતા માફક શિક્ષણદ્વારા કરી આપી. જન્માષ્ટમી કે એવા પર્વને દિવસે ગામડીઆ લોકો જુગાર રમે છે એ વાત ખરી, પરન્તુ વધારે સુધરેલા ઘોડાની શરતમાં કે બીલીયર્ડમાં પૈસામાં પૂળો નથી મૂકતા? આખા વર્ષ દરમિયાન તાપ-વરસાદમાં મહેનત કર્યા પછી કાંઇ ગમત જોઇએ. દારૂથી થાક ઉતરી જાય છે, જુગારબાજી ઘડીભરની ગમત છે, વર્ષમાં એક દહાડો રમવામાં વાંધો નહી, એમ માનતા અજ્ઞાન લોક બીજું શું કરે? આનંદનું બીજું સાધન એમની આગળ મુકો તો પછી દારૂ જુગાર એની મેળે જશે. અરવિન્દ આ સમજતો અને આને માટે જ નિશાળો ઉઘાડી, વાર તહેવારે હરિકથા, ભજન કે કોઈ

---

૧. હમેશને માટે છોડી દેવું એ માટે આ શબ્દ વપરાય.

ભાટચારણ પાસે વાતો કહેવડાવવાનું નક્કી કરી ખેડુતોને ભેગા કરતો. ખેડુતોને ત્યાંની મીજલસોમાં જાતે હાજર રહેતો, દુનિયાની નવાઇઓ, બનાવો કહેતો. નકશાઓ મંગાવી એમના જ્ઞાનની સીમા મ્હોટી કરતો, ટેલીસ્કોપ કે ફોનોગ્રાફ મંગાવી એમને મોજ આપતો. આમ જ્ઞાન, ગમ્મત અને અરવિન્દના સમાનભાવથી[1] ખેડુતોમાંથી દારૂ અને જુગારની બદી દૂર થઈ. અરવિન્દને હવે મુંબાઇ સાંભરતું નહોતું. કાઠિયાવાડમાં ચોરવાડ, વેરાવળ કે પ્રભાસપાટણમાં એકાદ દિવસ જઈ આવતો અને જે આનંદ ત્હેને ત્યાં પડતો તેવો આનંદ મુંબાઇમાં નહી પડે એવી એને ખાત્રી થઈ હતી. વસન્તલાલે બેચાર કાગળ લખ્યા હતા, પણ અરવિન્દ એકનો બે થયો નહી. 'મુંબાઈ! મુંબાઇ શા માટે જવું? લોકો પાસે મશ્કરી કરાવવા? ત્યાં જાઉં ને લીલાને જોઉં, કોઈ લીલા માટે પૂછે તો? લીલા માટે આવ્યા હશો! બબેવાર હાર ખાધા પછી મુંબાઈ શા માટે જવું? બળવા માટે? ગઇ ગુજરી કોણ ઉઘાડે.' લીલાના મનની સ્થિતિ અરવિન્દ જાણતો હત, ભૂજંગલાલનો હવેનો ઇતિહાસ એને મળ્યો હત, પોતાને માટે લીલાના વિચારો જાણ્યા હત, લીલા—વ્હાલસોઇ લીલા—અરવિન્દના નામની જપમાળ જપે છે એમ જાણતો હત તો મુંબાઇને ધિક્કારનારો અરવિન્દ ફરીને એકવાર લીલા પાસે જાત. પણ અરવિન્દ આમાંનું કાંઇજ જાણતો નહી અને આવી સ્થિતિમાં પોતાને માટે હલકો અભિપ્રાય બંધાવવા જવું યોગ્ય ન ધાર્યું.

પરંતુ એમ બન્યું કે એની જાગીરને અંગે મુંબાઇ જવાનું આવ્યું. અરવિન્દને મુંબાઈ જવાનું આવતાં મુંબાઇના ભૂતકાળના સઘળા દિવસો સાંભર્યા. 'બસ! મુંબાઇ જવું તો ખરૂં, પણ બ્હારો-બ્હાર હોટેલમાં ઉતરી કામ કરી બીજે દિવસે ત્યાંથી નિકળી જવું' એમ નકી કરી અરવિન્દ મુંબાઇ આવ્યો. તાજમહાલ હોટલમાં ઉતર્યો. જે કામે આવ્યો હતો તે કામ પૂરૂં ન થયું. એક દિવસ રહેવું પડયું, સાંજના બેકબે ઉપર ફરવા ગયો અને બેકબેની રેતીમાં જઈ અસ્ત

૧. એક સરખા ગણવાની લાગણીથી.

પામતા સૂર્ય, ઉછળતા સમુદ્રને જોઇ હૃદયના ભાવો ઉછળતા જુવે છે ત્યાં કોઇએ ખભા ઉપર હાથ નાખ્યો. અરવિન્દ ચમક્યો ને પાછળ જુવે છે તો વસન્ત.

'વસન્ત ! તું અહીં ક્યાંથી ?'

'કોઇને ન મળવું કરી અહીં રેતીમાં બેઠો ત્યાં તું આવી ચડયો !'

'કેમ ! ત્હારે નહોતું મળવું એમ ને? હું તો લીલા નથી ને?'

'વસન્ત! જે વાત સંભારવામાં માલ નહી તે શા માટે સંભારે છે?'

'હશે, નહી સંભારીયે. બોલ ક્યાંથી–ક્યારે આવ્યો?'

'કાલ આવ્યો, આજ જવાનો હતો, પણ રોકાઈ રહ્યો. કાઠિયાડનાં ગામડાંમાં મુસાફરી કરી.'

'તે તો ખબર છે કે ભાઇને ધૂળવાળા રસ્તા, ખેતરો, છાણ-માટીનાં ઘરો એવું જ ગમે છે, શહેરને નામે સુગ છે.'

'હા. તમારાં શહેરોમાંની મીલમજુરો અને માલેકો વચ્ચેની તકરારો અમારે ત્યાં નથી. તમે શહેરીઓ, પૈસાદારો ગરીબનો કચ્ચરઘાણ વાળવા બેઠા છો.'

'અમારે ત્હારો Lobour Question (મજુરોનો પ્રશ્ન) નથી સાંભળવો. પણ ત્હારે દાદર આવવું પડશે.'

'ના, મ્હારે કાલે તો જવું છે.'

'તે હશે, પણ આવ્યા વિના છૂટકો નથી. નહી ચાલે, ને સુમન આવ્યો છે.'

'સુમન આવ્યો છે? તરલાનું શું થયું? કહે છે ભૂજંગ—'

'લોકઅફવા ઉપર તું પણ વિશ્વાસ રાખે છે? આવજે એટલે બધું સાંભળીશ.'

'બીજું કોણ કોણ આવનાર છે?'

'ત્હારી મરજી હશે તો લીલાને બોલાવીશ—'

એટલામાં લોકલ આવી ને અરવિન્દને સાહેબજી કરી વસંત દોડયો.

# પ્રકરણ ૧૮ મું.

## મંડળ મળ્યું.

દાદરમાં વસન્તલાલના બંગલામાં આજ ઉત્સાહ–ચિંતા–ધાંધલ હતાં. અરવિન્દ, સુમનલાલ ઉપરાંત બીજા કેટલાક મહેમાનોની આજ પરોણાગત કરવાની હોવાથી ચંદા વ્હેલી ઉઠી રસોઇની ખટપટમાં પડી હતી. વસન્તલાલ ઘરમાં બ્હારની વ્યવસ્થામાં રોકાયો હતો. છોકરાંને તો આજ હૈયામાં હરખ માતો નહોતો. જમવાનું હતું; સુમન ફુવા, અરવિન્દ કાકા આવવાના હતા. વસન્તલાલ આજ ઉત્સાહભર ફરતો હતો, પરંતુ સુમનલાલનું મુંબાઈ આવવાનું કારણ જાણ્યું હતું ત્યારથી તરલા ખાતર એનો જીવ ઉદ્વેગમાં[1] હતો. કેમે કરતાં તરલાનું ઠેકાણું પડે અને સુમનલાલ સમજે એજ ચિંતા હતી, અને ચંદાને ગમે તેમ કરી શાન્તિ ફેલાવવા કહેતો હતો. ચંદા બિચારી તરલા માટે મરી પડે એમ હતી. પોતે ભૂજંગલાલનું સાંભળી સુરત ગઈ હતી; શરતમાં તરલાની સ્થિતિ જોઇ હતી અને તરલાની સાથે વાત કરી સુમનલાલ પ્રત્યેનો સ્નેહ જાગૃત કરાવી આવી હતી, છતાં પાછું આમ કેમ થયું એ ચિંતા હતી. ચંદાને તરલા સંબંધી જ વ્યવસ્થા કરવાની હત તો તે આટલી નિરાશ ન થાત. પરંતુ અરવિન્દ આવ્યો છે એ ખબર મળતાં જ પોતાની નાની બ્હેન લીલા સાંભરી. લીલા ને અરવિન્દનું ચોકઠું બેસે તો ગંગા ન્હાઈ એમ એને થતું હતું. પણ અરવિન્દ ગાનશે કે કેમ તે શક હતો. અરવિન્દ બબેવાર મુંબાઇ આવી નિરાશ થઈ પાછો ગયો હતો તો પછી એને હવે કેમ કહેવાય ?

આમ પોતપોતાની ઉપાધિથી[2] ચિંતાગ્રસ્ત થયેલાં પતિપત્ની મહેમાનો માટે વ્યવસ્થા કરતાં હતાં ત્યાં મહેમાનો આવવા મંડ્યા. હસતે મ્હોડે ને ઉછળતે હૃદયે વસન્તલાલ અને ચંદા મહેમાનોને

---

૧. ચિંતામાં. ૨. જંજાળ.

આવકાર આપતાં હતાં, અને મહેમાનો પણ આ સુખી કુટુમ્બને જોઇ આનંદ પામતા હતા. વસન્તલાલ બારણા પાસે જ ઉભો હતો. આવવામાં માત્ર અરવિન્દ આવ્યો, અને મીટીંગો, પાર્ટીઓને ધાંધલ માનનારો અરવિન્દ એકદમ બોલી ઉઠયોઃ

'વસન્તલાલ ! હું મોડો તો નથી ને ? મહેમાનો વધારે લાગે છે. હું પછી મળવા આવું તો ? કોણ કોણ છે ?'

'ભલે ! પછી આવવું હોય તો પછી આવજે, પણ લીલા આવી છે !'

લીલાનું નામ સાંભળતાં જ અરવિન્દ ઢીલો થઈ ગયો. પછી આવવાનું નામ જ ન લીધું. લીલાની ઘરની અંદરની છેલી મુલાકાત પછી—લીલાના ગંભીર મંદવાડ પછી—લીલાને આજ જ મળવાનું હતું. હવે શું કરવું ? રહેવું કે જવું ? લીલાએ ના પાડી હતી. લીલા ઉપર પોતાનો કાંઈજ હક નહોતો, છતાં લીલાના દર્શન કરવા, લીલાના દેદાર જોવા, લીલાની સાથે બને તો બે અક્ષર બોલવા અરવિન્દ તલપી રહ્યો હતો, અને ધબકતી છાતીએ, હમણાં સામી લીલા મળશે એ બ્હીકે અંદર દાખલ થયો.

'અરવિન્દ ! હમણાં મહેમાન બહુ છે. તમારી મરજી હોય તો પછી આવજો, હમણાં જરૂર નથી.'

'બહુ સારૂં ! મ્હારે ચંદાને મળવું છે, ત્હમને નહી.'

'ચંદાને કે પછી ચંદાની બ્હેનને !'

અરવિન્દ અને વસન્તલાલ હૉલમાં દાખલ થયા. ચક્રવાક પક્ષી ઝાડ ઉપર બેઠેલાં અસંખ્ય પક્ષીમાંથી પણ પ્રિય ચક્રવાકીની આંખો ઓળખી કહાડે છે તેમ હૉલમાં બેઠેલા મંડળમાંથી વાયરલેસ ટેલીગ્રાફી-ની માફક અરવિન્દે લીલાને—લીલાની આંખોને—તે દ્વારા લીલાના હૃદયને ઓળખી કહાડયું.

લીલા—પ્રેમઘેલી—દુઃખી લીલા—મંદવાડ પછી વધારે નરમ થઇ

ગઇ હતી. એનું કુમળું હૃદય વધારે મૃદુ[1] થયું હતું. અરવિન્દ ગામમાં છે—અહીં આવનાર છે—એ લીલા જાણતી નહોતી, અને ખંધી—સ્નેહાળ ચંદાએ કહ્યું પણ નહોતું. વસન્તલાલની સાથે અરવિન્દને જોતાં જ લીલાની છાતીમાં અજબ ધબકારો થયો. એ ધબકારો પોતેજ સાંભળી શકી. ધબકારા સાથે ભુજંગલાલ અને અરવિન્દની મૂર્તિઓ ખડી થઈ. અરવિન્દને ના પાડેલી સ્થિાત સાંભરી અને એની આંખમાં ઝળ-ઝળીયાં આવ્યાં. અરવિન્દ અને ચંદાએ લીલાની સ્થિતિ જોઈ. અર-વિન્દ માનાપમાન ભૂલી જઇ, વિનય ખાતર નહી પણ એક મનુષ્ય તરીકે, પ્રભુપ્રેમ ખાતર લીલા પાસે ગયો અને બોલ્યો, 'કેમ છે લીલા! તબીયત હવે તો સારી છે ને ?'

લીલાને અરવિન્દના પ્રશ્ને, થોડા સમયથી વિસરાઈ ગયેલા અવાજે હૃદયમાં કાંઇ કાંઇ લાગણી ઉત્પન્ન કરી. અરવિન્દના ઉપર જે ભાવ અત્યારે થયો હતો, અરવિન્દ માટે જે પ્રેમ ઉત્પન્ન અત્યારે થયો હતો તેવો ભાવ, તેવો પ્રેમ લીલાને પહેલાં કદી થયો નહોતો.

'આપણે ઘણા દિવસે મળ્યાં. ત્હમે તો પછી મુંબાઈ આવ્યા જ નહિ.'

અરવિન્દ લીલાનું હૃદય સમજ્યો. લીલાની આંખમાં આંસુ હતાં, લીલાનું શરીર ધ્રુજતું હતું, એનાથી લાગણીના જોરે બરાબર બોલાતું નહિ. વસન્તલાલ, સુમનલાલ, ચંદાના મનમાં બીજાજ વિચાર ચાલતા હતા એટલે અરવિન્દ અને લીલાને સ્વતંત્ર રીતે વાત કર-વામાં બહુ મુશ્કેલી નડી નહી. બારી પાસે ખુરસીમાં બેઠાં અને નાજુક વાતો ચાલી. અરવિન્દ ખાનગી કામે મુંબાઇ આવ્યો હતો, લીલા ગામમાં હોય તોએ ન મળવું એ નિશ્ચય કર્યો હતો, છતાં વસન્તલાલના આગ્રહથી જ આજ આવ્યો હતો, ત્યાં લીલા મળી ગઇ અને આજ નવી જ સૃષ્ટી ભાસી. જીવનમાં રસ પડવા લાગ્યો. લીલાની આશા બંધાઇ એટલું જ નહી પણ જે લીલા અને પોતાની વચ્ચે

૧. નરમ.

અંતર લાગતું હતું તે મટી જઈ લીલા અને પોતે હૃદયથી વધારે જોડાએલાં લાગ્યાં.

એક બાજુ એક હૃદયમાં આનંદ છવાતો હતો, સંસાર સુખમય લાગવા માંડતો હતો, પ્રેમનો વિકાસ[1] થતો હતો, ત્યારે બીજી બાજુ આનંદનું નામ નહોતું, સંસાર અરણ્ય જેવો લાગતો હતો, પ્રેમ એ માત્ર ખોટો શબ્દ છે, એમાં કાંઇ જ નથી એમ ભાસતું હતું. સુમનની આ સ્થિતિ હતી. વસન્તના આગ્રહથી આવ્યો હતો ખરો પણ એને જરાયે શાન્તિ નહોતી. ચર્ચગેટના સ્ટેશન ઉપર આપઘાત કરતાં અટકાવનાર છોકરાં કાળસમાન લાગ્યાં હતાં. તરલાની સર્વ વસ્તુઓ, તરલાનાં સર્વ સગાં ઝેરસમાન લાગતાં હતાં. અરવિન્દ અને લીલાની વાતો, એમના ભાવ જોઈ એના પોતાના હૃદયમાં કાંઇ કાંઈ થઇ જતું. ચંદા આ સઘળું જોયા કરતી હતી અને સુમન સાથે વાત કરવા પ્રસંગ ખોળતી હતી, એટલામાં સુમન જ ચંદા પાસે આવ્યો.

‘ સુમનભાઇ ! હું તમને જોઈ આજ બહુ રાજી થઇ છું. મ્હારે તમારી સાથે વાત કરવી છે, બેસો. ’

જે સુમન ચંદાને મળવા, એની સાથે વાત કરવા હંમેશાં ઉત્સુક રહેતો તે જ સુમનને પાંચ મીનીટ કાળ જેવી લાગી. અહીંથી ક્યારે છૂટકો થાય એ ઇચ્છાએ જવાબ આપવા ખાતર જ જવાબ આપવા લાગ્યો.

‘ સુમનભાઇ ! સુરતમાં શરત પછી હું તમને મળી હતી. બધું ઠંડું પડયું હતું છતાં આજ આમ કેમ ? તમે અહીં કેમ ન ઉતર્યા ? પૂલ ઉપર શું કરતા હતા ? ’

‘ ચંદા બ્હેન ! કાંઇ નહી. તમને મળ્યો એ ઠીક થયું. હું આજ સાંજના કે કાલ સવારના જવાનો છું. ’

‘ વારૂ ! પણ તરલા કેમ છે ? એને વિશે તો કાંઈ જ તમે કહેતા નથી. ’

---

૧. ખુલવું.

'હું ધારૂં છું કે એને શરીરે સારૂં છે.'

'ધારૂં છું એમ કેમ બોલ્યા? સુમનલાલ! તરલાને હું લીલા કરતાં પણ વધારે ચાહું છું. આજનું મ્હારૂં સુખ તરલાને લીધે જ છે. હજી તરલા ઉપરથી વ્હેમ ગયો નથી? તરલાનો વાંક હતો–હશે પણ વાત બગડી નથી. તરલાની સાથે વર્તતાં આવડવું જોઇએ. કેટલીકવાર ધિક્કારવાથી–ત્યાગવાથી અનેક માણસોનો પાત[1] થાય છે, આથી ઉલટાં ક્ષમાથી, લાગણીથી પડતાંને બચાવી શકાય છે. તરલા સાથે જરા ક્ષમાથી વર્તો, એને પ્રેમથી અમુક રસ્તે જતાં અટકાવો ને તે ત્હમારી થશે, જગતમાં નમુનેદાર સ્ત્રી થશે. મ્હારા અહીં આવ્યા પછી શું થયું તે તો કહો."

'ચંદા બ્હેન! મ્હને તમારે માટે માન છે એટલે બહુ બોલી શકતો નથી. તમને વસન્તલાલે બધું કહ્યું હશે જ. મ્હેં ના કહ્યા છતાં શણગારભાભીને ત્યાં એ ગઇ, ત્યાં ભૂજંગને મળી, મ્હેં ખાસ બોલાવી ત્યારે ના આવી ને ચાલી ગઈ. હું નહીં કે એ નહીં એમ મ્હેં કહ્યું હતું છતાં મ્હને ગણકાર્યો પણ નહીં. આથી વધારે શી સાબીતી? આપણી ન્યાત જ ખરાબ છે. સગાઇ તોડાય નહી, આમ સાબીતી છતાં ન તોડાય? હું આપઘાત કરવાનો હતો ત્યાં કીકી નડી ને મ્હારી બધી યુક્તિ ભાંગી ગઇ. ગમે તેમ થાય તો પણ હવે તરલા નહી. તમને દેવી લાગતી હશે, મ્હારે મનથી તે રાક્ષસી છે.'

એટલામાં હૉલમાં કોઈ દાખલ થયું એટલે વાત અટકી. ચંદા ઉશ્કેરાઈ ગઇ હતી. તરલા નાહકની ગુન્હેગાર ગણાઇ હતી અને એના ઉપરથી તહોમત દૂર કરાવી તરલાનું જીવન સુખમય કરી આપવું એજ ઉદ્દેશથી સુમનલાલને પોતાના ઓરડામાં લઈ ગઇ. બન્ને સામસામાં બેઠાં ને ચંદા બોલી:

'સુમનલાલ! હું જરાયે ભૂલતી નથી. તમે પૂરેપૂરી તપાસ જ કરી નથી!'

---

૧. નાશ.

'એટલે ! નજરે જોઇ એ વાત ખોટી ? ઢોંગીલીએ મ્હને ચાહ પાયો, એજ સતિ પોતાના—ને મળવા શણગારભાભીને ઘેર ગઈ, એના—ને બચાવવા મ્હેં બોલાવી છતાં ન આવી. એને હું નથી ગમતો, ભૂજંગ ગમ્યો લાગ્યો છે. કોણ જાણે કોઈ દેવળમાં જઈ વીંટી બદલાવી આવ્યાં હોય તોએ શી ખબર પડે ? રખેને મ્હને ઝેર આપે !'

'સુમનલાલ ! સુમનલાલ ! આ શું બોલો છો ? તરલા અને ખૂન, તરલા અને પાપ, એ બે બને જ કેમ ? પવિત્ર તરલાના હૃદયમાં એ વિચાર આવે એ હું માનું જ નહિ.'

'ચંદા બ્હેન ! શું ત્યારે હું ખોટો ? મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. તરલા ! તરલાની સાથે પરણી કેવી કેવી ઉમેદો મેં રાખી હતી. તરલા માટે મ્હારા મિત્રોમાં, સોસાયટીમાં બેધડક હું અભિમાન રાખતો. તમે સુરત આવ્યાં ને વાત થયા પછી બધું ભૂલી ગયો. પણ પાછું એનુંએ. ચંદાબ્હેન ! ચર્ચગેટના પૂલ ઉપરથી પડી મરી ગયો હોત તો જ સુખ આવત. તરલા—એક વખતની મ્હારી તરલા આવી—'

'સુમનલાલ ! આમાં કાંઈ ગંભીર ભૂલ છે. એક બીજા માટે વ્હેમ ભરાયો છે અને એ વ્હેમ વધતો જાય એવા પ્રસંગ બને છે, બાકી તમે ધારો છો એમાંનું કાંઇ નથી. તરલા પવિત્ર છે. કદાપિ થોડીવાર એને ભૂજંગલાલના વિચાર આવ્યા હશે પણ એ ક્ષંતવ્ય છે. આપણે માણસ છીએ, દેવ નથી. આ વર મળ્યો હત, અગર આ કન્યા મળી હત એમ વિચાર ન આવે એ કેમ બને ? એવા વિચાર દાબવા, અપવિત્ર વિચારો દૂર કરવા એ ખરૂં, પણ આવે તો તે તરફ ક્ષમાની નજરથી ન જોવું એમ તમે માનો છો ? જુઓ, મ્હારે ત્યાં જ એમની શી સ્થિતિ હત ? તે વખતે રીસાઈને હું પીયર ચાલી ગઇ હત તો લોકમાં ફજેતી થાત અને હું અને એ બે દુઃખી થાત. છૂટા-છેડાના રીવાજથી પણ કલેશ થાત. આ તો તરલા બ્હેન આવ્યાં ને ક્ષમા આપતાં-લેતાં શિખવ્યું અને આજે અમે કોઇ દિવસ નહોતાં

એવાં પતિપત્ની તરીકે જીવન ગાળીયે છીએ. એ પ્રતાપ તરલા બ્હેનનો હોં.'

'ચંદા બ્હેન ! તમારૂં કહેવું ખરૂં છે. તમારી વાત જૂદી હતી. મ્હેં કોઇ દિવસ તરલા સિવાય બીજીનો વિચાર કર્યો નથી. મ્હેં તરલાને હાથમાં રમાડી છે ત્હેનો આવો બદલો ? બસ એ તો એ જ. મ્હારે તરલા ન જોઈએ.'

'સુમનભાઇ ! તરલા મ્હારી બ્હેન નથી. જેટલું લીલા માટે નથી થતું એટલું તરલા માટે થાય છે. એને તજી શું કરશો ? તમે એમ માનો છો કે એ ભૂજંગને પરણશે ? ધારો કે તરલા ખરાબ છે તો એને વધારે ખરાબ બનાવશો ? તરલાનો સ્નેહ હજી તમારી તરફ જ છે. ભૂજંગ ભૂજંગ[1] છે એ એ જાણી ગઇ છે. ભૂજંગ તો વીણાને પરણશે.'

'ભૂજંગ વીણાને પરણે કે નહી તેની મ્હને શી પરવા છે ? તરલાને માફી ! એ ન જ બને ! મ્હેં તરલા માટે સહન કરવામાં મણા નથી રાખી. એને ચાહવામાં મ્હેં મારા કુટુમ્બની દરકાર રાખી નથી. એ મને નર્કમાં[2] લઇ ગઇ છે. લોકો મ્હને તરલાવાળો કરી આંગળીઓ કરે છે. એ પતિત[3] સફેદ રાક્ષસી છે, એનું મારા આગળ નામ ન દેશો. વસન્તલાલ અને તમે ન હોત તો હું આજ અહીં આવત જ નહી. મારૂં જીગર તરલાએ કાપી નાખ્યું છે. મારા કુમળા દીલમાં એણે તીણી છરી ભોંકી છે.'

સુમનલાલ ઉશ્કેરાઇ ગયો હતો. ક્રોધ, વૈરથી તેનું આખું શરીર ધ્રુજતું હતું. આંખમાંથી દેવતા વરસતો હતો. ચંદા તો આભીજ બની હતી. પરન્તુ તરલાની પવિત્રતાની, તરલાના સ્નેહની, તરલાના સ્વભાવની ખાત્રી હોવાથી [4]અડગ હતી અને તરલાની વકિલાત કરવામાં જરાયે પાછી હઠી નહી.

---

૧. સાપ. ૨. દોજખમાં. ૩. પાપીણી. ૪. મક્કમ.

''પતીતપાવન સીતારામ' એ વાક્ય ભૂલી નહી ગયા હો. પ્રાણીમાત્રને–ધિક્કારનારાને પણ ચાહો, એ ધર્મવાક્ય ઉપર વિશ્વાસ નહીં હોય.'

સુમનલાલ હસ્યો, પણ એના હસવામાં તિરસ્કાર સ્પષ્ટ દેખાતો હતો.

'ચંદ્રાબ્હેન ! તે ખરૂં, પણ આપણે જ્હેને ધિક્કારતા હોઇએ ત્હેને શી રીતે ચહાવાય ? માફ કરજો પણ—'

એટલામાં નોકરે આવી ચંદ્રાના હાથમાં તાર મૂક્યો. ચંદ્રાએ તાર ઉકેલ્યો—

" ત્યાં હોય તો સંભાળજો—હું આવું છું.
તરલા "

'સુમનલાલ, કોઇક મહેમાન આવનાર છે ને તેમને તમારી જરૂર છે, માટે આજનો દિવસ રોકાજો–અહીં અગર ફાવે ત્યાં."

'બહુ સારૂં.' કહી સુમનલાલ ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૯ મું.

---

### ઘણે વખતે.

લીલા અરવિન્દની સાથે વાત કરી પાસેના ઓરડામાં ગઇ. અરવિન્દ લુસણીઓ હત–શરમાળ નહોત તો તો ક્યારનોયે લીલાની પાછળ બહાનું કાઢી અંદર ગયો હત. પરંતુ રખેને બીજા ટીકા કરે એ બ્હીકે હૃદય અને નેત્ર લીલાની સાથે ગયાં હતાં છતાં એ ત્યાં ને ત્યાં બેસી રહ્યો.

થોડીવાર થઇ ને બધા ઉઠ્યા. એક, એક બે બેના ટોળામાં ફરવા લાગ્યા. આ લાગ જોઇ અરવિન્દ પણ ઉઠ્યો અને લીલા જે ઓરડામાં હતી ત્યાં ગયો. બારણું ઉઘાડતાં જ લીલાની આંખ એ

બાજુ ગઈ અને ઘણે સમયે મળેલાં બે પ્રેમાળ હૃદયનાં હૈયાં ધબક્યાં, નેત્રે નેત્ર મળ્યાં અને કાંઈક હસાઈ જવાયું.

'મ્હારા મનથી કે ઘણે વખતે હાર્મોનીયમ કે સારંગી સાંભળીશ. અમારા ગામડા ગામમાં તો એ મજાહ ક્યાંથી હોય?'

'હં, મારા મનથી કે બ્હાર ક્યાં સૂધી રહી શકો છો તે તો જાઉં. આખરે બીલાડી ઘી સુંઘતી સુંઘતી આવી ખરી!'

લીલા ભીંત પાસે પડેલા કોચમાં પડી હતી. કોચની પાસે જ એક ગોળ ટેબલ પડ્યું હતું. ટેબલ ઉપર ગુજરાતી ઈંગ્રેજી ચોપડીઓ, કોરા કાગળ, પેનસીલ, ચોપાનીયાં પડ્યાં હતાં. પેનસીલ લઇ લીલા કાગળ ઉપર પોતાનું નામ લખતી હતી અને એ રસ્તે હૃદયમાં થતી લાગણીઓ બ્હાર કાઢતી હતી. લીલા મંદવાડમાંથી હમણાં જ ઉઠી હતી. પોતાનું શું થશે એના વિચાર આવતા હતા. બબેવાર ના કહ્યા પછી અરવિન્દ આવે એ સ્વપ્નામાં પણ નહોતું. ભૂજંગલાલ ઉપર તિરસ્કાર આવ્યો હતો. સુમન–તરલાને છૂટા પાડી પોતે સુમનને લે એ પાપમય લાગતું હતું. અરવિન્દ! શું કરે ને અરવિન્દ મળે એ વિચાર કરતી હતી, ને આમ અરવિન્દ આવ્યો એ એને ગંગા મળી હતી. હરખથી તેનું હૈયું ઉછળતું હતું. અરવિન્દને ક્રોધીને બદલે પ્રેમાળ જોયો એટલે તો વધુ આનંદમાં આવી હતી. બન્ને એકબીજાને મળવા તલપતાં હતાં, છતાં બન્ને એક જ જગાએ મળ્યાં એટલે મુંગા થઈ ગયાં. જીભ જ ઉપડતી નહોતી. આડી આંખે એકબીજાને જોતાં, એમનાં હૃદય વાત કરતાં હતાં, પરન્તુ મ્હોએ બહુ શબ્દો બોલી શકતાં નહોતાં.

આખરે લીલા બોલી, 'જુઓને, મ્હેં નકામા કેટલા કાગળો બગાડ્યા! ચાલો, જાઉં હવે.'

'ઉભી રહે. ઘણા વખતથી પૂછવાનું બાકી છે તે પૂછું—'

લીલા બેઠી પણ શું પૂછવાનું હશે તે વિચારે ગભરાઇને ધીરે રહી બોલી, 'પૂછો.'

અરવિન્દે હાથમાં પેનસીલ લીધી અને કાગળ ઉપર લખ્યું ને કહ્યું, 'આ મારો સવાલ.'

'જ્યા. એ. ન. બ. ક્ષ. ક. બો. હ. ત્યા. હ. મા. કે. તે. વ. મા. એ. વિ. ક. હ. ?'

અરવિન્દના મનથી એમ જ હતું કે લીલા કાંઇ જ નહી સમજે. લીલાએ કાગળ હાથમાં લીધો, બેચાર અક્ષરો વાંચ્યા અને થોડીક વારમાં અંધકાર નાશ પામ્યો. પ્રકાશ પડયો અને હસતી હસતી બોલી:

'અર્થ કહું કે ઉત્તર આપું ?'

'પહેલાં ઉત્તર આપ અને પછી આપણે એકબીજાની અક્કલની પરીક્ષા કરીયે.'

'વારૂ ત્યારે, આ મ્હારો જવાબઃ—

એ. વ. બી. ઉ. અ. એ. ન.'

'સમજ્યા ?'

'બોલ જોઉં, મ્હેં શું પૂછ્યું હતું ?'

"'જ્યારે એ નહી બને, ક્ષમા કરો' બોલી હતી ત્યારે હમેશ માટે કે તે વખત માટે એ વિચાર કર્યો હતો ?' આ તમારો સવાલ ખરો ને ? હવે મ્હેં જવાબ શો આપ્યો તે કહો."

'બરાબર. હવે ત્હારો જવાબ આ હતો: "એ વખત બીજો ઉત્તર અપાય એમ નહોતું." ત્યારે તો મ્હારા પ્રત્યેનો ભાવ ગયો નહોતો.'

'મ્હને તો એમજ થતું કે મ્હને તમે ક્ષમા આપી શકશો કે કેમ ?'

'લીલા ! ક્ષમા ! મ્હને તો એમ થાય છે કે હવે જ આપણે એકબીજાને વધારે ઉંચા સ્નેહથી ચાહી શકીશું. આ વિઘ્નની જરૂર હતી. એથી આપણો સ્નેહ વધારે કસોટીયે ચ્હડયો છે.'

આ બન્ને આમ પ્રેમકથામાં પડયાં હતાં ત્યાં કાંઇક કામસર ચંદા આવી ચડી. ચંદાએ અડધું બારણું ઉઘાડયું ત્યાં બન્નેને મુંગાં કાંઇક લખતાં, વાંચતાં, વંચાવતાં જોઈ ઉભી જ રહી. ચંદા લીલાની

મ્હોટી બેન હતી, લીલાના પ્રસંગોની એને ખબર હતી. એજ લીલા અત્યારે એના એ અરવિન્દ સાથે પ્રેમકથામાં પડી હતી એથી એને શાન્તિ થઈ. પણ તે જ ક્ષણે બ્હેન કરતાં પણ વધારે વ્હાલી તરલાની સ્થિતિ યાદ આવતાં ગ્લાની[1] થઇ. એક બાજુ આ બન્ને હૃદયો છૂટાં પડેલાં જોડાય છે ત્યારે બીજી બાજુ જોડાયલાં હૃદય છૂટાં પડે છે! 'હું શું કરૂં કે તરલા સુમનલાલની થાય! સુમનલાલના હૃદયમાંથી વ્હેમ શી રીતે કઢાવું? તરલા આવે છે એ ઠીક જ છે, ને તરલા આવે છે એ સુમનલાલને નથી કહ્યું એજ સારૂં છે. પણ સુમનલાલનો શો ભરોંસો! કાંઈ નાશી જાય તો? આપઘાત કરી બેસે તો? ના, ના. મ્હેં એમને દેખરેખ રાખવા કહ્યું તો છે. લીલા! લીલા! પરમેશ્વર તને સુખી રાખે, પણ તરલાનું જ્યાં સુધી સ્થીર થયું નથી ત્યાંસૂધી ત્હારી આ બ્હેન જંપીને બેસવાની નથી.'

ચંદાને ઓરડામાં જવું હતું એટલે મ્હોં કાવકું રાખી દાખલ થઈ ને બોલી: 'અરવિન્દ ભાઈ! માફ કરજો. ગામડામાં રહેનારાઓમાં આવી લુચ્ચાઇ હશે એ મ્હેં નહોતું ધાર્યું. આમ કોઇને ત્યાં મહેમાન થઈ એમના જ ઘરમાં છાની વાતો કરવી એ તમારા જેવાને માટે લાયક નહી.'

'ચંદા બ્હેન! બોલાવનારાં તમે જ હતાં. હવે તો તમારા હાથમાં આવાવાના. તમને ન ગમતું હોય તો આ જઇએ, લ્યો.'

અરવિન્દ ઉઠયો અને મહેમાનો પણ કલાક પછી જવા મંડયા. અરવિન્દને રાતના ઉંઘ ન આવી. ઉંઘતાં અને જાગતાં લીલાની મૂર્તિ કનડવા લાગી. મયદાનીયાની લીલા અને અત્યારની લીલા સરખાવવા લાગ્યો. તે વખતે પોતે ઉતાવળ કરી નાશી આવ્યો એમ લાગ્યું. આખી રાત પથારીમાં તરફડીયાં માર્યાં પછી સહવાર થતાં જ ઉઠયો. પરવારી લીલાના ઘર તરફ ગયો. ગઇ વખતે 'હું જ મૂર્ખો' કહેનારો

---

૧. શોકાતુર.

અરવિન્દ હોંશભર્યો જતો હતો. લીલાના ઘરમાં પેસતાં જ જુનો પટેલ મળ્યો.

'અરવિન્દ ભાઇ! તમે ક્યાંથી? ઘણે વખતે? આપને કોને મળવું છે? શેઠને કે બ્હેનને?' પટેલ અંદર ખબર કરવા ગયો ત્યાં અરવિન્દ અંદર દાખલ થયો. 'આ જ દાદર! આ જ દાદર ઉપરથી નિરાશ થઈ હું ઉતરતો હતો. એ વખતે મ્હારા મનની શી સ્થિતિ હતી! આમ થશે એમ કદી ધાર્યું હતું?' આખા હૉલમાં નજર કરી તો એજ ચીજો હતી, પણ અત્યારે દરેકે દરેક ચીજ પ્રિય લાગતી હતી. અરવિન્દ આરામ ખુરશી ઉપર પડ્યો. સામે મોટો અરિસો હતો. એ અરિસામાં પોતાની જાતને જોતો હતો ત્યાં પાછળથી કોઈ આવતું હોય એમ લાગ્યું. નાજુક બંગડીઓનો મધુર અવાજ આવ્યો. અવાજ આવતાં વળી તકતામાં નજર પડી, અને પ્રત્યક્ષ આંખ મળે તે પહેલાં પ્રતિબિમ્બ[1]માં આંખો મળી અને નેત્રો હસ્યાં. અરવિન્દ ઉભો થયો. લીલા સામી આવી ઉભી. લીલાની પણ અરવિન્દના જેવી જ સ્થિતિ હતી. આખી રાત અરવિન્દના વિચારમાં ક્યાં ગઈ તેનું તેને ભાન નહોતું. ક્યારે સહવાર પડે ને અરવિન્દ ક્યારે આવે એમ થતું હતું ત્યાં માજી આગળ પટેલે વધી આપી. અરવિન્દને જોવા લીલા બીજે રસ્તે થઇ આવી અને નેત્રથી જોઈ હૃદયને સંતોશ્યું.

'લીલા! લીલા! શું આ ખરૂં છે? 'એ નહી બને' એવું સાંભળવાનો વખત તો ફરી નહી આવે ને?'

'અરવિન્દ! હવે એ વાત સંભારી મ્હને દુઃખી ન કરો.' એટલામાં સામેથી લીલાની માતા આવી અને લીલા આઘી ખસી ગઈ. માતા અરવિન્દ અને લીલાને જોતાં જ તેમના હૃદયના ભાવ સમજી ગઈ હતી. જે માતા અરવિન્દને ધિક્કારતી હતી, જે માતા ભૂજંગને જમાઇ કરવા તલપાપડ થઈ હતી તે જ માતાને અરવિન્દ ગમ્યો

---

૧. પડછાયામાં.

હતો. પોતાની ભૂલ સમજી હતી અને કેવળ બ્હારના ડોળથી અંજાઇને કેટલાં માબાપો પોતાનાં છોકરાંને, તેમાંએ છોકરીઓને હિંદુ સંસારમાં પરણાવી નાખી દુઃખનું કારણ થઈ પડતાં હશે તે સંભારી દીલગીર થઈ. તેમાંયે લીલાનો ભયંકર મંદવાડ, તેમાંથી બચવું એ યાદ આવતાં લીલાની માતા ઢીલી થઇ ગઇ અને કુમળું હૃદય આ બન્નેને જોઇ વધારે પ્રેમાળ બન્યું.

'અરવિન્દ ભાઇ ! ક્ષમા કરજો, તમે સમજુ છો.'

'માજી, કાંઈ નહિ, એમાં તમારો વાંક નથી. હું પણ ઉતાવળીયો ઓછો નહોતો.'

'પરમેશ્વરે જ તમને મુંબાઇ બોલાવ્યા. હવે તમારી થાપણ લઇ જાઓ એટલે ગંગા નાહ્યા. ખરે ! દીકરીઓ નહી માંગતા હોય તેમાં ડહાપણ છે.'

'થાપણ ! પહેલી કાયદેસર થાપણ કરી આપો પછી વાત.'

'કહો તો કાલ.'

'કાલ ? ના, ના. કાંઇ તૈયારી કર્યા વિના એમને એમ થાય ? હવે તો બીજો કોઇ ભૂજંગ કે સાપ નથી નડવાનો ને ? વખત છે વિનોદ બ્હેન જેવાં આવી સલાહ આપે ને મન ફરે તો કોણજાણે !'

'અરવિન્દ ભાઈ ! હવે તે બને ? લીલાના બાપ મુંગા રહ્યા હતા જે લીલાના મંદવાડને લીધે જ. એમણે મને ઠપકો આપ્યો છે તે મ્હારૂં મન જાણે છે. એ તો સારૂં થયું કે લીલા જીવી અને મ્હોં રહ્યું, બાકી અમારૂં મ્હોં બ્હાર કાઢી શકત નહી. આવતા અડવાડીયામાં લગ્ન કરીયે તો વાંધો છે ?'

'વાંધો તો કાંઇએ નહિ પણ ન્યાતજાતની રીત પ્રમાણે કાંઈ ઘરેણાં, લુગડાં લત્તાં તો કરવાં ને ?'

'મ્હારી તરફથી કોઇએ નથી. આપણે તો ચંદા બ્હેનને સોંપવાનાં છીએ.'

લીલા–અધીરી–શરમાળ લીલા પોતાની માતા અને પ્રિય અરવિન્દ વચ્ચેની વાતો સાંભળતી હતી, અને ભૂતકાળના દુઃખ પછી ભવિષ્ય જોઈ આનંદ પામતી હતી. લગ્ન આવતા અઠવાડીયાને બદલે આગળ ઉપર રાખવાની અરવિન્દની ઇચ્છા અધિરી લીલાને બીલકુલ ગમી નહી. 'એ વળી ડાહ્યા થાય છે તો ! લુગડાં અને ઘરેણાં મ્હારે નથી જોઈતાં. એકવાર લગ્ન થવા દોને, કોણ જાણે શાંયે વિઘ્ન આવે ' એમ થતું હતું. ત્યાં લીલાની માતા ' ઠીક છે, એ થઇ પડશે' કરી ચાલી ગઇ અને આખા હૉલમાં પાછાં બન્ને એકલાં પડયાં. લીલા અરવિન્દની પાસે આવી ને બોલી, ' કેમ ! લગ્ન આવતા મહિનામાંએ વ્હેલાં પડશે કેમ ખરૂં ને ? આવતે વર્ષે રાખીયે તો શું ખોટું ? '

' લીલા ! મ્હારા મનમાં કે ઘરેણાં–લુગડાં લત્તાં થયાં નથી તે ત્હને નહી ગમે. એમ ખબર હત તો હું તો આજનું જ લગ્ન કરવા કહેત. '

' તમને શેની ખબર ? પુરૂષોને કોલર, નેકટાઇ કે બૂટ, કોટ નવા નવા જોઇએ એટલે બૈરાંને પણ એમજ હશે એમ માનો. પુરૂષો કરતાં સ્ત્રીઓ પ્રેમની વધારે ભૂખી હોય છે. હમે કાંઈ લુગડાં લત્તાંને નથી પરણતાં હોં કે !'

' લીલા ! લીલા ! ભૂજંગનો પ્રસંગ બન્યા પછી–એ વિઘ્ન આવ્યા પછી–આપણાં હૃદય વધારે સંયોજાયાં[1] લાગ્યાં છે. મ્હેં કોઇ દિવસ આશા રાખી નહોતી છતાં એમ તો ખરૂં કે પરણવાની વાત આવતાં એમજ થતું કે પરણવું તો લીલાને જ.'

' અને મ્હારી પણ એજ વિનંતિ હતી.' 'એ નહી બને, ક્ષમા કરો.' એ બોલતાં બોલી તો ખરી પણ તે જ દિવસથી મ્હારૂં હૃદય તમારી સાથે જ ગયું હતું એમ મ્હને લાગે છે. ભૂતકાળ વિસરી ગયા છો ને ? હવે તો મ્હારા ઉપર શંકા નથી ને ?'

' શંકા ! શા માટે શંકા ? '

---

૧. સાથે જોડાયાં.

કોણ જાણે વાત કોણ લઇ ગયું પણ લીલાની સખીઓ આવી અને 'ગળ્યું મ્હોં કરાવો બા ! ઓખાને અનિરૂદ્ધ મળ્યો ' કરી લીલાને ચ્હીડવવા લાગી. આ સખીઓમાં વિનોદ પણ હતી, અને ભૂજંગલાલને બદલે અરવિન્દ પસંદ કરવા માટે લીલાને ધન્ય-વાદ આપતી હતી.

## પ્રકરણ ૨૦ મું.

## તરલા મુંબાઇમાં.

શણગારભાભીને ત્યાં તરલા ગઇ તે માત્ર એક દયાનું કામ કરવા જ. રખેને સુમનલાલ ક્રોધમાં ને ક્રોધમાં ભૂજંગલાલનું ખૂન કરે એ માટે પરોક્ષ રીતે[1] ભૂજંગને ચેતવવા ગઇ હતી. સુમનલાલની ચીઠી તરફ તરલાનો અભાવ હતો એમ નહી, કેવળ એ કામ વધારે જરૂરનું છે એમ માની ત્યાં ગઇ હતી. પરંતુ પવિત્ર, સહવારના પોરના નામના સુમનલાલ પ્રત્યે પોતાની વર્તણુક તિરસ્કારપાત્ર લાગી અને હવે બગડેલી બાજી શી રીતે સુધારવી એ વિચારમાં પડી. શણગારભાભીને ત્યાં સાંભળેલા શબ્દો ઘડીયે ઘડીયે તરલાને સતાવતા હતા. રખેને ભૂજંગલાલનું ખૂન કરે એ વિચાર તરલાના મગજમાંથી ખસી ગયા. ભૂજંગનું કાલ ખૂન થતું હોય તો ભલે આજ થાય, માત્ર મારા સુમનને હાથે નહી એટલી જ એની ઇચ્છા હતી. તરલાનો તરલ સ્વભાવ–તરલાની તરલતા–ક્ષણવાર જતાં રહ્યાં. શણગારભાભીને ત્યાંથી એકદમ ઘેર આવવા નીકળી, ત્યાં રસ્તામાં જ એનો વિશ્વાસુ નોકર રામો સામો મળ્યો. 'બ્હેન ! સુમનભાઈ ચ્હીડાયા હોય એમ લાગે છે ને કાંઇ પણ સામાન લીધા વગર સ્ટેશન ઉપર ગયા છે.'

૧. આડકતરી રીતે.

એટલું સાંભળતાં જ તરલાના હોંશ ઉડી ગયા. ‘ હું નહી કાં એ નહી’ એ સુમનના શબ્દો સાંભર્યા. રખેને સ્ટેશન ગયા હોય ને આપઘાત કરે. આપઘાતની સાથે ગ્રાન્ટરોડનો દેખાવ નજર આગળ તરી આવ્યો–બીચારા આદમીની દયાજનક સ્થિતિ સાંભરી આવી. તેને થયું કે એ હોંશભર્યો જોતજોતામાં કપાઈ મૂવો ને એનાં નિરાધાર થયેલાં સ્ત્રી–છોકરાં રઝળી પડયાં. હું પરણી નથી પણ સુમન શિવાય જીવીને શું કરૂં ?” ગરીબ બિચારી તરલા અત્યારે જ પોતે વિધવા થઈ હોય એમ રોઇ પડી. રામો શાન્ત કરવા લાગ્યો, પણ નિરર્થક.[1]

‘ રામા ! ભાઇને–બ્હેનને કહેજે કે તરલાબ્હેન મુંબાઇ ગયાં છે.’

‘ પણ, બ્હેન, હું સાથે આવું ?’

‘ ના. ત્હારૂં કામ નથી.’

આટલું કહેતાં જ તરલા ગાડી કરી એકદમ સ્ટેશન ઉપર આવી. સુરતના સ્ટેશન ઉપર તરલા અને સુમનલાલને ન ઓળખે એમ ભાગ્યે હતું એટલે સુમનલાલની તપાસ કરવામાં મુશ્કેલી નડી નહી. સુમનલાલ મુંબાઈ ગયા એ વાત જાણતાં જ તરલાને કાંઇક ધીરજ આવી. ‘હરકત નહી, ભૂતનું ઠેકાણું આંબલી. ચંદા બ્હેનને જ મળવા ગયા હશે’ જાણી એણે ચંદાને તાર કર્યો અને રાતની ગાડીમાં પોતે મુંબાઇ જવા નીકળી.

દાદરમાં તરલા આવવાની છે એ વાત માત્ર વસંતલાલ અને ચંદા જ જાણતાં હતાં, અને તેમાં એ ચંદાને કાંઇ જ કામ સૂજતું નહોતું. સવાર પડી, મેલનો વખત થયો, મેલ આવી ગઇ. ગ્રાન્ટરોડની લોકલ આવી અને ફોઇને તેડવા ગયેલાં છોકરાંઓ ફોઇને લઈ આવ્યાં. ઘરમાં બહારથી આનંદ છવાયો. બ્હેન ભાઇને મળી પણ હૃદયની વાત કહી શકી નહી. નણંદ–ભોજાઇ એકલાં પડયાં અને તરલા છૂટે મ્હોયે રોઈ પડી. ભાભીના ખોળામાં ઉંધું માથું નાખી ખૂબ રોઈ ને બોલી, ‘ભાભી ! હવે મ્હને મારો કે જીવાડો.

---

૧. ફોગટ.

એ ક્યાં છે? અહીં આવી એમણે શું કર્યું? શું કહ્યું? એમના વિનાની એક ઘડી મ્હને જુગ જેવી લાગે છે. રખેને એમણે ન કરવાનું કર્યું હોય! ભાભી! કેમ બોલતાં નથી?'

'તરલા બ્હેન! શું બોલું! તમારે માટે જીવ બળે છે. તમારી એક ટેવે આ બધું દુઃખ ઉત્પન્ન કર્યું છે. તરલા, શરત પછી બધું ઠંડું પડયું હતું તે પાછું ક્યાંથી ઉપડયું? ભૂજંગ માટેનો તમારો મોહ હજી ઓછો થયો નથી? એમ હોય તો ચોખ્ખે ચોખ્ખું કહી દો ને?'

'ભાભી! હજી તમે મને નથી ઓળખી? હું સાચું કહીશ. ભૂજંગલાલને એક વખત પરણવા માગતી હતી ખરી, પરંતુ એ મોહ તમારા શબ્દે ઉરાડી દીધો છે. સુમનની સુગંધ આવી છે, ભૂજંગ હવે સાપ જેવો લાગે છે.'

'તો પછી સુમનલાલે બોલાવ્યા છતાં ત્યાં ન જતાં શણગારભાભીને ત્યાં જવાની શી જરૂર હતી?'

'ભાભી! એમણે મ્હને ચીઠીમાં લખ્યું હતું કે "એ નહી કાં હું નહી" એ શબ્દોએ મ્હને ગભરાવી. રખેને એ ભૂજંગલાલનું ખૂન કરે, અને ખૂનની નામોશી આવે એ બ્હીકે આડકતરી રીતે ચેતવવા ગઈ હતી, અને ગઇ તો સારૂં જ થયું. ગઇને મ્હેં ત્યાં જે કાનેકાન સાંભળ્યું ત્યારથી મ્હારા હૃદયમાં ભૂજંગની કાંઇપણ છાયા હતી તે સાવ નાશ થઇ ગઇ. હવે સુમન–સુમન શિવાય કાંઇ ગમતું નથી. ભાભી, બતાવો એમને. એમને પગે પડું, એમને હાથે મરૂં, હવે એ મને પરણે તો ઠીક ને ન પરણે તો હું એમની પાછળ જ ભમીશ. રખેને એ જાત ઉપર કાંઈ કરે!'

'તરલા! ત્હને શું કહું! કાલ ચર્ચગેટના સ્ટેશન ઉપર એજ થવાનું હતું. આપઘાત કરવાની ઇચ્છાથી જ એ પૂલ ઉપર ઉભા હતા ને આ છોકરાં જઈ ચઢયાં. બાકી આજ કોણ જાણે શુંયે થાત!'

'ભાભી! હાય, હાય! એ બધું આ પાપીણીને લીધે જ. દુનિયામાં હું પાપીણી મનાઇ, મ્હારા સુમનનો પ્રેમ ખોયો, તમ જેવી

બ્હેનનો વિશ્વાસ ખોયો. ભાભી, હવે મ્હારે પરણવું નથી. માત્ર મરતાં પહેલાં સુમનનાં દર્શન કરવાં છે. એ પ્રેમમૂર્તિ, પવિત્ર મૂર્તિને પગે પડી ક્ષમા માગવી છે. હાય હાય ! મ્હેં એ વિશ્વાસુ, પ્રેમાળ, કોમળ હૃદયમાં છરી ભોંકી છે. એમનું શાંત જીવન ધૂળ મેળવ્યું છે. ભાભી ! મને નહી બતાવો એ ક્યાં છે તે ?'

'બ્હેન ! શાંત પડો. તમે મ્હારા નિરસ જીવનમાં રસ આણ્યો છે, તમે મને દુઃખસાગરમાંથી સુખસાગરમાં આણી છે, તો પછી તમારે માટે હું શું નહી કરૂં ? તમારા ભાઇ આજ એજ તજવીજમાં છે. અરવિન્દ ગામમાં છે. કદાચ અરવિન્દને ત્યાં હોય કે હોટલમાં હોય. એ તજવીજ કર્યા વિના નહી રહે. હમણાં આવશે. તમે થાક ખાઓ, જમી લો.'

'ભાભી, થાક ખાવો કે જમવું કાંઈ નથી. હું જે કામે આવી છું તે નહી થાય ત્યાં સૂધી મ્હને કાંઈ નહી સુઝે.'

'જુઓ આ તમારા ભાઇ આવ્યા...કેમ એકલા ? સુમનલાલ ક્યાં ?'

'તરલા ! તું ગભરાઇશ નહિ હોં. સાંજસોરા આવશે. ચંદા ! અરવિન્દને ત્યાંએ નથી ને હોટલમાંથી નિકળી ગયા છે. ક્યાં ગયા હશે ? સ્ટેશન ઉપર તો પોલીસને કહી મૂકયું છે એટલે એ બાજુ જાય તો ખબર પડયા વિના રહેજ નહિ.'

વસન્તલાલના એક એક શબ્દ ગરીબ બિચારી તરલાના હૃદયમાં ઉંડા ઘા મારતા હતા. તરલાના ભયમાં વધારો થયો. અત્યારે જ સુમનલાલને હમેશને માટે ખોઈ બેઠી હોય એમ એને લાગ્યું. ચંદા અને તરલા રોવા લાગ્યાં. વસન્તલાલ બન્નેને આશ્વાસન[1] આપતો હતો પણ મનમાં સમજતો હતો. એણે આખા મુંબાઇમાં તપાસ કરાવી હતી. પોલીસના–કસ્ટમ્સના નોકરો નીકળી પડયા હતા પરન્તુ સુમનલાલનો પત્તો ન મળ્યો. સંધ્યાકાળ પડી. સુરત તાર કર્યો. પણ સુરતથી જવાબ આવ્યો કે સુમનલાલ ત્યાં નથી. વસન્તલાલ ઓફીસમાં ગયો પણ તે નામનો જ. એનો જીવ સુમનલાલમાં અને તરલામાં

---

૧. ધીરજ, દિલાસો.

હતો. દાદર ઉતર્યો, પેપર લીધું, વિચારમાં ને વિચારમાં બંગલે આવ્યો. તરલા અને ચંદા શ્વાસભેર બ્હાર નિકળ્યાં. વસન્તલાલને એકલો, મુંગો–દિલગીર જોઇ નણંદ ભોજાઇની ધીરજ રહી નહી. તરલા ભાઇની આગળ બોલી શકતી નહી. 'ભાઇને મ્હારે માટે હલકો અભિપ્રાય થયો છે. હું એમની નજરમાં ખરાબ લાગી છું, મ્હારે લીધે જ સુમન કંટાળી આપઘાત કરશે એમ થયું છે.' તરલા–શંકાશીલ–નરમ ઘેંશ થયેલી તરલાનો આધાર માત્ર ચંદા. ચંદાને હજી વિશ્વાસ છે એ વિચારે જ તરલા જીવતી હતી. એટલામાં કીકી આવી અને બાપના હાથમાંથી 'પેપર' લઇ લીધું. કીકીને 'પેપર' વાંચવાની ટેવ પડી હતી. એને વ્યસન હતું. ખાધા વિના ચાલે પણ 'પેપર' વિના ન ચાલે. નિશાળનું લેસન વાંચતાં પણ 'પેપર' આવે તો તે પહેલું વાંચે. બધુંએ નહી પણ ઉપર ઉપરથી વાંચે તો જ એને ઠીક પડતું. કીકીએ 'પેપર' નું વચલું પાનું ઉઘાડયું ને મોટા અક્ષરે છાપેલું નજરે પડયું. વાંચતાંની સાથે જ હંમેશની માફક તે બોલી 'બા, બા, તરલા ફોઈ! આજે કોઇએ આપઘાત કર્યો.' આપપાતનું નામ પડતાં જ વસન્તલાલ, તરલા અને ચંદા એકદમ ઉભાં જ થયાં. 'આપઘાત! કોણે કર્યો? લાવ, જોઉ!' બિચારી કીકીને સ્વપ્નમાં પણ ખ્યાલ નહી કે આપઘાતની આ ખબરથી આમ પોતાના જ કુટુમ્બમાં આટલો હાહાકાર વર્તાશે. ત્રણેનાં ધડકતાં હૃદય, અશ્રુભીનાં નયન જોઈ એ તો હબકી જ ગઇ. વસન્તલાલે પેપર ઝુટાવી લીધું ને વાંચવા લાગ્યા. તરલા, ચંદાથી ન રહેવાયું. 'મોટેથી વાંચોને, કોનો આપઘાત છે?' વસન્તલાલે વાંચવું શરૂ કર્યું.

## એક હિન્દુનો આપઘાત.

"આજ બપોરના બે વાગ્યાના શુમારે એપોલો બંદર ઉપર યાટ કલબની નજીકના વરંડા ઉપરથી કોઈક દરિયામાં પડયું એવો ધબકારો પાસે ફરતા પોલીસને સંભળાતાં તરત જ મછવાવાળાની મદદથી તપાસ કરી. ત્યાં અગાડી પાણી બહુ ઉંડું હોવાથી બહુ

તપાસ કરી છતાં કાંઇ પત્તો લાગ્યો નહી, પરંતુ એક કલાકને અંતરે દરિયામા એક પથર આગળ બાઝી રહેલી લાશ મળી આવી. ઉપર લાવતાં જીવ હશે કે કેમ એ શક આવતાં પાસેની હૅાસ્પીટલમાં લાશને લઇ જવામાં આવી હતી. આપઘાત કરનારના વેશ ઉપરથી ઉંચી નાતનો કેળવાયેલો માણુસ લાગે છે. એને ઓળખનાર માટે લાશ ખુલ્લી મૂકવામાં આવી છે.”

આટલું વાંચતાં વાંચતાં વસન્તલાલને નવનેજાં થયાં. આંખમાં આંસુ આવ્યાં. વગર પરણેલી તરલા વિધવા ! સુમનલાલ ! પ્રિય સુમનલાલનો આમ અંત ! ચંદા બિચારી ગભરાઇ ગઈ. તરલાના દુઃખની અવધિ આવી. તરલા તો એકદમ ચીસ પાડી નીચે જ પડી, અને ‘સુમન ! આ પાપીણીને ક્ષમા ! હાય હાય ! હું ખૂની ? ત્હારૂં ખૂન મ્હેં કર્યું ?’ એમ બબડતી આળોટવા લાગી. ગરીબ બિચારી કીકી તો શદ જ થઇ ગઇ. એને તો એમજ થયું કે મ્હેં ક્યાં પેપર વાંચ્યું ! વસન્તલાલ–ચંદાને એવડું દુઃખ થયું. રખેને એ સુમનલાલ હોય આ તરફ તરલાને ભાન નહોતું. ‘ઘડી અધઘડીમાં ગાંડી ગઈ જશે, મરી જશે, હૃદયનો ધબકારો બંધ થશે’ એમ લાગતું. તરલાને શરીરે, મગજે તાવ ચડયો અને કુટુમ્બમાં ત્રાસ વર્તી રહ્યો. ચંદા–દુઃખમાં અડગ ધૈર્ય રાખનારી ચંદાએ પતિને કહ્યું:

‘ તમે ઇસ્પીતાલમાં જઇ જોઇ આવો. પ્રભુ કરે ને સુમનલાલ ન હોય. એ હોય ને વખતે સારૂં એ થાય. જાઓ ને ખબર કાઢો. વચમાંથી અરવિન્દ ભાઇને અહીં મોકલો. હું તરલા બ્હેનને સાચવીશ. તરલા મ્હારી કીકી કરતાં વધારે છે. આ સુખ એમને લીધે ભોગવું છું. હાય ! હાય ! બીચારી તરલા ! તમે જાઓ, એમને હું સાચવીશ. એમને ઠીક થશે, એમની સાથે વાત કરીશ. સુમનલાલની ખબર આવશે ત્યારે સોપારી ખાઇશ. કીકી ! પંખો નાખ. રામા ! પાણી લાવ. ’ વસન્તલાલ ઉંચે જીવે મુંબાઈ ગયો અને અહીં તડફડતી, જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલા ખાતી તરલાની ચિંતા કરતી ચંદા તેની પાસે જ બેસી રહી.

---

## પ્રકરણ ૨૧ મું.

### સુરતમાં.

વીણા પાસે હા પડાવવા ગયેલો ભૂજંગલાલ, તરલાને પૂછવા ઉપર હા પાડવા કહેનાર વીણાથી નિરાશ થયેલો ભૂજંગલાલ, કિશોરીલાલના ઘરમાંથી નિકળ્યો, ઘેર આવ્યો. નંદાએ પૂછ્યું પણ શો ઉત્તર આપે? ત્યાંથી નિરાશ થઇ શણગારભાભીને ત્યાં ગયો. ત્યાં બધી હકીકત કહી અને શણગારભાભીના શબ્દો ખરા પડતા લાગ્યા. લીલા–તરલા હતાં પણ વીણાની તો વાત જ જૂદી છે. વીણા હાથમાં આવે એવો સંભવ જ નથી. ગામફોઈ શણગારભાભી સુરતનું રોજીંદું પેપર હતાં. 'રૂટરના તાર' એમને ત્યાંથી છૂટતા હતા! ગામ પરગામના સારામાઠા ખબરો એમને ત્યાંથી જ મળતા. ભૂજંગલાલ જેવા અનેકનાં શણગારકાકી સંતોષનું સ્થાન હતાં. ઉમર લાયક કન્યાઓના ગુરૂ હતાં. ભૂજંગલાલનો રોફ જતો રહ્યો હતો. વીણા અને તરલા બન્ને જાય એ કરતાં એક આવે તો શું? તરલાની જોડે લગ્ન કરવા વિચાર નહોતો, પણ વીણા ન જ માનતી હોય તો તરલાની સાથે જ લગ્ન કરવું એમ નક્કી કરી શણગારકાકી પાસે ગયો. શણગારકાકીને વાત કરી, અને ગામમાં થતી ફજેતીમાંથી બચાવવા વિનંતિ કરવા લાગ્યો. લીલા, તરલા ને વીણામાંથી કોઈ મળતું નથી. લીલાનો વિવાહ અરવિન્દ સાથે નક્કી થયો અને થોડા દિવસમાં લગ્ન છે એ હકીકત સુરતમાં આવી હતી. તરલાને ઘેર ભૂજંગલાલ હવે જઇ શકે એમ નહોતું, એટલે ગમે તેમ કરી તરલાને શણગારકાકી મારફત એમને ત્યાં જ મળવું અને શામ, દામ, ભેદથી સમજાવવી એજ સારૂં એમ માની એ તરફ પ્રયત્નો કર્યા. શણગારભાભી પણ હમણાની તરલા કેમ નથી આવતી એ વિશે ચિંતા કરતાં હતાં ત્યાં આ લાગ ઠીક છે માની તરલાની ખબર કાઢવા શણગારકાકીએ નોકરને મોકલ્યો.

નોકર જઇ આવ્યો ને ખબર કહી કે સુમનલાલ અને તરલા બન્ને મુંબાઇ ગયાં છે. આ સનાનના સમાચાર સાંભળતાં જ ભૂજંગલાલની એ તરફની આશાનો નાશ થયો. વીણા? વીણાએ તો ચોખ્ખું સંભળાવ્યું હતું કે 'તરલાને પૂછ્યા પછી વાત અને સ્નેહને કસોટીની જરૂર છે.' કસોટી પણ સ્નેહ હોય ત્હેને ને? વીણા ગામમાં તપાસ કરશે તો ભૂજંગલાલના ગુણોની યાદી નિકળશે. એ યાદી સાંભળ્યા પછી—તરલા—લીલાની હકીકત સાંભળ્યા પછી—વીણા પરણવા તૈયાર થાય ખરી કે? હવે? આ તો હાથે કરી કુવામાં પડયા. ફજેતી થઇ. ન મળ્યા રામ કે ન મળી માયા! હવે શું કરવું? શણગારભાભીએ ભૂજંગલાલને આશ્વાસન આપ્યું: 'લીલા, તરલા, વીણા ગયાં તો બીજી.' પરંતુ ભૂજંગલાલ હવે વધારે ડાહ્યો થયો હતો. દુનિયામાં ખત્તા ખાધા હતા. સારી સોસાયટીમાંથી દૂર થયો હતો. લીલા જેવી કોમળ હૃદયની કન્યાને મરણપથારીએ લઈ જનાર પોતે ગણાયો હતો. તરલાના પવિત્ર જીવન ઉપર કલંક આણનાર, ન્યાતજાતમાં ફજેતી કરાવનાર પોતે મનાયો હતો. ન્યાતમાં—સોસાયટીમાં પ્રતિષ્ઠિત લોકો ભૂજંગલાલને આમંત્રણ આપતા નહોતા. અવિવાહિત[1] ઉમરલાયક કન્યાઓ ભૂજંગલાલનો સાપની માફક ત્યાગ કરતી. સ્ત્રીઓમાં ત્હેના નામના ગરબા ગવાતા હતા. આ બધું ભૂજંગલાલને કાને આવ્યું હતું અને હવે એને પોતાનું જીવન નિરસ લાગતું હતું. આમ છતાં વીણાનો તેની ઉપરનો મોહ ગયો નહોતો. બેચાર દિવસ કિશોરીલાલને ત્યાં ન જતો અગર એ રસ્તે ન જતો તો હરબહાને વીણા ભૂજંગલાલને બોલાવતી. ભૂજંગલાલ કેળવાયેલો હતો. બુદ્ધિશાળી, રસિક હતો એ વીણા સારી રીતે સમજતી. માત્ર નંદાના શિક્ષણે બાલ્યાવસ્થામાં સ્વતંત્ર જીવન ગાળેલું હતું ત્હેના પ્રભાવે જ શિથિલ વૃત્તિવાળો થયો હતો. ઇશ્વરને માનતો નહોતો. વીણા—દૃઢ મનની વીણા—સાપને સાંડસામાં પકડવા સરજાયેલી વીણાને ભૂજંગ જ ગમી ગયો હતો એ

૧. જેની સગાઇ થઇ નથી એવી.

ઉપરથી એમ નથી માનવાનું કે વીણાને અનીતિ કે સ્વતંત્રતા પસંદ હતી. વીણાનો સ્વભાવ જ એવો હતો કે એને સરળ, ભલા દીલનો પતિ રૂચે નહી. આ ઉપરાંત વીણાને ખાતરી હતી કે ભૂજંગલાલ ઇશ્વરને માનતો થાય, સ્થીર ચિત્તનો થાય, શુદ્ધ સ્નેહ એ શું એ સમજતો થાય તો એના જેવો બીજો પતિ જગતમાં મળવો મુસ્કેલ છે. એને પતિ કરનાર સુંદરીનું જીવન સ્વર્ગસુખમાં જાય. રખેને પોતાને છોડી વળી બીજીને ખોળે એ બ્હીકે હરબહાને ભૂજંગને બોલાવતી અને એના આશાતંતુ મજબૂત રાખતી. ભૂજંગલાલને પ્રિય એકાદ ગાયન ગાતી, "તમારે માટે હું તો બહુ સારા અભિપ્રાય સાંભળું છું, લીલા તો તમારાં વખાણ કરે છે ને મ્હને કહે છે કે 'જો ભૂજંગલાલને તમે પરણી શકો તો તમારાં જેવાં કોઈ ભાગ્યશાળી નહિ. ભૂજંગલાલ તમને સ્વર્ગસુખ આપશે. પરણ્યા પહેલાં પાંચ દસ કન્યાઓ ગણુતા હશે પણ પરણ્યા પછી બીજીનું સ્વપ્ને પણ નામ દેશે નહિ.' ભૂજંગલાલ ! મ્હને ખબર નહી કે તમે આવા હશો. મારા મનથી કે પરણ્યા પછી પણ કેટલાક પુરૂષો સ્વતંત્ર જીવન ગાળે છે તેમ તમે પણ ગાળશો."

વીણા આમ હરેક રીતે ભૂજંગલાલને ઉત્તેજતી અને નીતિબળ વધારે ને વધારે મજબૂત કરતી. એક બાજુ આખી ન્યાતમાં વીણા જ એના તરફ હતી. આથી વીણાનો પ્રેમ મજબૂત રહે, એની સાથે લગ્ન થાય તો જ સંસારમાં સુખ મળે એમ ભૂજંગને હતું. અને એ સુખ મેળવવા વીણાના અભિપ્રાયમાં ફેરફાર ન થાય તેવું વર્તન રાખે તો જ બને એમ હતું. એક બાજુ આખી સુરતની સોસાયટીમાં વીણા જ એનું સારૂં બોલતી, અને બીજી બાજુ એનું કોઈ જ નહોતું. સુમન-તરલા મુંબાઇ ગયાં હતાં, વીણા તરલાને મળવાની હતી, આ સ્થિતિ ભૂજંગલાલ જેવા આવેગવાળા માણસને ગભરાવી નાખે એમાં નવાઇ નથી. 'શું કરૂં ને તરલા-લીલા મારે માટે સારો અભિપ્રાય આપે ! ચંદાને મળું ? મ્હારી વગ કોણ ચલાવે ? અત્યાર સૂધીનું મારૂં

જીવન કેવું છે ? કોઇ મ્હને ઘરમાં પ્રેમથી બોલાવે નહી, મ્હને નિમં-ત્રણ આપે નહી, મ્હારે લીધે લીલા–તરલાએ આટલું સહન કર્યું અને હવે એ મ્હારે માટે સારો અભિપ્રાય આપે ખરાં ?' ભૂજંગલાલ–સહેલાણી ભૂજંગલાલના હોંશકોશ ઉડી ગયા. એ વીણાને મળવા જતો, છેવટ-નો ઉત્તર આપવા વિનવતો. પરંતુ વીણા–હૃદયથી ચહાતી વીણા-પરંતુ ભૂજંગલાલના હૃદયમાંથી મળ કાઢવાની પ્રતિજ્ઞા કરનાર વીણા–વાત લંબાવતી અને આથી ભૂજંગલાલ વધારે ખિન્ન થતો.

ભૂજંગલાલે આખરે મુંબઇ જઇ ચંદા–લીલાને મળી તરલાની ક્ષમા માગી, વીણાને ભલામણ કરાવવા નિશ્ચય કર્યો અને માતાને જણાવ્યા વિના જ મુંબઇ ગયો હતો. પરંતુ સુમનલાલનો પત્તો નથી, સુરત છે કે કેમ એવો તાર સુરત આવતાં સુરતની નવરી ન્યાતમાં –બીજાનું ઘસાતું બોલાય એમાં જ મજાહ માનનાર ન્યાતમાં–વાત ઉડી : 'સુમન નાશી ગયો ! તરલા અને ભૂજંગલાલે પહેલેથી જ ગોઠ-વણ કરી હશે ને એ બે કાંઇક ચાલ્યાં ગયાં.' તરલાના, સુમનના સ્નેહીને આ અફવા સાંભળીને જબરો આઘાત થયો. ચકલે ને ચૌટે, વાટે ને ઘાટે તરલા–ભૂજંગલાલની નિંદા થવા માંડી, ભણતર વખો-ડાવા લાગ્યું. આ નવરાની વાતોમાં કોઇ ભાગ લેનાર ન હોય તો તે માત્ર વીણા જ હતી. વીણાએ તરલાના હૃદયને ઓળખ્યું હતું. ભૂજંગ-લાલે તરલાના જીવનમાં જે વિષ રેડયું હતું તે વિષ કાઢી નાખવા પ્રયત્ન કરતી હતી. ભૂજંગલાલ મુંબાઈ ગયા એ સાંભળતાં જ વીણા કાંઇક ગભરાઇ હતી. ભૂજંગલાલના હૃદયમાંના ખરાબ સંસ્કાર દૂર કરા-વવા માગતી હતી એ વાત ખરી, પણ એને હૃદય આગળથી દૂર કરવા જરાયે ઇચ્છિતી નહિ. રખેને મ્હારી બેદરકારીથી કંટાળી, મ્હારા હૃદયનો ભાવ છતાં, ઉપરની બેદરકારીથી નિરાશ થઈ નાશી ગયા હોય એમ વીણાને થયું, અને વસન્તલાલ ઉપર તાર કર્યો.

" ભૂજંગલાલ ત્યાં આવ્યા હોય તો સંભાળજો. કાગળ પાછળ આવે છે."

---

# પ્રકરણ ૨૨ મું.

## સુમનની તપાસ.

વસન્તલાલ ચંદાના પેલા પ્રસંગ પછી વધારે કોમળ બન્યો હતો. પતિ અગર પત્ની સંસ્કારવાળાં હોય તો એકને બીજા માટે પણ વિશ્વાસ હોય છે. એકનો સ્નેહ બીજી દિશામાં ગયો છે એ જાણતાં કેટલો આઘાત થાય છે, ઘરમાંથી–કુટુમ્બમાંથી આનંદનો, સ્વર્ગસુખનો કેવો લોપ થઈ જાય છે,[1] એ જાણતાં વસન્તલાલ વધારે પ્રેમાળ બન્યો હતો, અને એને લીધે જ તરલા પોતાની બહેન છતાં સુમનલાલના હૃદય માટે એ વધારે બળતો હતો. સુમનલાલની માનસિક સ્થિતિ સમજ્યો હતો, અને જેમ તરલાએ ચંદા અને પોતાની વચ્ચેનો ભિન્નભાવ દૂર કરાવી એકતા કરાવી હતી તેમ તરલા અને સુમનલાલ એક થાય તે માટે વસન્તલાલ બહુ ઇંતેજાર હતો. ચંદા તરલાને માટે મરતી હતી. સંસારમાં સગી બ્હેનોને માટે ન થાય એવી લાગણી નણંદને માટે થતી જોઇ વસન્તલાલ પરમેશ્વરનો ઉપકાર માનતો. સુમનલાલની તપાસ કરવા એ નિકળ્યો ત્યારે એક યંત્રની માફક જ એના પગ ચાલતા હતા. એનું હૃદય–ચિત્ત તો સુમનલાલ અને તરલાના ભવિષ્ય ઉપર જ હિંચતું હતું. 'સુમનલાલે આપઘાત કર્યો હશે તો ? ઇસ્પીતાલમાં જાઉં ને ત્યાં કાંઈક માઠા સમાચાર સાંભળું તો !' વસન્તલાલ લોકલમાં બેસી આશા–નિરાશામાં ઝોકાં ખાતો મરીનલાઈન્સ આવ્યો. વિકટોરીયા કરી ગોકળદાસ તેજપાલ ઇસ્પીતાલમાં આવ્યો. હાઉસ સર્જનને મળ્યો અને વાત કરતાં જણાયું કે એપોલો બંદર ઉપર આપઘાત કરનાર હમણા જ ગુજરી ગયો છે ને એના લાશ સગાંવહાલાંની ઓળખાણ માટે બરફમાં મૂકી છાંડી છે.

---

૧ સુખ જતું રહે છે.

ડાકટરો જગતનું હિત કરનારા છે. અનેક દુઃખી કુટુમ્બ, નિરાધાર થતાં કુટુમ્બને રોગમુકત કરી જીવન ફરીને રસમય બનાવે છે, છતાં ઘણી વાઢકાપ કર્યાથી, ચિત્રવિચિત્ર રોગ અને સ્થિતિના મનુષ્યના સહવાસથી અથવા બુદ્ધદેવની માફક સંસારમાં–દેહમાં કાંઈ નથી એમ આવી જવાથી હો, કે ગમે તેમ હો પણ ડાકટરો ઘણે વખતે લાગણી વગરના થઇ જાય છે. ડાકટરના શબ્દ ઉપર જીવન બાંધનાર, ડાકટરને પરમેશ્વર માનનાર રોગીનાં સગાંને "બે દિવસમાં મરી જશે, મરી ગયો છે" એમ સ્પષ્ટ કહેતાં કાંઇ જ લાગતું નથી. બિચારો વસન્તલાલ ફડકતે હૃદયે શું હશે, શું થશે કરતો દોડતો આવ્યો, ત્હેને એકદમ જ 'તે આદમી મરી ગયો છે ને જોવો હોય તો જાઓ પણે' કહ્યું. ડાકટરના આ શબ્દથી વસન્તલાલના હોશકોશ ઉડી ગયા. 'સુમન મરી ગયો ! તરલા–ચંદાને શું જવાબ આપીશ ? અહિં સુમન ગયો ને ત્યાં તરલા જશે. હાય ! હાય ! મારી આ સ્થિતિ અને આ કાળોતરી મ્હારે જ લઇ જવાની !' વસન્તલાલનો પગ જ ઉપડયો નહી. 'મુવેલાં મડદાને જોઈ હું શું કરૂં ? બધાને બોલાવી આવું ? ના, ના, પણ જોઉં તો ખરો !' આટલું બોલી હમાલ સાથે વસન્તલાલ મુડદાં રાખવાની ઓરડીમાં ગયો. હમાલે ઓરડીનું તાળું ઉઘાડયું. તાળું ઉઘડતાં જેટલી વાર થઇ તેટલામાં વસન્તલાલ જાણે પોતાની સામે જ પાણીથી ફુગાઈ ગયેલું સુમનલાલનું મુડદું હોય એમ માનવા લાગ્યો. મારાથી સુમનલાલનું શબ કેમ જોવાશે ? હમાલ મારે માટે શું ધારશે ? આ વિચારથી બીચારો વસન્તલાલ ધ્રુજવા લાગ્યો. આંખે અંધારાં આવ્યાં. ગળગળો થયો, સંસારઅસાર લાગવા લાગ્યો, ને મારા જેવું જગતમાં કોઇ દુઃખી નથી એમ માનવા લાગ્યો. હમાલે તાળું ઉઘાડયું ને વિલાયતી સાંકળ ઉંચી નીચી કરી ખસેડતો હતો. એ સાંકળનો અવાજ વસન્તલાલને વીંધી નાખતો હતો. સાંકળ ઉઘડતાં જેટલીવાર થતી તેટલીવાર વ્હાલા સુમનનું મુડદું જોવામાં થતી. આખરે સાંકળ ઉઘડી ને ત્રાસદાયક દેખાવ નજરે પડયો. ચારે બાજુ ટેબલ ઉપર

વિશાળ પાકા કાચની પેટીઓ પડી હતી. એમાં બરફ હતો અને બરફમાં મડદાં હતાં. દરેક મડદા ઉપર નંબર હતો. રણસંગ્રામમાં ઘવાયેલા શુરવીર લડવૈયાનાં મડદાં ખોળવા આવેલા જેવી સ્થિતિ વસન્તલાલની થઈ હતી. એક પછી એક પેટી જોતાં છેલી પેટી પાસે આવ્યો. હમાલે કહ્યું, 'એપોલો બંદરવાળું મુડદું આ.' આ કહેતાં એક સેકન્ડમાં જ સુમનનું મુડદું જોઈશ એ વિચારે પુતળાની પેઠે ઉભો. આંખો મીચી. બીજી જ પળે ઉઘાડી ને હમાલે ઉઘાડેલી પેટીમાંના મુડદા સામું જોઇ રહ્યો. મડદાને ધારી-ધારી જોયું, બે ચાર વાર જોયું ને વસન્તલાલ એકદમ કૂદ્યો. 'ન હોય! સુમનલાલ નહી, આ તો બીજો. હાશ! જીવતો હશે.' મૃત્યુની ચેહમાંથી સ્નેહી પાછું આવે ને જે આનંદ થાય તે આનંદ ક્ષણવાર વસન્તલાલને થયો. આ નહી, મ્હારો સુમન ઘેર હશે, અરવિન્દને ઘેર ગયો હશે, એમ ઉત્સાહ ને આશામાં ડોલતો વસન્તલાલ હમાલને કહ્યા વિના એક ગાંડા માણસની માફક ઓરડી બ્હાર નિકળી રસ્તે પડયો. આ સુમન નહી, એટલું થતાં હોંશમાં ને હોંશમાં વસન્તલાલ ઇસ્પીતાલમાંથી નિકળ્યો તો ખરો, પરંતુ ત્યારે સુમન ગયો કયાં? એને કયાં ખોળવો? ઘેર શી રીતે જવું? ચંદા–તરલાને શો જવાબ આપવો? એ વિચારોથી મુંઝાયો. એકલ એન્જીનની માફક રસ્તા ઉપર લોકો સાથે અથડાતો, મોટોર, વિકટોરીયાવાળાની ગાળો ખાતો ચાલ્યો, ને આખરે મરીન-લાઇન્સ સ્ટેશન ઓળંગી સામે પત્થર ઉપર બેઠો. ઉછળતાં મોજાં, સૂર્ય પ્રકાશમાં સફેત દેખાતાં ફીણો, અને એ પાણીમાં ધીરેધીરે જતાં શઢવાળાં વહાણો જોઇ વસન્તલાલ દિગ્મુઢ જ થયો. જે મરીનલાઈન્સના પત્થર ઉપર એકલો અથવા ચંદા કે મિત્રો સાથે બેસી હમેશાં આનંદ મળતો તેનાતેજ પત્થર આજ ત્હેને ખાવા ધાતા હતા. જેમ જેમ વિશાળ દરિયા તરફ જોતો ગયો તેમ તેમ તેને વધારે ગભરામણ થઇ, અને ઘેર જવા વિના છુટકો નથી માની ઉઠી લોકલ પકડવા સ્ટેશન ઉપર ગયો. હમેશનો સરળ, શાન્ત વસન્તલાલ આજ બાઘા જેવો

થઇ ગયો હતો. તે સુમનલાલના ગુમ થઇ જવાથી અને હજી સૂધી તેનો પત્તો ન લાગવાથી મુંઝાઇ ગયો હતો. જો તે ચંદા અને તરલાને ચહાતો નહત, જરાક નરમ મનનો હત તો પોતે ઘેર પણ ન જાત. દાદર ઉતર્યો અને ઝાંપામાંથી બ્હાર નિકળતાં ઘરના વિચાર આવતાં એના પગ ઢીલા થયા. અને ભીડ જવા દઉં એમ માની બાંકડા ઉપર બેઠો. દાદરના સ્ટેશન ઉપર વસન્તલાલને ન ઓળખે એવું કોઇ નહોતું. સ્ટેશન માસ્તર 'સાહેબજી' કરી વસન્તલાલની સાથે વાતમાં પડયા. પરન્તુ માસ્તરની વાતમાં વસન્તલાલને આજ જરાયે મજાહ પડતી નહી. એની નજર તો આમ તેમ ફરતી હતી. વાત કરતાં કરતાં ઝાંપાની ભીડ ઓછી થઇ કે કેમ તે તરફ નજર ગઈ અને છેલ્લી ભીડમાં એક પરિચિત મનુષ્ય લાગ્યો. શંકા આવતાં, આશાનાં બીજ, વૃક્ષ અને ફુલ ખીલતાં જ સ્ટેશન માસ્તરને એમનેએમ મૂકી એ દોડયો. પેલા માણસને ખભે હાથ નાખી ખેંચ્યો.

'અરે સુમન ! તું–તમે કયાં ગયા હતા ? અમારા તો હોશકોશ ઉડી ગયા હતા. અત્યારે ત્હમારે માટે જ મુંબાઈ જઇ આવ્યો. આ જ ગાડીમાં હતા ત્યારે કયાંથી બેઠા ? મારા–અમારા મનથી કે તમે નાશી ગયા કે આપઘાત કર્યો. એપોલો બંદર ઉપર ગઇ કાલે જ આપઘાત...'

'વસન્તલાલ ! આમ ગભરાવ છો શાના ? હા ! હું તરત ન આવ્યો એટલે આવી સ્થિતિમાં તમને, ચંદા બ્હેનને આવું થાય એ વાત ખરી, પરન્તુ આપઘાત ઘડીયે ઘડીયે થતા નથી. અને તે પણ ચંદા બ્હેનને આવવાનું મ્હેં વચન આપ્યું છે, એટલે બીજું કાંઇ થાય એમજ નથી. હા, મ્હને અહીં આવવું જીવ ઉપર આવ્યું છે. કોઇ આવવાનું છે એવો તાર હું હતો ત્યારે જ આવ્યો હતો. મ્હારૂં એમ માનવું છે કે તે તરલાનો હશે અને તેથી જ હું બે દિવસ પુને જઇ આવ્યો.'

'જહાંનગમાં જાય તમારૂં પૂના. બે દિવસથી અમે સુખે બેઠાં નથી અને નિરાંતે ખાધું નથી. તમારે શું ? સુમનલાલ ! હવે આવું કયાં

સુધી ચલાવવું છે? તરલા ઉપર આટલો તિરસ્કાર કેમ આવ્યો છે? એ બિચારી તમારે માટે જીવ કહાડે છે. ઘેર જઇશું ત્યારે શુંએ સાંભળીશું! એને મરતી મૂકીને તમારી ખોળમાં નિકળ્યો હતો. ગોકળદાસ તેજપાળ ઇસ્પીતાલમાં આપઘાત કરનાર કોણ છે તે જોવા ગયો હતો ત્યાં મ્હારૂં શું થયું હતું તેની તમને શાની સમજ પડે! જરાક પોસ્ટ-કાર્ડ તો નાખવો હતો!'

'પણ, વસન્તલાલજી! મારૂં મન જ ઉઠી ગયું છે. મ્હને તમે નકામો હેરાન કરો છો! હું માનવાનો નથી. મ્હને સંસારમાં હવે મોહ રહ્યો નથી. તમે તરલા–તરલા કરો છો પણ મ્હેં એનાં લક્ષણ જોયાં છે. મારી નજરે–મારી જાતે જોયા પછી હું કેમ શાન્ત થાઉં? ભણેલી, ઉંચા કુટુમ્બની, જેને પરણી હું સંસારમાં સ્વર્ગ માનત તેણે મ્હને દગો દીધો છે. જેનું મન બીજા ઉપર ચોંટયું તેનું શું ધારવું? એ ન હોય, ચંદા બ્હેન. એની ફોઇએ તરલા નામ પાડયું છે તે વ્યાજબી છે. એ સ્વભાવની–મનની તરલા જ છે.'

'પણ સુમનલાલ! એમ વ્હેમાઓ નહી. કદાપિ તમે કહો છો એ ખરૂં હશે. આ તો પરણી નથી, ધારે તો–સગવડ થાય તો–ભૂજંગ-લાલને પરણી શકે એમ છે, પણ મારા બાબમાં શું હતું? હું પરણ્યો હતો, છોકરાં હતાં છતાં મ્હારૂં મન બીજે ગયું હતું, તેજ હું પાછો ચંદાનો થઇ રહ્યો છું, અને અમે ધારતાં હતાં કે અમે સ્વપ્ને પણ સુખી નહી થઇએ તે જ અમે આજ સુખમાં મ્હાલીયે છીયે. સુમન-લાલ, શુદ્ધ સ્નેહ જોઇએ, ઇચ્છા જોઇએ, ક્ષમાશીલ સ્વભાવ જોઈયે. જે પ્રભુની આપણે ક્ષમા માગીયે છીયે તે પ્રભુને આપણે બતાવવું જોઈએ કે ક્ષમા અમે આપી શકીયે છીએ. આપણે માણસ છીએ, ક્ષમા કરી પડતાંને–પડેલાંને–બચાવો. પ્રેમથી પાસે લો અને સુખી થાવ.'

સુમનલાલનું મન વસન્તલાલના આ હૃદયના શબ્દોથી પલળ્યું. સુમનલાલ તરલાને ચ્હાતો નહોતો એમ નહી. તરલા શરતમાંથી ઘેર આવ્યા

પછી—તરલાના હાથની ચાહ પીધા પછી—સુમનલાલ ભૂજંગલાલની વાત વીસરી ગયો હતો. ચંદાના શબ્દે શાન્ત થયો હતો અને તરલાની સાથે પરણી સુખી થશે એમ દૃઢતાપૂર્વક માનતો હતો. અરવિન્દે બએવાર લીલાને છોડીને પાછો એજ લીલા મળતાં આનંદીત થયો હતો એમ પોતાનું જીવન પણ રસમય થાય એમ ઇચ્છતો હતો. પરન્તુ એમાં વિઘ્ન આવ્યું. પોતાની પ્રબળ ઇચ્છા હતી ત્યારે તરલા ન આવી ને શણગારભાભીને ત્યાં ગઈ. ત્યાં ગઇ એટલું જ નહી પણ 'હું નહી કાં એ નહી' એ શબ્દનો ગંભીર અર્થ સમજી નહી. સુમનલાલે તરલાથી છૂટા થવા બને તેટલા યત્ન કર્યા. વકીલની સલાહ લઇ સગાઇ તોડવા ફાંફાં માર્યાં, ચર્ચગેટના પૂલપરથી પડી આપઘાત કરવા ધાર્યું પણ બાજી બગડી. ચંદા ઉપર કોણ જાણે કેમ એને અંધશ્રદ્ધા બેઠી હતી. પચાસ વસન્ત-લાલનું ન માને એ ચંદાના એક શબ્દે ઢીલો થતો હતો, અને જો સુમનલાલ આ ફેરી નાસી ન ગયો અને પાછો મળવા આવ્યો હતો તે ચંદાને લીધે જ—નહી કે તરલાને લીધે. સુમનલાલ અને વસન્તલાલ ઝાંપા બ્હાર નિકળ્યા ને બંગલાનો રસ્તો લીધો.

'સુમનલાલ, તરલા ઉપર પણ હદ થઈ. હવે ગઇ વાત વિસરી જાઓ, ક્ષમા આ.—'

'વસન્તલાલ! તમને તમારી બ્હેન માટે થતું હશે, પણ મ્હારૂં તો જીવન ધૂળ થયું છે. મ્હને જરાપણ સુખની આશા હત તો કાંઇ જવા દઉં એવો નથી, પણ એ આશા જ નથી. એ ઢોંગી છે. કોણ જાણે કેમ મુંબાઇ આવી હશે. મ્હને તો એની યુક્તિ લાગે છે.'

'સુમનલાલ! આમ નાહક શંકા શા માટે લાવો છો? એનો તાર તમારે માટે આવ્યો, એ તમારી પાછળ ગાંડી થઇ દોડી આવી છતાં તમે યુક્તિ—ઢોંગ માનો છે. હું એનો ભાઇ છું પણ ચંદા એમ ઢોંગીને ઘરમાં જરાપણ ઉભી રહેવા દે એમ નથી.'

સુમનલાલ અને વસન્તલાલ બે જણા બંગલા તરફ જતા હતા

ત્યાં પાછળથી એક સાઇકિલ આવી. સાઇકિલવાળાએ વસન્તલાલને જોતાં જ સાઇકિલ ઉભી રાખી. સાઇકિલ ટપાલ ઓફીસ–તાર ઓફીસની હતી, અને પટાવાળાએ વસન્તલાલના હાથમાં તાર અને તારનું સહીનું ફોર્મ મૂક્યું. વસન્તલાલે સહી કરી ફોર્મ પાછું આપ્યું ને તાર ઉઘાડ્યો. સુમનલાલની નજર તાર ઉપર પડી. એમાં નીચે પ્રમાણે લખ્યું હતું:–

'ભૂજંગલાલ આવ્યા હોય તો સંભાળજો. કાગળ પાછળ આવે છે.–વીણા.'

આટલું વાંચતાં જ સુમનલાલનું લોહી ઉકળી આવ્યું. તે બોલી ઉઠ્યો: 'વસન્તલાલ! હું કહેતો હતો તે ખોટું! જુઓ ભૂજંગ આવ્યો છે. એનાથી સંભાળવા–બચવા વીણા લખે છે. તરલાના ઢોંગ નહિ તો બીજું શું? તરલા અને ભૂજંગલાલની બન્નેની પહેલેથી જ ગોઠવણ. વીણા બીચારી સંભાળવા લખે છે. વસન્તલાલ! આથી કાંઈ વધારે ખાત્રી જોઇએ? જવા દો! મ્હારે નથી આવવું. ચંદા બ્હેનની મ્હારી તરફથી માફી માગજો. હવે ઘેર આવવાથી કે તરલાને મળવાથી શો લાભ? તમારા મનમાં શંકા હતી તે હવે દૂર થઈ હશે. મારૂં માનો તો તરલાને ભૂજંગલાલ સાથે પરણાવો ને સુખી કરો. હું મારૂં ફોડી લઈશ. તમારો, ચંદા બ્હેનનો ઉપકાર થયો છે, જીવીશ તો ઉપકાર વાળીશ. હવે મ્હને ખોળવા ન આવશો, તેમ મ્હારી ફિકર ન કરશો.'

સુમનલાલ ઉશ્કેરાઇ ગયો હતો. વસન્તલાલ મુંઝાયો હતો. વીણાનો તાર શો! 'ભૂજંગલાલ આવ્યા હોય તો સંભાળજો,' એનો અર્થ શો? ભૂજંગલાલ કાંઇ તોફાન કરવા આવ્યો હશે ને તેની વીણાને ખબર પડતાં સાચવવા લખતી હશે. આવો તાર આવે વખતે જોઇ સુમનલાલની શંકા વધે એમાં નવાઇ નથી. હવે એ કોટી ઉપાયે રહેવાનો નથી. તરલા! તરલા તે સાચી કે ઢોંગી! અરે પ્રભુ! હવે તો આ દુઃખનો છેડો લાવ! તરલા મરે તો......

આ શબ્દ હજી વસન્તલાલની જીભ ઉપર છે ત્યાં બંગલા તરફથી નોકર હાંફ્લો હાંફ્લો દોડતો આવતો દેખાયો. વસન્તલાલે એકદમ ઉભો રાખ્યો ને પૂછ્યું:

'રામા! ક્યાં જાય છે? શું છે? આમ ગભરાય છે કેમ?'

રામો ગભરાયો હતો. દોડવાથી એટલો શ્વાસ ચડી ગયો હતો કે એકદમ અટકવાથી અને સુમનલાલ અને વસન્તલાલને જોવાથી બે ઘડી બોલી શકયો જ નહી, ને ત્યાં ને ત્યાં જ બેસી ગયો. રામો બિચારો બોલી શકતો નહોતો ને વસન્તલાલનો જીવ જતો હતો. આખરે રામાએ ગભરાતા ગભરાતા જવાબ દીધો:

'સા...હે...બ! અરવિન્દ ભાઇ.'

'શું છે અરવિન્દ ભાઇનું! બોલની જલ્દી.'

'સા—હે—બ અરવિન્દ ભાઈ આવ્યા છે! ડાકટર....'

'મુદ્દાની વાત કહેને! ટાયલું જવા દે ને.'

'ડાકટર સાહેબ કહે છે કે તરલા બ્હેન નહી જીવે. કલાકમાં સુમનભાઇને બોલાવે...'

આટલું સાંભળતાં જ વસન્તલાલથી રોવાઇ જવાયું. બિચારી દુઃખી તરલાનો આમ અંત! જે બ્હેન ઉપર મોટી આશા બાંધી હતી તે બ્હેનનો આમ અંત! 'સુમનલાલ! હવે તો આવો! તરલા ઢોંગી હોય કે સાચી હોય, પણ હવે તે તમને હેરાન કરવાની નથી. પછી ફાવે તે કરજો, પણ મોત વખતે એને ક્ષમા આપી એને શાન્તિ આપશો તો અમારા ઉપર ઉપકાર. એ તમને સંભારે છે તો છેલ્લી વાર મ્હોં જોઇ લો.'

સુમનલાલ તરલાને મૃત્યુ પથારી ઉપર છે એ જાણતાં નરમ થયો. એનો ગુસ્સો નાશ પામ્યો અને મુગો મુગો વસન્તલાલ સાથે ચાલ્યો.

---

## પ્રકરણ ૨૩ મું.

## મરણ પથારી.

સુમનલાલ બીજાનું દુઃખ જોઇ શકતો નહી. એનું હૃદય પ્રેમાળ હતું. તરલાના બનાવથી, એ સંબંધી આવી પડેલા સંયોગોને લીધે એ ધીરે ધીરે વ્હેમી થયો હતો એટલે તરલા મરવા પડી છે એ વાત એણે માની નહિ. આ તરલાની જ મ્હને બોલાવવાની યુક્તિ—ઢોંગ. પણ મ્હને બોલાવવાથી એને શો લાભ ? જો ભુજંગલાલને ચ્હાતી હોય ને એને પરણવા ઇચ્છિતી હોય તો મ્હારૂં શું કામ ? કદાચ મરવા પડી હોય અને મૃત્યુ અને દુઃખથી પીડાઈ પસ્તાવો થતોએ હોય. મ્હારી ક્ષમા માગવા અને પાપમુકત થવા તલપતી હોય. આવે વખતે હું ન જાઉં ને કદાચ મરી જાય તો હું ઘાતકી કહેવાઉં— અરે પાપી થાઉં. પ્રભુ આપણને માફી ના બક્ષે તો કેવું થાય ! અને જન્મભર પસ્તાવાનું થાય. દુશ્મનને પણ અંતકાળે ક્ષમા આપવી જોઈએ તો તરલા તો એક વખતની મ્હારા મનની માલેક —આશાની વેલ હતી. હું જતાં સુધી તો જરૂર એ જીવતી હશે. કદાચ બંગલે પહોંચ્યા પહેલાં ગુજરી ગઇ હશે તો મ્હારા મનથી તો ફરજ બજાવી ગણાશે ને. '

આમ વિચારથી સુમનલાલ વસન્તલાલની સાથે વસન્તલાલને બંગલે ગયો. બંગલાનાં પગથીયાં ચ્હડતાં વળી મન પાછું હઠ્યું. ' ના, ના. પાછો જ જાઉં. ઢોંગ હશે તો મ્હારાથી શાન્ત રહેવાશે ખરૂં ? '

વસન્તલાલ અને સુમનલાલ બંગલામાં પેઠા. છોકરાં–હંમેશનાં તોફાની છોકરાં આજ તરલા ફઈના મંદવાડને ધીધે ગરીબ ગાય જેવાં થઇ બાગના એક ભાગમાં બેઠાં હતાં. બંગલામાં, હૉલમાં પેસતાં વસન્તલાલે નોકરને પૂછ્યું, ' અંદર કોણ કોણ છે ? '

' ડાકટર, અરવિન્દભાઈ અને ચંદાબા.'

પગલાં સાંભળતાં જ ચંદા બ્હાર આવી અને વસન્તલાલના સામું પણ ન જોતાં, સુમનલાલને જોઇ ક્ષણવાર હૃદય ઉછળ્યું ને તેનો હાથ પકડી અંદર લઇ જતાં બોલી, ' હાશ ! હવે નિરાંત થઈ. દિવસ ને રાત, હર મીનીટ તમારૂં જ ચિંતવન કરે છે. '

' બરફ લાવો. ' ડાકટરની બૂમ અંદરથી આવી.

અરવિન્દ બિચારો સફાળો ઉઠયો અને બ્હાર બરફ લેવા આવ્યો અને સુમનને જોતાં જ બાળકની માફક રોતો બોલ્યો, ' સુમન ! સુમન ! બિચારી જાય છે ! ડાકટરે આશા મૂકી છે. '

સુમનલાલે અરવિન્દને જોતાં જ, અરવિન્દને રોતો જોઈ તરલાનો ઢોંગ છે એ વિચાર કાઢી નાંખ્યો. સુમનલાલ કોઈનાં આંસુ જોઇ શકતો જ નહી. તરલા મરવા પડી છે એથી જુના પ્રેમનો ઝરો પૂર જોશથી વહેવા લાગ્યો ને તરલાને મળવા, એના બળતા હૃદયને શાન્ત કરવા, એને ક્ષમા આપવા, એની ક્ષમા માગવા, એને પ્રેમથી નિહાળવા તલપાપડ થઈ ગયો, અને એમને એમ તરલાના ઓરડા તરફ દોડયો.

ઓરડામાંથી તરલાના હુંકારા, તરલાના બોલવાનો અવાજ આવતો હતો. તરલાને માથે ગરમી ચ્હડી ગઇ હતી. આખું શરીર ભઠ્ઠીમાં હોય તેમ તપતું હતું. માથા ઉપર બરફનાં ગચ્છાં ને ગચ્છાં ઘસાતાં હતાં. તાવમાં, સન્નિપાતને લીધે આમથી તેમ આળોટતી હતી. જોમમાં ને જોમમાં ઉભી થતી હતી. ઘડિકમાં માથાના વાળ તો ઘડીકમાં પથારીની ચાદર હાથ વતે ખેંચતી હતી. કુદરતી રીતે સ્વરૂપવાન ને ગોરી તરલાનું મ્હોં આજ અતિશય તાવથી લાલ સુરમ થયું અને બે મીનીટમાં મગજ ફાટી જશે એમ બધાને બ્હીક લાગતી હતી. આંખો ચકળવીકળ ફરતી હતી અને જીભે સુમનના નામનો લવારો કરતી હતી. સુમન અંદર દાખલ થયો. જાણે સુમન[૩]ની સુગંધ આવી હોય

૩. ફુલ.

તેમ તરલાને થતાં તેણે બારણા તરફ જોયું ને સુમનને જોતાં જ એની છાતી ઉછળી. પથારીમાંથી સફાળી ઉઠી, 'હાશ ! હાશ! સુમન ક્યાં ગયા હતા ? મ્હારા વ્હાલા ! હું બહુ દુઃખી થઈ! તમને મૂકી નર્કમાં પડી. વ્હાલા મને ક્ષમા કરો ! હવે હું જાઉં છું ! પ્રભુના ઘરનાં તેડાં આવ્યાં છે, પણ તમારી ક્ષમા વિના મ્હને પેસવા દેતા નથી. ચંદા બ્હેન ! હું ગમે તેમ બોલીશ ! હા, હું એમને ચાહું છું ! સુમન ! આવો, આવો, એકવાર તમારો હાથ લાવો. અરે ! પાણી લાવોને ! કેમ કોઈ લાવતું નથી ? ખુરશી ! પાણી નથી જોઇતું. મ્હારા સુમનને બોલાવો. તમે સુમન નહી.' ડાકટરે ચંદાને કહ્યું, 'એને પથારીમાં સુવાડો ને માથે બરફ રાખો, નહી તો અધઘડીમાં મરી જશે. ઉશ્કેરાવાનું કામ નથી. મી. સુમનલાલ, એને શાન્ત કરો.'

ચંદા–બ્બાકળી ચંદા–પોતાના જીવનમાં રસ રેડનાર તરલાને પોતાનાજ ઘરમાં આમ દુઃખી હાલતમાં મરતી જોઈ ગરભાઈ ગઈ હતી. એના વેશમાં, એના બોલવામાં, એના હરવાફરવામાં ગાંડી લાગતી હતી. અધઘડીમાં મરી જશે એ શબ્દ કાને પડતાં જ સજળ નેત્રે, પોતાનાં આંસું લોતી ચંદા તરલા પાસે ગઈ ને બોલી,

'બ્હેન ! બ્હેન ! શાન્ત થાઓ. લો, પાણી. મ્હારી બ્હેન નહી. જો સુમનલાલ આવ્યા છે. એ ત્હારે માટે તલસી રહ્યા છે. જો જો, કોણ છે ? હોય કે સુમન ! હાં હા, મારી બ્હેન ! કેવી હસી છે ! એ રહ્યા.'

સુમનથી તરલાની આ સ્થિતિ જોવાઇ નહી. તરલાને દૂર કરવા, તરલાથી છૂટો થવા તૈયાર હતો, પરન્તુ તરલાનું મૃત્યુ જોવાની હિમત નહોતી. સુનનલાલ અત્યારે પાછલો સમય વિસરી ગયો હતો. તરલા કેવી રીતે શાન્ત થાય એ જ એનું લક્ષ હતું. એ ચિંતાતુર હૃદયે ને ધીરે પગલે તરલાની પથારી પાસે ગયો. ખુરશી ઉપર બેઠો અને એક હાથ તરલાને કપાળે મુકયો. હાથ મુકતાં જ દાઝયો, ને એ દાઝતાં હૃદય દાઝયું. તરલાની આવી સ્થિતિ જોઈ, રોઉં રોઉં થઇ ગયો , પણ

આટલા બધા માણસો વચ્ચે લાજ જાય માની મુંગો રહ્યો. કાંઇ જ બોલ્યો નહી–બોલી શક્યો નહી.

તરલાના માથા ઉપર, કપાળ ઉપર પ્રિય સુમનનો હાથ પડતાં જ આખા શરીરમાં અમૃત જેવી શાન્તિ છવાઇ રહી ને આંખ ઉંચી કરી તે બોલી:

'સુમન! આવ્યા? હાશ! હવે હું તમને બહુ વખત દુઃખ નહી દઉં. કલાક માંડ જીવીશ. તમારા હાથથી મારો તાવ ધીરો પડ્યો છે એટલે હું વાત કરી શકું છું, એટલી વારમાં મને કહેવા દો.'

સુમનના ચ્હેરા ઉપર શોક છવાયો હતો. એની આંખો ભીની થઈ હતી. હૃદય ધડકતું હતું. તરલાનો કોમળ પણ ધગધગતો હાથ પોતાના બે હાથમાં લીધો ને પ્રેમથી પંપાળવા લાગ્યો. તેનાથી એક અક્ષરે ઉચ્ચારાયો નહી.

'સુમન! મારે આટલું જ કહેવાનું છે. હાશ, હાશ! તમારો હાથ કોઈ દિવસ નહોતો લાગતો એવો ઠંડો લાગે છે. સાંભળો. મ્હને તમે ઢોંગી ધારી હતી–ધારી છે, ખરૂંને? આજે મારો અંતકાળ છે. પૂછો ડાકટરને. ઘડીની મહેમાન છું, ખોટું નહી બોલું. સુમન! મ્હને ક્ષમા આપો. તમારા જેવા પતિ છતાં મ્હારી લાગણીના જોરે–એનું નામ પણ નહિ દઉં, એ પાપીને મારો કરવા વિચાર થયો. સુમન! હું પવિત્ર હતી–છું. વિચાર–હા, વિચારમાં એક રીતે પાપી થઇ, પણ માણસ છીએ. તમને કોઇ બીજીનો, ફલાણી મળી હત તો સારૂં, એમ વિચાર નથી આવતો? લાગણી કબજામાં હોય તો ન આવે, આવે તો દબાવાય, હું એ કરી શકી નહી. પણ મારી વિદ્યા, સુકર્મના પ્રતાપે હું પડી નથી. હજી પવિત્ર છું...સુમન, ક્ષમા આપો, ભૂજંગને મ્હારા હૃદયમાંથી તે દિવસનો કાઢી નાખ્યો છે. જીવત તો તમને સુખી કરી, જગતને બતાવી આપવા હોંશ હતી કે ઉંચાં–કેળવાયેલાં, સાદા પ્રેમીલાં, પ્રભુને સમજનારાં પતિપત્ની કેવાં હોય છે એ બતાવી

આપત; પણ હવે લાચાર. મનની મનમાં રહી ગઇ. લોકો મને ખરાબ માને છે—માનશે, પણ જો તમે ન માનતા હો તો બસ. વ્હાલા! મને તમારી જ દરકાર છે. તમારે મન હું પવિત્ર હોઉં તો બસ. હું પાપીણી છું, પણ આપણાં શાસ્ત્રોમાં મહાન્ પાપીઓને પણ ખરો પસ્તાવો થતાં માફી મળી છે ના? તમે માફી નહી જ આપી શકો? તમે પવિત્ર છો એટલે બધાં પવિત્ર કેમ ન રહે એમ માનો છો ને?'

સુમન તરલાના અંતકાળના હૃદયના આ શબ્દોથી વિંધાતો હતો. સુમનલાલે ધાર્મિક જીવન ગાળ્યું હતું, ભગવતગીતાનો અભ્યાસ કર્યો હતો, ધર્મનાં સિદ્ધાન્તો સમજ્યો હતો અને પોતાની તરલાને આમ ટળવળતી-ક્ષમા મેળવવા માટે કળકળતી જોઇ એનું હૃદય ભરાઇ આવ્યું. એને અરવિન્દ, ડાકટર, ચંદા, વસન્તલાલ છે તેનું ભાન ન રહ્યું, ને ખુરશી ઉપરથી હેઠળ બેસી, તરલાનો હાથ હાથમાં લઇ માથું નાખી બાળકની પેઠે સુમન રોયો.

તરલા-તાવથી ફફડતી તરલાને શાન્તિ થઈ હોય એમ તે બોલી: 'હાશ! મારા સુમનનું હૃદય સુમન જેવું કોમળ છે તે હું જાણતી હતી! હવે મારે બીજા કોઇની દરકાર નથી. પ્રણામ! ચંદાબ્હેન! મારી મા કરતાં વધારે ચાહનાર ચંદાભાભી, નમસ્કાર! જાઉં છું. વસન્તભાઈ, પ્રણામ. અરવિન્દભાઇ! લીલાને સુખી કરજો.'

ડાકટરે ચંદાને કહ્યું, 'હવે બહુ થયું હો. એ ઉશ્કેરાય છે તેટલો અંત વહેલો આવશે, પછી તમો જાણો.'

સુમનલાલના હૃદયમાં એક પછી એક એટલી લાગણીઓ થઇ આવી હતી કે એનાથી એકે શબ્દ બોલાયો નહી. તરલા-મરવા પડેલી તરલાને હૃદયથી ક્ષમા આપી, એ તરલા અને સુમન બે જ સમજ્યાં. તરલા થોડા કલાકની જ મહેમાન છે એ જાણતાં સુમનનો જીવ ઉડી ગયો. તરલાનું મૃત્યુ મ્હારાથી નહી જોવાય એમ કહી ત્યાંથી ઉઠી ગયો. ત્હેના હૃદયમાંથી ભુજંગલાલ સંબંધીના સર્વ વિચાર નાશ પામ્યા હતા. તરલા આમાંથીપાછી ઉઠે, ડાકટર કહે કે જીવશે તો તે આજ

ને આજ તરલાને પોતાની કરે અને ક્ષમા માગવાથી, અર્ધું આયુષ્ય આપવાથી તરલા જીવશે એમ કોઇ કહે તો તેમ કરવા પણ તે તૈયાર હતો.

ડાકટરના હુકમને માન આપી બધાં ખસી ગયાં-કેવળ ચંદા ને ડાકટર બે જ તરલા પાસે બેઠાં. અરવિન્દની સાથે સુમન બીજા ઓરડામાં ગયો ને ત્યાં અરવિન્દના ખભા ઉપર માથું નાંખી રોતાં રોતાં બોલ્યો:

'અરવિન્દ! મ્હને એમ થાય છે કે ચર્ચગેટના પૂલ ઉપર છોકરાં આવી ચડયાં તે સારૂં જ થયું, નહી તો હું એને પાપીણી માનતો મરી જાત અને એને દુઃખી કરત. તરલા અહીં આવી છે, માંદી છે તે હું માનતો જ નહોતો, ને તેમાં વળી વીણાના તારે મ્હને વધારે વ્હેમમાં નાંખ્યો. તરલા ભયંકર મંદવાડમાં છે એ હું માનતો જ નહી—મ્હેં માન્યું જ નહોતું. ઠેઠ બંગલા સુધી યુક્તિ છે એમ ધાર્યું હતું. અંદર પેઠો ત્યાં સુધી એમ જ થતું કે માંદી હોય ને મરી જાય તો સારૂં. પણ અરવિન્દ હવે પસ્તાઉં છું. કેમે કરતાં જીવે! ડાકટરોએ આશા છોડી છે, અંતકાળ છે, કયાંથી જીવે? હું જ કમનસીબ છું. પણ તરલાને આવી વખતે મળી, ક્ષમા આપી મ્હેં મારૂં કર્તવ્ય કર્યું છે એમ હું માનું છું. મ્હને ખરી શાન્તિ આજ જ થઇ છે. એક નિરાધાર અને પવિત્ર અબળાને અંત વખતે શાન્તિ આપી છે. હવે હું ગમે ત્યાં જઇશ, પણ તરલા—મ્હારી તરલાને તો નહી જ મળું ને? આવતે જન્મ તરલા જ આપજો. મ્હને ક્ષમા આપવાનો જે આનંદ મળ્યો છે તે કાયમ રહેજો. તરલાનું જીવનભર સ્મરણ કરી એના પ્રેમનો જોગી થઇ એકલો રહી કરેલા પાપની ક્ષમા મેળવીશ. ભાઇ! મ્હારાથી એની એવી સ્થિતિ નહી જોવાય! હું આ ઓરડામાં પડયો છું. મ્હારી તરલા બોલાવે તો, ડાકટર આશા આપે તો બોલાવજો હોં.....'

---

## પ્રકરણ ૨૪ મું.

### લગ્ન.

લીલા અને અરવિન્દનાં ચકડોળે ચડેલાં લગ્ન આખરે નક્કી થયાં. બબેવાર લીલાની આશા મૂકી ગામડાંના જીવનમાં મોજ માનનાર અરવિન્દ લીલા મળતાં–લીલાના લગ્ન પોતાની સાથે નક્કી થતાં–હર્ષઘેલો થઇ આમતેમ ફરવા લાગ્યો. ' મ્હારા ભાગ્યમાં લીલા ! ભુજંગ જેવા સોસાઇટીના માણસને મુકી લીલા મ્હારી થશે એ મ્હેં માન્યું જ નહોતું. પૈસો–હા, પૈસો મ્હારી પાસે છે પણ તે કયાં ? આખો દિવસ ઢોરઢાંખર, ગાડાંના અવરજવરથી વેંત વેંત ધૂળથી ભરેલા રસ્તાવાળા ગામડાંમાં. રામચંદ્રજીએ સીતાજીને વનવાસ આપતાં કહ્યું હતું કે વનમાં રથ, ઘોડા, પલંગ, મહેલ કાંઇ મળશે નહી, તેમ મ્હારે પણ કહેવાનું છે. લીલા મુંબાઇમાં ઉછરી છે, મોટરો, પાર્ટીઓ, કલબો, જીમખાનાં, બેંડસ્ટેન્ડ, પાલવાનો લાભ લીધો છે; સારામાં સારી ફેશનનાં કપડાંનો પરિચય છે, ઘાટી–ભટ વગર એને ચાલે એમ નથી. મારે ત્યાં માણસો રાખી શકું એમ છું, પરંતુ ઘરમાં માજી, હું ને લીલા શિવાય કોઇ નથી. ત્યાં વખત પુશ્કળ મળવાનો તો પછી ભટ રાખવાની જરૂર ખરી ? એ વખત બચાવવાથી ખાસ લાભ ખરો ? મુંબાઇ જેવા શહેરમાં જ્યાં વખતની મારામારી ત્યાં વખત બચાવી જનસેવાનાં કામ કરવાં એ વ્યાજબી, બાકી તો કેટલાંક કુટુમ્બોમાં બને છે તેમ સાંજસવાર કલાકના કલાક ઘર અગર બંગલાના ઝાંપા આગળ બે ત્રણ ચાર જણીઓ ઉભી જ રહે છે અને આવતા જતાની ટીકા જ કરે છે તેમ થવાનું. એના કરતાં તો ઘરનું કામ કરે તો શું ખોટું ? લીલાને તો બે માણસની રસોઇ કરવાની. મહેમાન પરોણા વખતે તો ભટ જોઇએ એટલા ગામમાંથી મળે છે. ત્યાં લીલા કલબ કયાંથી લાવશે ? ઉંચી એડીના બુટ, નવી નવી

ફેશનનાં કપડાં પહેરી ક્યાં જશે ? શું એટલા માટે હું મારૂં જીવન બદલું ? ગામડું મુકી મુંબાઇ આવું ? ગુમાસ્તા મારફત ખેતર, ગામ જમીન સંભાળું તો પછી કમાયા શું ? હું જાતે રહી મ્હારા ગામનાં લોકોને કેળવણી આપી શકું છું. મ્હારા ગામના ખેડુતોના હલકા વર્ગમાં દારૂ વગેરે પેસવા નથી દીધું તેનું શું થાય ? લીલા સાદા વેશમાં, મારા ગામના સાદા લોકમાં, ત્યાંની સ્ત્રીઓમાં નહી ભળી શકે ? '

અરવિન્દને આ વિચારો થઇ આવ્યા. પરંતુ ઘણે દિવસે ઘણી આતુરતા પછી મળેલી લીલાની સાથે લગ્નથી જોડાવાના ઉત્સાહમાં આ સર્વ વિસરી ગયો. લગ્ન એ જીવનની ઉત્તમ પળ છે. એક નહી પણ હજારો હિંદુ બાળકો માત્ર અણસમજમાં જ પરણી આ ઉત્તમ પળની મજાહ ખૂવે છે, અને મ્હોટાં થતાં બીજાને પરણતાં જોઇ તે જ ઘડીયે ઉંડા નિસાસા નાંખે છે. કેળવણી વધતાં આવા નિસાસા કેળવાયેલા પુરૂષો તરફથી વધારે નિકળે છે. કારણ તેઓ લગ્નની જવાબદારી, પતિપત્નીનો સંબંધ સમજતા થયા હોય છે છતાં લગ્નમાં તેઓને ઘણીવાર પ્રાણી વર્ગમાં ' સ્ત્રી ' નામે ઓળખાતાં એક પ્રાણી સાથે લગ્ન કરવું પડે છે. સદ્ભાગ્યે અરવિન્દની આ સ્થિતિ નહોતી. લીલા અને અરવિન્દ વચ્ચે અન્તર નહોતું. બન્ને ઉમરલાયક હતાં, બન્ને વચ્ચે સ્નેહના અંકુર ફુટયા હતા અને એકબીજાને માટે આકર્ષાતાં હતાં.

મુંબાઇમાં હિંદુ લગ્ન અને ગુજરાત કાઠિયાવાડના લગ્નમાં ભેદ છે. દેશમાં લગ્નની ધર્મક્રિયા અને સાદો આનંદ વિશેષ જણાય છે, જ્યારે ધર્મક્રિયા કરતાં લગ્નની બહારની શોભા મુંબાઇમાં વિશેષ હોય છે. લીલાના પિતા મુંબાઇની ઉંચી સોસાયટીમાં જાણીતા હતા. લીલા ભરમંદવાડમાંથી ઉઠી હતી, ચંદાનાં લગ્ન થયે ઘણાં વર્ષ થઈ ગયાં હતાં, આ લગ્ન કુટુમ્બમાં છેલ્લાં હતાં. આ બધા સબબે લીલાનાં લગ્ન પૂર ભપકાથી કરવામાં આવ્યાં. અરવિન્દનાં કુટુમ્બમાં બહુ માણસો

નહોતાં એટલે અરવિન્દ તો પોતાના ગુમાસ્તા, બે ચાર સારા ખેડુતો અને વાણીયાને લઇને જ આવ્યો હતો. એની તરફ ગણો તો વસન્તલાલ કે સુમનલાલ. પણ સુમનલાલ તેમ જ વસંતલાલ તરલાના મંદવાડને લીધે ઉત્સાહપૂર્વક ભાગ લઈ શકે એમ નહોતા. અરવિન્દ કેળવાયેલો હતો, જાગીરદાર હતો, પરંતુ મુંબાઇની સોસાયટીમાં જાણીતો નહોતો, એટલું જ નહી પણ તેને સોસાયટીમાં ફરવું ગમતું ન હોવાથી મુંબાઇમાં 'લીલાના વર' તરીકે ઓળખાતો હતો. મુંબાઈ આવતાં વાર જ અરવિન્દને માટે સ્ટેશન ઉપર મોટરો તૈયાર હતી. કાઠિયાવાડના ખૂણાના ગામડાના રહેવાશી, ગામડાના પટેલ, ખેડુતો, શેઠ ઉપનામથી ઓળખાતા વાણીયાઓએ જન્મભર મોટર જોઇ નહોતી, તેમને અરવિન્દની સાથે મોટરમાં બેસતાં કાંઇ કાંઇ તાજુબી થઈ; પરંતુ ડાહ્યા એટલા જ કે તેઓ મુંગા રહ્યા. અરવિન્દને માટે વાલકેશ્વર ઉપર ઉતારો હતો. સામે દરિયો, વિશાળ બાગ, સૌંદર્યવાન બંગલો અને તેમાં લગ્નનિમિત્ત કરેલી શોભાઃ આ સર્વ પૃથ્વી ઉપર સ્વર્ગનું ભાન કરાવતી હતી. શાન્ત, સાદું જીવન ગાળનાર અરવિન્દને આ બધું વધારેપડતું ને બીનજરૂરીયાતનું લાગ્યું. અરવિન્દનું ચાલ્યું હત તો લગ્નક્રિયા સાદામાં સાદી રીતે કરત; પરંતુ લીલાનાં માતાપિતાને એમ લગ્ન ઘસેડી કાઢવાની જરાયે મરજી ન હોવાથી મુંબાઇનાં મોટાં કુટુમ્બોમાં લગ્નો થાય છે તેમ જાહેર મિલાવડાઓ, ભપકાબંધ વરઘોડા, પાર્ટીઓ, અને વર્ત્તમાનપત્રોમાં નોંધો સાથે લગ્ન થયાં.

લીલાને પોતાને પણ આવા જ લગ્નની હોંશ હતી, અને તે હોંશ પ્રભુએ પાર પાડી. લગ્નના પોશાકમાં અરવિન્દની સાથે ઉભી હતી, ચોરીમાં અગ્નિની આસપાસ ફેરા ફરતી હતી, મંગળાષ્ટકો ગવાતાં હતાં, તે વખતે હાયકોર્ટના જડજનાં ધણીયાણી, કાઉન્સીલના મેમ્બરો, વર્ત્તમાનપત્રના અધિપતિઓ, પારસી, યુરોપીઅન અને દેશી અમલદારો અને ત્હેમની પત્નીઓ, લીલા પાસે આવી સ્નેહથી, વિવેકથી કે ડોળથી હસી શેકહેન્ડ કરતાં–અભિનંદન (મુબારકબાદી) આપતાં તેથી લીલાનું

હૈડું હરખથી ઉછળતું હતું. જીવનની સફળતા થઈ એમ લાગતું હતું. 'અમારી લીલાને સુખી કરજે', 'લીલા જેવી કેળવાયલી, વિવેકી, શરમાળ, ડાહી પત્ની મેળવવા તમે ભાગ્યશાળી થયા છો એ માટે તમને મુબારબાદી' એવા શબ્દો અરવિન્દના કાને પડતા. લીલાની બેનપણીઓના, લીલાનાં માતપિતાના સ્નેહીઓના તાર, ભેટો આવતી હતી; પરંતુ અરવિન્દ તરફથી કાંઈજ નહોતું. અરવિન્દને ક્ષણભર લાગ્યું કે 'આ લગ્નથી હું સુખી નહી થાઉં. મ્હોટાની કન્યા લેવાથી જીવનનો શાન્ત આનંદ ખોવો પડે છે. આ શોભા—આ એકતરફી શોભા, ભેટ, મુબારકબાદીના તારોથી લીલાના મનમાં કદાચ પોતાને માટે વધારે ઉંચો મત બંધાઇ જશે. 'અરવિન્દને કોઇ ઓળખતું નથી, મ્હારે લીધે એ ઓળખાય છે, એમ કાંઇ થશે.' આમ લાગતાં અરવિન્દની આંખમાં આંસુ આવ્યાં. આ આંસુ હર્ષ અને ગ્લાનનાં હતાં. લીલા તરફ અરવિન્દનો શુદ્ધ પ્રેમ–ભાવ હતો. લીલા પોતાની થાય, અને એની સાથે પોતે શાન્ત ગામડાનું જીવન ગાળે એ એની મહેચ્છા[1] હતી તે પુરી પાડવાનો આજ પ્રસંગ આવ્યો જાણી આનંદ થયો. પરંતુ લગ્નની ચોરીમાં જ પોતે કાંઈજ નથી, લીલાને લીધેજ પોતાની ગણના થઇ છે અને લીલાને બહારના દમામ બહુજ પ્રિય હોય એમ લાગવાથી ભવિષ્યમાં કદાચ સુખી નહી થવાય એમ વિચાર આવતાં ખેદ થયો. લગ્ન—લગ્નસુખોના વિચારો નાશ પામ્યા, અને સુખી થવામાં માત્ર અભ્યાસ, સ્નેહ એકલાં જ જરૂરનાં નથી પરન્તુ ત્યાગ, બીજાને શી રીતે સુખી કરવાં એ વિચાર સતત મન આગળ રાખી તે પ્રમાણે અમલ કરવાની ઓછી જરૂર નથી. સાદું જીવન, ઉચ્ચ વિચાર, પ્રભુપ્રેમ અને શુદ્ધ સ્નેહ હોય તો જ લગ્ન પછીનું જીવન સુખમાં જાય છે એમ અરવિન્દને લાગ્યું. પણ હવે શું કરે ? 'લીલાથી સુખ નહી મળે એવા વિચાર અનુભવ વિના અત્યારથી કરી શા માટે દુઃખી થવું ?' એવો પણ વિચાર આવ્યો.

લગ્ન થઇ રહ્યું. વરકન્યા વળાવવાનો સમય થયો. લીલા અને

---

૧. મોટામાં મોટી ઇચ્છા.

અરવિન્દ મોટરમાં બેઠાં અને બન્ને બાજુનાં માણસો સાથે વાલકેશ્વર તરફ સરઘસ ચાલ્યું. ચોપાટી ઉપર આવતાં, અસ્ત પામતા સૂર્યનાં પ્રતિબિમ્બ વિશાળ સમુદ્રમાં જોઇ પતિપત્નીને જીવનસંધ્યાના વિચાર આવ્યા. દિવસ અને રાત્રીની જેમ અહીં સંધી[1] થઇ તેમજ આ પતિ-પત્નીની આજ સંધી થઈ. એ સંધી પણ આ સંધીના જેવી જ આકર્ષક, આનંદમય લાગતી હતી. માત્ર જેમ આ સંધી પછી રાત્રીમાં ચંદ્રનું અજવાળું પડનાર હતું, તેમ આ બન્નેની જીવનસંધીથી રાત્રીમાં પણ એવું જ અજવાળું પડી બન્નેને સુખી કરે તો બસ એમ થતું હતું. સરઘસ વાલકેશ્વર પહોંચ્યું. વાલકેશ્વરના બંગલામાં પેસતાં જ જ્ઞાતિના રીવાજ પ્રમાણે બંગલાના ઉમરા આગળ કાચા દોરા બાંધેલા એક ઉપર બીજું ઉંધું વાળેલું એવું માટીનું કોડીયું સ્ત્રીમંડળાંથી એકે મૂક્યું. હિંદુ સંસારમાં એવી માન્યતા છે કે ઘરમાં પેસતાં જેનાથી આ કોડીયું પહેલું ભંગાય તેનું ઘરમાં જોર ચાલે. અરવિન્દ આ જાણતો હતો પરંતુ એને એ સંબંધી મમત જ નહોતો, એ ઉપર બહુ શ્રદ્ધા[2] નહોતી, અને હોય તો પણ ગૃહ એ સ્ત્રીનું જ છે એમ માનતો, અને ત્હેમાં વળી આજ તો વિચારમાં હતો એટલે એ તરફ લક્ષ જ નહોતું. લીલા-ના મનમાં જુદા જ વિચાર હતા. 'આ કોડીયું પહેલું ભાંગજે—પહેલો પગ ઉપાડજે' એમ એક નહી પણ અનેકવાર એની બ્હેનપણીઓએ કહ્યું હતું. લીલા ઉતાવળી થઇ હતી. કોડીયું મુકતાં જ લીલાએ પગ ઉપાડયો ને કોડીયાંના ચુરેચુરા કર્યા.

'મારી લીલાબ્હેનનાં પાયાં પીશે રે,' ગીત ગવાયાં અને થોડાક સમયને માટે પોતાના થયેલા બંગલામાં લીલા અને અરવિન્દ પતિ-પત્ની તરીકે પહેલવહેલાં દાખલ થયાં. લીલાના પક્ષનાં માણસો અર-વિન્દની રજા લઇ, ભેટસોગાદ લઈ વિદાય થયાં, અને અરવિન્દ અને લીલા ઉપર અગાશીમાં, પૂર્ણિમાના ચંદ્રના પ્રકાશમાં, ઉદધિની[3] સામે, આકાશમાં ઉગેલા વશિષ્ટ અરૂન્ધતી તારાની તળે ક્ષણ વાર બોલ્યા

૧. જોડાણ, એકતા. ૨. વિશ્વાસ. ૩. સાગર—દરીયો.

વિના ઉભાં જ રહ્યાં. બન્નેના હૃદયમાં અનેક ભાવો ઉછળતા હતા, બન્નેનાં નેત્રોમાંથી સ્નેહ વરસતો હતો, પણ તે સ્નેહ અને ભાવ દર્શાવવાની શક્તિ જીભમાંથી જતી રહી હતી. ચંદ્રને ભેટવા દરિયાનાં મોજાં ઉછળતાં હતાં તેમ લીલાનું હૃદય પણ પતિને મળવા ઉછળતું હતું. અરવિન્દની નજર લીલા ઉપર પડી અને પોતાની છાતી સાથે લીલાને ચાંપી, નમ્ર બની, પ્રભુની કૃપા ઇચ્છતો ઉભો જ રહ્યો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### ગામ તરફ.

લગ્ન પછી અરવિન્દ અને લીલા વીશેક દિવસ મુંબઈમાં રહ્યાં. નવાં વરવહુએ મુંબાઇનાં જોવાલાયક સ્થળો–મુંબાઈનાં આનંદસ્થાનોનો પુરતો અનુભવ લીધો. મિત્રો, સ્નેહીઓ અને સભ્યગૃહસ્થોને ત્યાં જમી આવ્યાં, પરંતુ આખરે 'ઘર' સાંભર્યું. વતન–વ્હાલું વતન, માતા, અરવિન્દને સાંભર્યાં. મુંબાઇમાં લીલા વાલકેશ્વરથી પિતાને ઘેર જતી આવતી. એકલી માતપિતાની સાથે તેમજ અરવિન્દની સાથે ફરતી, પતિપત્ની દિવસના ભાગમાં બહુજ થોડીવાર એકલાં પડતાં અને રાત્રીના કંટાળેલાં મુંબાઇવાસીઓની માફક ઘણીવાર ગામડાંનાં સુખોની કલ્પના કરી સુખ માનતાં. કેટલાક દિવસો વહી ગયા અને પતિપત્નીએ કાઠિયાવાડ તરફ પ્રયાણ કર્યું. સ્ટેશન આવતાં જ અરવિન્દનું બે મજબૂત–કદાવર બળદનું લાંબું સીગ્રામ તૈયાર જોયું. અંદરનાં ત્રણ પાટીયાં ઉપર ગાદી નાખી દીધી હતી. પાટીયા નીચે પેટી, ખાવાનાનો ડબ્બો પાણી વગેરે સાધન ભર્યાં હતાં. મુંબાઇમાં ટ્રામ, વિક્ટોરીયા, મોટરમાં બેસનારી લીલાને સીગ્રામ નવાઈનું લાગ્યું. પણ હોંશમાં–પતિગૃહે જવાના ઉત્સાહમાં આ ફેરફાર બહુ મહત્વનો લાગ્યો નહી. સીગ્રામમાં પતિપત્ની બેઠાં–પડયાં. સીગ્રામના પડદા હતા, તેમાંથી લીલા ખેતરો, દૂર દેખાતી

પર્વતમાળા, આકાશ, આવતાં જતાં ગાડાં, વટેમાર્ગુઓ લીલાને આનંદ આપવાનાં સાધન નિવડયાં. રસ્તામાં આવતી નદીઓ, ત્યાં આગળ ઉતરી, નદીના ખળખળ વહેતા પાણીમાં–મીઠા–ઠંડા પાણીમાં–હાથ મોં ધોઇ ભાથું ખાવાની મજાહ, વડ જેવા ઝાડની નીચે ઝાંખરાં ભેગાં કરી કે નવિન પદ્ધતિનો સ્ટવ સળગાવી ચાહ પીવાની મજાહ, મુંબાઈ-વાસીઓના નસીબમાં કયાંથી એમ લીલાને થયું, અને ખરેખર ગામડાંના જીવનમાં પણ ઓર આનંદ છે એમ એને લાગ્યું. આમ મુકામ કરતું, આનંદ ભોગવતું દંપતિયુગ્મ[૧] આખરે ગામડામાં પહોંચ્યું. નાના ગામડાંમાં લગ્ન કરી વર કન્યા જવાનાં હોય કે આવવાનાં હોય એ ગવર્નર કે વાઇસરોયની પધારામણી કરતાં પણ વધારે આનંદનો દિવસ હોય છે. એક કન્યા પરગામ જાય તો આખા ગામની જ પુત્રી–જમાઈ તે આખા ગામનો જ–અને એમ માનીને જ નિર્દોષ ગામડીયાઓ સ્નેહથી વર્તે છે. સામાન્ય રીતે એમ હોય તો પછી આ તો પોતાનો માલીક–રાજા જે કહો તે અરવિન્દ હતો તો પછી 'શેઠાણી' આવનાર હોવાથી,–'બા' આવનાર હોવાથી–ગામડાંમાં ઘેરઘેર મંગળ ગવાતાં હતાં. આખું ગામ, સ્ત્રી પુરૂષ, બાળકો ગામની પાધરે ભેગાં થયાં હતાં. ગામના બ્રાહ્મણો, માગણો બે પૈસાની આશાએ ચાંલો કરવા કંકુ લઈ ઉભા હતા. અહીં સુરતનું રઝાકનું કે ગવર્નરનું પોતાનું બેન્ડ મળી શકે એમ નહોતું એટલે દેવનાં દુંદુભી વાજાં ગણાતાં ઢોલ અને શરણાઈ તૈયાર હતાં. દૂરથી સીગ્રામ દેખાતાં જ ઢોલ–શરણાઇના અવાજ શરૂ થયા અને નવિન આવેલી લીલાના મનમાં શું શું થશે ત્હેની કલ્પના કરતો અરવિન્દ હસતો હતો. અરવિન્દના કહેવાથી લીલા નીચે ઉતરી અને અરવિન્દની સાથે ચાલી.

હિંદુ સંસારનું બરાબર અવલોકન કરનારને અને શહેર અને ગામડાંનાં જીવનમાં તફાવત શો છે, કયાં છે અને કેમ છે તે સમ-જનારને તટસ્થ રીતે જોતાં ઘણું શિખવાનું ને જોવાનું મળે છે. મૂળે કાઠિયાવાડ અને તેમાં પણ ગામડું એટલે ગામની સ્ત્રીઓ અરવિન્દની

૧. પતિપત્નીનું જોડું.

લાજ કાઢે જ. હિંદુના જુના રીવાજ પ્રમાણે–ગામડાંના રીવાજ પ્રમાણે ખેડુતો, વાણીયાઓ અને ગામના લોકોએ અરવિન્દભાઈનાં વહુએ મોટો સાલ્લો પહેર્યો હશે, હાથમાં મ્હોટા ચુડા અને પગમાં સાંકળાં ઘાલ્યાં હશે, લાજ કાઢી હશે, એમ કલ્પના કરી હતી; પરંતુ આ તો બીજું જ નિકળ્યું. જાડા ડબલ–દોઢીયા સાલ્લાને બદલે રેશમી ઝીણું પોત, કમખીને બદલે ચાળી, મોટા ચુડાને બદલે મોતીની નાજુક બંગડીઓ અને પગમાં કાઠિયાવાડી જાડાં સાંકળાને બદલે નાજુક ઇંગ્લીશ કંપનીનાં સ્લીપરો હતાં. ગામમાં આટલા બધા લોક વચ્ચે વહુ આમ વરની સાથે વાત કરે એ બીચારાં અજ્ઞાન ગામડીયાને કેમ ગમે ? એમાં એમનો દોષ શો ? જેવા જેના સંસ્કાર ! અરવિન્દ આ બધું જોતો હતો–સમજતો હતો. લીલાને કાંઇક નવાઇ લાગતી પણ તે બોલતી નહી. બ્રાહ્મણે આવી વરવહુને ચાંલ્લા કર્યા. ગામના પટેલીઆએ ચાંલ્લા કરી નાળીએર, સાડી–પાઘડી–મૂક્યાં, અરવિન્દે પ્રેમભર સ્વીકાર્યાં, બધાની ખબર પૂછી અને બધાની સાથે ઘર તરફ ચાલ્યો. ઘર આગળ આવતાં જ વૃદ્ધ માજી વહુદિકરાનાં ઓવારણાં લેવા બ્હાર આવ્યાં, અને એમને માથે હાથ ફેરવી કપાળ સાથે આંગળાં ભેરવી ટચાકા ફોડયા. માજીને જોતાં જ અરવિન્દની આંખમાં આંસુ રહ્યાં નહિ. એકદમ માજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને માજીએ ઉઠાડયો ત્યારે ઉઠ્યો. બિચારી પુસીનો કોઇ ભાવ પૂછતું નહી. અરવિન્દ વગર મુંઝાતી–અરવિન્દ વગર દુધ પીવામાં મજાહ ન માનનારી પુસી મીઆઉમીઆઉ કરતી ફરતી હતી, પણ આ ધાંધલમાં તેને કોણ સંભારે ? નવી આવેલી લીલાને સુંઘતી પુસી ગેલ કરતી કુદતી હતી.

ગામડાના રીવાજ પ્રમાણે સામૈયામાં આવનારને, ગામમાં માજી તરફથી સાકરો વહેંચાઇ, અને આજ ગામને જમવાનું પણ અરવિન્દના તરફથી જ હતું. જૂદી જૂદી જ્ઞાતિના, જૂદી જૂદી સ્થિતિના ગામડાના લોકો જમવા ભેગા થયા અને રસ્તામાં જ–છૂટી સાફ કરેલી જમીનમાં બેસી પત્રાળામાં આવતી રસોઇ આનંદથી ઉરાડવા લાગ્યા. સાસુરૂપ માજીના કહેવાથી અને અરવિન્દના ઉત્સાહમાં ઉત્સાહ રેડવા

લીલા આમતેમ ફરવા લાગી. લીલાનું જીવન મુંબાઇમાંજ ગયું હતું. મુંબાઈની રીત પ્રમાણે જ્ઞાતિભોજન વાડીયોમાં થતાં જોયાં હતાં, પણ આવી જમણ પાર્ટી જન્મમાં તેણે જોઇ નહોતી. ગામડાના સાદા લોક હોંશથી એક નોતરે વિના સંકોચે આવ્યા હતા અને પૃથ્વી માતાની સપાટી ઉપર સ્વચ્છ જમીન ઉપર બેશી સૃષ્ટિસૌંદર્ય[1] વચ્ચે નિરાંતે જમતા હતા. આ જોતાં લીલાને મુંબાઇની પાર્ટી સાંભરી. ન્યાતને બદલે પાર્ટી–'એટહોમ' માં તે હજારવાર ગઈ હતી. કાર્ડ મોકલી સભ્ય ગૃહસ્થોને બોલાવવામાં આવતા. આવનાર માન સમજતા અને સામાન્ય વાર્તા કરતાં પોતપોતાનાં ટોળાં બાંધી ફરતાં. મોટા માણસ આવતાં ચુપચાપ થતા. હોલમાં, બાગમાં કે અગાશીમાં સફેદ ચાદરોવાળા મેજ ઉપર સુશોભીત રીતે ગોઠવેલી ડીશોમાંથી મુખ્ય ગણાતા માણસો વસ્તુ ઉપાડયા પછી જ ઉપાડાય અને એ બંધ કરે એટલે બંધ કરાય એમ જોનારી લીલાને આ જમણ જોઇ કાંઇક આનંદ અને આશ્ચર્ય થયું. કોઇપણ તરેહના સંકોચ વિના, જરા પણ બગાડ વિના, ડીશોમાં રાખી બબરચી–બોય કે કોન્ટ્રાકટરનો ઉપયોગ કર્યા વિના, આ લોકો પાર્ટીનું ખરૂં સુખ લેતા હતા. સર્વત્ર આનંદઉત્સાહ ઉભરાતો હતો. લીલાને એમ લાગ્યું કે આવા જમણવારો ફરજીયાત ન હોય, સ્થિતિ અને અનુકૂળતા પ્રમાણે થતા હોય, તો પાર્ટી કરતાં આમાં ઓછો આનંદ નથી. કેટલીવાર પાર્ટીઓ કરવી પડે છે, એમાં પણ નાતવરા કરતાં વધારે ખરચ થાય છે તેમ છતાં બગાડ ઓછો થતો નથી.

જમણ પૂરૂં થયું અને પટેલીયાઓના હોકા સળગ્યા. નવા શેઠ–શેઠાણીના સ્વભાવની, એમના સુખની વાતો થવા માંડી. અરવિન્દ પટેલીઆઓ પાસે જઇ એમનાં સુખદુ:ખની, ખેતીની વાતો કરવા લાગ્યો. આમ વખત વીતી ગયો, અને અલાઉદ્દીનના દીવાની માફક જંગલમાંથી મંગળ અને મંગળમાંથી જંગલ થયું હોય તેમ, મુંબાઇવાસી લીલા પોતાના ગામડાના નાના ઘરમાં પોતાના વ્હાલા પતિની સાથે જ ગામડાંના સુખ–શાન્તિનો અનુભવ લેતી ગાઢ નિદ્રામાં પડી.

---

૧. કુદરતી શોભા વચ્ચે.

# પ્રકરણ ૨૬ મું.

## ગૃહજીવન.

અરવિન્દ પરણ્યો–ભૂજંગલાલના હાથમાં જતી લીલાને પોતાની કરી, મનની ઉમેદ પાર પાડી; ગામડાંના જીવનમાં–નવા વાતાવરણમાં લીલાને થોડાક માસ ઓર મજાહ આવી હતી, અને પતિના વ્હાલમાં, ગામડાના નિર્દોષ સાદા જીવનમાં લીલાને અણગમતું આવ્યું નહી, અને અરવિન્દને એમજ લાગ્યું કે ‘ દુઃખી થઇશ ’ એ કલ્પના ખોટી હતી. અરવિન્દને લગ્નજીવન–પતિપત્નીના જીવન માટે જૂદા જ વિચાર હતા. ‘ મોટી વયે, એક બીજાને કાંક ઓળખ્યા પછી, પરણે એ દુઃખી થાય જ કેમ ! અભણ, માબાપે પરણાવેલા, પરણવાનું સાંભરતું એ ન હોય એવા હિંદુભાઇઓનાં ગૃહજીવન શાન્ત, આનંદમાં ચાલે છે તો પછી કેળવાયેલા કુટુમ્બમાં શા માટે અસંતોષ, કલેશ હોય ? બીજાનું ગમે તેમ હો પણ હું તો મ્હારી લીલાની સાથે આનંદમાં દિવસો પસાર કરીશ. લીલાને હું ચાહું છું, એ મ્હને ચાહે છે. પ્રભુના પ્રેમની જાણ છે. બીજાને સુખી કરવા એજ અમારી ઇચ્છા છે, પછી શું ? અત્યારસુધી હું એકલો હતો, મ્હારે જીવનમિત્રની જરૂર હતી તે મળ્યો. મ્હારે ગૃહિણીની જરૂર હતી તે મળી; મ્હારે મ્હારાં કર્તવ્યોમાં ભાગીદારની જરૂર હતી તે મળી, મ્હારે મ્હારા સ્નેહનું પાત્ર જોઈતું હતું તે મળ્યું. હવે શું ? અમારે શું દુઃખ છે ? વતન છે, જાગીર છે, એ હું સાચવીશ તો ખાવાપીવાની કે બે પૈસા વાપરવાની તંગી પડવાની નથી. અમારે કલબ કે સોસાયટીની શી જરૂર છે ? લીલા મ્હારૂં ઘર સાચવે, મહેમાન પરોણાનું સ્વાગત કરે, ગરીબ ગામડીયાના હૃદયમાં કંઇ સારા સંસ્કારો પાડે, એમનાં દુઃખ એમની સાથે ભળી ઓછાં કરે, સ્ત્રીઓ માટે સ્થાપેલી કન્યાશાળામાં જઈ અવારનવાર સૂચના કરે, બિચારી અજ્ઞાન સ્ત્રીઓમાં ગામડાંમાં

જણાતા 'મેમાનગીરી'–સાદાઈ–એકબીજાને મદદ કરવાની ટેવ ખીલવી, એમનામાં કેલવણી પસારી વ્હેમો દૂર કરાવી એમની ઉન્નતિ કરવા મદદ કરે તો એજ અમારાં મંડળ, એજ અમારી જનસેવા ! લીલાને બીજી નોકરી અગર બીજી સમાજસેવા કરવાની શી જરૂર છે? એમને આરામ મળે, એમની સાથેની વાતોમાં અમારાં હૃદય વધારે કોમળ બને, અમે વધારે જોડાઈએ, એ જોડાવાથી અમારી પ્રજા–અમારા ખેડુતો–પાડોશીઓ વધારે સુખી થાય, અમારા ગામમાં શાન્તિ–સુખ, પ્રેમની કૃપા થાય તો પછી બીજું શું જોઈએ ? એ જ લગ્નસુખ ! આ થયા પછી ગામબહાર સ્હવાર સાંજ ખેતરોમાં, નાનાં મંદિરોમાં, નદીકાંઠે જઈએ, પ્રભુલીલા જોઈએ, ખેડુતોનાં ઘરોમાં જઈ તેમની સ્થિતિ જોઈએ તો પછી મુંબાઈના પાલવાબંદર, બેન્ડસ્ટેન્ડ કે નાટકશાળાની શી જરૂર છે?' અરવિન્દના આવા વિચાર હતા. લીલા પતિ, પતિનું ગૃહ, ત્હેની સાથે રહી ગામડાંના જીવનમાં જ આનંદ માનશે અને લીલાને કોઈપણ વાતનો અસંતોષ નહી થાય, એમ અરવિન્દ ધારતો ન હતો. કેમકે લીલા મુંબાઈમાં ઉછરી હતી, સ્ત્રી અને પુરૂષ લગ્નથી મિત્ર બને છે. બન્ને એક થાય છે, એકબીજાની ન્યૂનતા પૂરે છે, બન્ને સંસાર રથનાં બે પૈડાં છે. મહાકવિ ટેનીસન કહે છે તેમ 'ભિન્નતામાં પણ એકતાનાં રૂપ છે' એ માન્યતા લીલાથી બરાબર સમજાઈ નહોતી. ટેનીસનની 'પ્રીન્સેસ' ની માફક લીલાને અનુભવની જરૂર હતી. લીલાએ સ્ત્રી–પુરૂષના સમાન હક વિશે સાંભળ્યું હતું, વાંચ્યું હતું. સ્ત્રીને પણ પુરૂષની માફક વ્યકિતત્વ (individuality) છે એમ હતું. જીવન બીજાને માટે કરતાં પોતાને માટે છે. પોતાની સવડ, પોતાના ઉપભોગના વિચાર ઠસ્યા હતા. સ્ત્રી કેવળ ઘરમાં બેસી રહેવા નથી સરજાઈ એમ માનતી. પોતાના ઘરની, પોતાના પતિનાં સગાં, પાડોશી કે સંબંધીઓની સેવા એ સેવા નહી. જ્યાંસુધી જાહેર સંસ્થામાં જોડાઈ જાહેર કામો ન થાય, પોતાનું નામ ન આવે, બહાર ન પડાય, એ રીતે જ ફરવા હરવામાં લૂગડાંલત્તાં પ્હેરી વખણાય નહી ત્યાં સુધી એકાન્ત-

શાન્ત જીવન નકામું એવી કાંઈ ભાવના લીલાની હતી, અને આથી અરવિન્દનો અગાધ પ્રેમ છતાં, પૈસાટકાની શી વ્યવસ્થા કરે છે એની જરાયે દરકાર રાખતો નહોતો, લીલાને બહાર જવામાં અટકાવ કરતો નહોતો, પુસ્તકો–ચોપાનિયાં મંગાવવા સ્વતંત્રતા હતી, પોતાની સાથે અનેક જાતની વાતો કરાવતો છતાં લીલા અસંતુષ્ટ રહેવા લાગી. ગરીબ લીલા–ભોળી લીલા ઘણીવાર અરવિન્દને કહેતી હતી કે 'મ્હને ગમતું નથી. તમે લઢતા નથી છતાં મ્હને કાંઈક ઓછપ લાગે છે.' આટલું કહી રોતી. અરવિન્દ બીચારો લીલાને વ્હાલથી પાસે લેતો, એના માથા ઉપર–વાંસા ઉપર–હાથ પસવારી શાન્ત કરતો અને આ પ્રેમાળ જોડું આમ વળી પાછું શાન્તિમાં દિવસ પસાર કરતું.

મહિનાના મહિના ગયા અને અરવિન્દ થોડે દૂર પોતાના ખેતર સંબંધી તજવીજ કરી બપોરના ઘેર આવ્યો. લુગડાં કાઢી ઓરડામાં પેઠો ત્યાં હિંચકા ઉપર લીલા ચંદાનો કાગળ વાંચતી હતી. અરવિન્દ હમેશની રીત મુજબ લીલાની પાસે જ હિંચકા ઉપર બેઠો ને લીલા બોલી—

" ચંદાનો કાગળ છે. લ્યો ! એમાં તમારો કાગળ પણ છે. અક્ષર ઉપરથી તમારી–તમારી પેલી ભાભીનો કાગળ લાગે છે. ચંદાનો કાગળ આવે છે ત્યારે મ્હારો આખો દિવસ આનંદમાં જાય છે. એ લખે છે કે " કાકી ને છોકરાંઓને લઈ ચંદા સુમન 'કાદમ્બરી' ના નાટકમાં ગયાં હતાં. "

અરવિન્દ મુંગો જ હતો. લીલાનો આપેલો કાગળ એણે યંત્રની માફક લીધો અને વાંચ્યો. એ પત્ર અરવિન્દના ઓરમનભાઈ જુગલની કરી લીધેલી સ્ત્રી ગંગાનો હતો. અરવિન્દને ઓરમનભાઈ હતો. પિતાના મૃત્યુ પછી એ જૂદો રહેતો અને કુટુમ્બ, સગાં વ્હાલાંના આગ્રહ છતાં પરણ્યો નહોતો. નાદાન દોસ્તો, પૈસાની અનુકૂળતા હોવાથી કુસંગમાં પડ્યો અને દુકાળના વખતમાં આવી પડેલી ગંગાને

ઘરમાં રાખી રહ્યો હતો. આવાં અનીતિમય કૃત્યોનાં પરિણામ હમેશાં આવે છે તેમ એ પૈસેટકે દુ:ખી થયો અને ઘરબાર મૂકી બન્ને ચાલ્યાં ગયાં. મુંબાઈ જેવી વિશાળ નગરીમાં ફાવશે એમ માની ત્યાં ગયાં. પણ તે દિવસથી જુગલનું નામનિશાન ભૂલાઈ ગયું. બીચારા અરવિન્દને ભાઈને માટે થતું, એને પાછો રસ્તે લાવવા, એને એ પૈસાની મદદ કરવા સદા તૈયાર હતો અને એની તપાસ કરવા ઘણા પ્રયત્નો કર્યા હતા. ગંગાનો આ બીજો પત્ર હતો. કેટલાક માસ ઉપર ગંગાએ એક પત્ર લખ્યો હતો અને એમાં લખ્યું હતું કે 'મ્હને તમારા ભાઈએ કાઢી મૂકી છે. અમે કાયદાની નજરે પતિપત્ની નથી છતાં અમે પતિપત્ની તરીકે જ રહ્યાં છીએ, અને મ્હને કાઢી મૂકી છે તે પણ મ્હારા કોઈ ખરાબ કામ માટે નહી પણ તહમારા ભાઈની પૈસા સંબંધી સ્થિતિ સારી ન હોવાથી જ. આ પત્ર મ્હારે માટે નથી લખતી, માત્ર તહમારા ભાઈને જ માટે મ્હને ચિંતા થાય છે.' આ બીજા પત્ર ઉપરથી જણાતું હતું કે ગંગા પાછી જુગલ પાસે જ હતી. જુગલે એક બહાર ગામની મિલમાં નોકરી લીધી હતી, પણ ઉપરીની સાથે તકરાર કરી નોકરીનું રાજીનામું આપ્યું હતું અને બન્ને પાછાં મુંબઇ આવ્યાં હતાં. મુંબાઇની એક ધર્મશાળામાં જુગલ મૃત્યુ પથારીમાં હતો અને અરવિન્દને સંભારતો હતો. પાસે પાઈ નહોતી એટલે ગમે તેમ કરી ચંદા મારફત ગંગાએ પત્ર મોકલ્યો હતો.

ગંગાનો પત્ર વાંચતાં અરવિન્દના મ્હો ઉપર શોક છવાયો હતો, અને એની કોમળ લાગણીને લીધે એની આંખમાં આંસુ આવ્યાં. લીલાની નજર અરવિન્દ તરફ ગઈ ને પોતાના વ્હાલા પતિનાં આંસુ તે જોઈ શકી નહી. 'શું છે? મ્હને જલ્દી કહો!'

'જુગલભાઈ થોડા દિવસના જ મહેમાન છે. મ્હારે જવું જોઇએ.'

લીલાના હોશ ઉડી ગયા. એના મગજમાંથી ચંદા, મુંબાઈ, કાદમ્બરીનું નાટક, સઘળું ઉડી ગયું ને બોલી ઉઠી—

'ક્યારે જશો?'

'કાલે.'

'હું ત્હમારી સાથે આવું?'

'લીલા! તને આ વિચાર ક્યાંથી આવ્યો? શું ત્યાં કંઇ મોજ મારવાની છે?'

'એમાં ક્યાંથી કેમ? હું તમારી સાથે આવું એમાં શું? એ બ્હાને હું જરા મુંબાઇ જઇ આવીશ, બધાંને મળીશ. હું કાંઈ તમારા કામમાં વચમાં નહીં આવું!'

'લીલા! હું અમસ્તા કામસર જતો હોઉં ને તું કહે કે ભેગી આવું, એ દીવસ મુંબાઈ જઈ આવું તો તે લેખે. હું શા માટે જાઉં છું તે જાણે છે. મ્હારો પોતાનો ભાઈ, જે સારો રહ્યો હત—સારો હત તો આ જાગીરનો અડધો ભાગીયો હોત તે ભાઇ—કોડી બદામ વિના મુંબાઈની ધર્મશાળામાં મરવા પડયો છે. અરે મારે એને અહીં લાવવો જોઇએ. એક ભાઈ તરીકે—મનુષ્ય તરીકેની ફરજ અદા કરવી જોઇએ, એને ખોળવા, એને સમજાવી અહીં રાખવા હજારો પ્રયત્ન કરેલા ને નિષ્ફળ ગયેલા તે આજે સફળ થવાનો વારો આવ્યો છે. એને મળું, એની છેલ્લી ઇચ્છા પુરી પાડું, એને શાન્તિ આપું, એમ થાય છે તે વખતે તું કહે છે કે મુંબાઈ આવું! આ શું બોલે છે? પણ પ્રભુપ્રેમ—મનુષ્યપ્રેમ—સ્નેહ એજ જાણતી હોય તો ત્હને લાગણી થવી જોઇએ, ને તું શું બોલે છે?'

લીલા—ભોળી લીલાના હ્રદયમાં ઘા વાગ્યો. અરવિન્દને થતી લાગણીનો એને ખ્યાલ જ નહોતો. જગતમાં ઘણા માણસો ગરીબાઈ-માં મરે છે ને જુગલ મરે તેમાં શી નવાઈ? એથી શું? બીજાને માટે લાગણીની કેળવણી મળી નહોતી. પોતાની વાત પહેલી. ચંદાના

કાગળમાં બધાંએ કાદમ્બરીનું નાટક જોઇ આવ્યાનું લખ્યું હતું અને પોતે હજી આ ગામડામાં જ પડી છે. મુંબાઇ સાથે મુંબાઈનાં નાટક, મુંબાઈની સોસાયટી સાંભરી અને લીલાને એમ જ લાગ્યું કે પોતે આંદામાનના ટાપુમાં દેશનિકાલની સજા ભોગવે છે.

‘ અરવિન્દ ! તમારે જે કહેવું હોય તે કહો ! હું તો આવીશ. જો તમે સાથે નહી લઈ જાઓ તો પાછળથી આવીશ. એમાં મ્હેં શું કહ્યું કે આવો વિચાર કયાંથી એમ કહો છો ? તમે ન જતા હો ને હું બોલી હોઉં કે મ્હારે મુંબાઇ જવું છે તો કાંઇક ખરૂં, પણ આ તો ત્યાં તમે જાવ છો, મ્હને ગામડાંમાં ગમતું નથી, એટલે બસ હું તમારી સાથે તો આવીશ. ’

‘ લીલા ! લીલા ! જરા સમજ ! તું નાહક હઠીલી થાય છે. તું માને છે એમ મજાહ કરવાની નથી. મ્હારો ભાઇ કોણજાણે કેવીએ જગાએ સડતો હશે. ત્યાં ત્હને લઈ જવી ફાવે એમ નથી અને ત્હારા આવવાથી તેને લાભ નથી. તું ત્હારા બાપને ત્યાં ઉતરે, પણ હું શા કામ માટે મુંબાઈ આવ્યો છું તે મ્હારે કોઇને જણાવવું નથી. ચંદા જાણે છે, પણ ચંદાબ્હેન સમજુ છે. લીલા ! તું મ્હને સગવડ કરતાં અગવડ રૂપ થઈશ હો !’

‘ તદ્દન ખોટું. તમે મને ચાહતા જ નથી. જ્યાં તમે ત્યાં હું.’

‘ લીલા ! ગંગાનું તેં મ્હોએ જોયું નથી ને જોવુંએ નહી ગમે. એની સાથે વાત કરવી ત્હને નહી ફાવે. એનો ઇતિહાસ જૂદો છે. ’

‘ મ્હારે એના ઇતિહાસનું શું કામ છે ? મ્હારા પતિના ભાઇ માંદા છે, મારા પતિ ત્યાં જાય છે તો પછી મ્હારે એની સાથે જવું જોઇએ. તમારી જાગીરના ભાગીદારને જોઉં તો ખરી ! પછી અંદરથી કાંઈ બીજું તો નથી ને ?’

‘ લીલા ! લીલા ! તું આ શું બોલે છે ? મ્હારા હૃદયમાં હોળી સળગે છે ને તું ગમે તેમ બોલે છે ! ત્હને અહીં એકલી ન ગમતું

હોય તો તું જુનાગઢ જા, વઢવાણ જા, પણ મુંબાઇ મારી સાથે આ વખતે આવી શું કરીશ ? મ્હારા આ દુઃખમાં–ચિંતામાં હું તારી સાથે નહી કરી શકું વાત કે નહી કરી શકું આનંદ. મ્હારો ભાઈ જીવતો હશે કે મરી ગયો હશે ! પાંખો હત તો અત્યારે ઉડીને જાત એમ થાય છે, ત્યાં તું...'

'હા, મ્હારે માટે ત્હમને અભિપ્રાય જ હલકો છે. મ્હારી વાત જ ત્હમને રૂચતી નથી. વઢવાણ જાઉં તો પછી મુંબાઈ કેમ નહી ? તમારા બોલવામાં જ કાંઇક ભેદ છે. શું તમારી સાથે આવવાનો મ્હારો હક નહી ? સ્ત્રીઓને ગુલામ ગણવામાં હિંદુઓ પહેલા છે એ વાત આ જ અનુભવી. અમે તમારી ગુલામડીઓ !'

'લીલા ! મ્હેં ત્હને કયે દિવસ ગુલામડી ગણી ? તો પછી મ્હને પરણી શું કામ ? ભૂજંગલાલ ને હું બન્નેનો અનુભવ હતો !'

લીલાની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. પુસી બન્નેના ખોળામાં દોડતી હતી પણ એમાંથી કોઈ ત્હેનો ભાવ પૂછતું નહી. અરવિન્દ નરમ થયો, લીલાને શાન્ત કરવા–સમજાવવા લાગ્યો, પણ નિરર્થક. એક સહજ અગવડ ખાતર ઘરમાં કલેશ ન ઘાલવો એવી ઇચ્છાએ અરવિન્દે લીલાને સાથે લેવાનું નક્કી કર્યું, ને એ નક્કી થતાં લીલાનાં આંસુ સુકાયાં, મ્હોં ઉપર હસવું દેખાયું ને બન્ને પ્રેમવાતોમાં પડયાં, અને ઘડી ઉપર બોલાયલા શબ્દો અત્યારે તો વિસરાઈ ગયા.

---

# પ્રકરણ ૨૭ મું.

## જુગલભાઈ.

મુંબાઈમાં ચીંચપોગલીના રસ્તા ઉપર એક હોટલ છે. આ હોટલના બારણા ઉપર "હિંદુ હોટલ–ખાવા, પીવા, રહેવાની સોઇ સગવડ–એક વખત અનુભવ કરો" એવું પાટીયું માર્યું હતું. એક બાજુ કોટની તાજમહાલ કે મેજસ્ટીક હોટલ ને બીજી બાજુ આ ગંદીગોબરી હોટલ. હોટલના નામને લજાવનાર પેથાપુરી બ્રાહ્મણ મેલથી કાળું થયેલું જનોઇ ને કાળું ધોતીયું પહેરે શરીર ઉપર દાદર થયેલી એવો આ હોટલનો માલિક હતો. હોટલમાં સોઇ સગવડમાં દિવસના પણ અંદર થતાં કાળાં કામ ન જોવાય એટલા માટે સુરજનાં કિરણ પણ જઇ શકતાં નહી! અંધારી ઓરડીમાં માકણથી ભરેલી ગોદડીયો, ચીમની વગરના ધુમાડાના ગોટેગોટ નીકળે તેવા દિવા, ચિત્રવિચિત્ર સ્ત્રી પુરૂષો, તેમની ન છાજતી વાતો અને વર્તણુક આ ઉત્તમ હિંદુ હોટલમાં જણાતાં હતાં!

અરવિન્દ અને લીલા આવ્યાં ત્યારે જુગલની સ્થિતિ તેમના ધાર્યા કરતાં વધારે ગંભીર હતી. પોતાના ભાઇને આવા ત્રાસદાયક મકાન-માં મૃત્યુપથારીપર પડેલો જોઇ અરવિંદ ખરેખર મુંઝાયો. પોતે જ્યારે જ્યારે મુંબાઇ આવતો ત્યારે કાં તો વાલકેશ્વર કે પરામાં રહેતા ધનાઢ્ય મિત્રોને ત્યાં ઉતરતો કિંવા ઉંચામાં ઉચી હોટલમાં રહેતો. સેકન્ડ કલાસમાં જ મુસાફરી કરતો, દર ત્રિજે દિવસે કપડાં બદલતો, ગાડી–ઘોડામાં ફરતો અને ઘેર આગળ નાનું સરખું રાજ ભોગવતો, તેનો ભાઇ આવી સ્થિતિમાં, અને એ પણ ખૂબી જ કે આજે એ જ ભાઈની સારવાર કરવા માટે એવી જ હોટલમાં રહે-વાનો વારો આવ્યો. મુંબાઈ જેવા શહેરમાં રસ્તાઓ પહોળા થાય, ચાટલા જેવા થાય, તેને માટે જેટલી તજવીજ કરવામાં આવે છે તેની અર્ધી જ તજવીજ જો આવી હોટલો સુધારવામાં, લોકોને રોગના ભોગ થતા અટકાવવામાં થતી હોત તો મુંબાઇ અલબેલી નગરી જ

થાત. પરંતુ મહાન્ કવિ ગોલ્ડસ્મીથ કહે છે તેમ The Rich makes the law & the law grinds the poor.

અરવિન્દ અને લીલાને મુંબાઇમાં બીજે ઉતરવાની જગા નહોતી એમ નહી, પરંતુ પોતાના ભાઇને માટે આવેલાં એટલે તેઓ પણ બારોબાર આ જ જગાએ આવ્યાં. આવી ઉત્તમ હોટલમાં પણ જગા પુરાઈ ગઇ હતી અને માંડમાંડ પાછળ ગલીમાં પડતી એક રૂમ આ પતિપત્નીને મળી. પોતાની ઓરડીમાં સામાન મુકીને તરત જ લીલાને છોડી અરવિન્દ ભાઇની ઓરડી તરફ દોડયો. ઓરડીનું બારણું ઉઘાડતાં જ ગંગા સામી મળી.

'ગંગાભાભી ! જુગલભાઇને કેમ છે ?'

'અરવિન્દભાઈ ! તમે આવ્યા ? આવશો કે કેમ એની મ્હને ખાત્રી નહોતી. અમારા સામું જોયું તો ખરૂં. પ્રભુ તમારૂં કલ્યાણ કરો. ભાઈ ! તમારા ભાઈ આખર છે, તમારૂં નામ જ રટયા કરે છે. એકલા છો કે સાથે લીલાબ્હેન છે !'

અરવિન્દને ઉત્તર આપવા વખત નહોતો, ઉત્સાહ નહોતો, એનું ધ્યાન કેવળ જુગલમાં હતું. ક્યારે જુગલભાઇનું મોંહ જોઉં એજ એની ઇચ્છા હતી. ગંગા જેટલી વાર કરતી તેટલી અધીરાઈ વધતી હતી. ગંગા અને અરવિન્દ વાત કરતાં હતાં ત્યાં લીલા આવી પહોંચી અને લીલાએ ગંગાને પહેલવહેલી જ જોઈ. ગંગાને જોતાં લીલાને તીરસ્કાર ઉત્પન્ન થયો. પોતાના પતિને આવી સ્ત્રી સાથે વાત કરતાં જોઈ ક્રોધ ચડયો અને જુગલને જોવા આવેલી–જુગલની સારવાર કરવા આવેલી–લીલા 'હું તો આપણી રૂમમાં બેઠી છુ" કહી ચાલી ગઇ. અરવિન્દ લીલાનો સ્વભાવ જાણતો હતો. એની ટેવો એને માલુમ હતી અને એટલા જ માટે સાથે ન લાવવા ધાર્યું હતું, પરંતુ તેમાં તે ન ફાવ્યો. અરવિન્દ ગંગા સાથે ભાઇ પાસે ગયો.

ગંગાએ સામેનું બારણું ઉઘાડયું અને જે દેખાવ અરવિન્દની નજરે પડયો તે કમકમાટી ઉપજાવવા બસ હતો. બારણું ઉઘડતું

ત્યારે જ કાંઈ ઝાંખું અજવાળું ઓરડીમાં આવી શકતું. ઓરડીની ચારે ભીંત ઉપર ધૂમાસ હતો, ભીંતમાં બાકોરાં હતાં, દિવસના વખતમાં પણ ઉંદરોની દોડાદોડ થતી. એક ખૂણામાં ગંધાતો ખાળ. બીજા ખૂણામાં એક ભાગેલી ટ્રંક અને પાસે બીડીઓનાં ખોખાં ને એવો જ કચરો પડયો હતો. પથારી—એને પથારી કહી શકીયે તો પાએક ઇંચિ જાડાઈની હજાર થીગડાંવાળી ગોદડી બાબાજોનના વખતની હતી, તે ઉપર જુગલ કરતાં જુગલનું શરીર પડયું હતું. નહોતું ઓઢવાનું ઠેકાણું કે નહોતું પહેરવાનું ઠેકાણું. શરીરનાં હાડકાં સરળતાથી ગણી શકાય એમ હતાં. આંખો ઉંડી અને નિસ્તેજ હતી. જીવતું હાડપિંજર અગર એક પળ પછી નિઃસત્વ થનાર મનુષ્યનું મુડદું પડયું હોય એમ જુગલ પડયો હતો. જુગલનું શરીર જોતાં જ 'આ મ્હારો ભાઇ હોય ખરો' એમ ક્ષણવાર અરવિન્દને થયું, પરંતુ ધારીને જોતાં તે શક દૂર થયો. ભાઇને જોતાં—ભાઇને ઓળખતાં જ—એના હાડપીંજરથી ન ગભરાતાં એની ગંધાતી ગોદડી અને એના ભયંકર દેખાવથી ન બીતાં, સજળ નેત્રે અરવિન્દ જુગલની પથારી ઉપર બેઠો. ભાઇનો મૃત્યુવત્ હાથ હાથમાં લીધો. શરીરને કાંક અડકયું એવું ભાન થતાં જુગલે ઉંચું જોયું. ટીકીટીકીને અરવિન્દના સામું જોયું. હૃદયના ઉંડા ભાગમાં ઓળખાણ પડી અને સહજ સ્મિત કર્યું. એ સ્મિત એવું તો ભયાનક હતું કે અરવિન્દને એમજ લાગ્યું કે આ તો જીવન્ત રાક્ષસ છે કે કેમ ? અરવિન્દ શાન્ત થયો. આ અંધારી ઓરડીમાં, પાપમય વાસનાથી ભરેલી ઓરડીમાં ઇશ્વરનું સ્તવન કરી જ્યોતિ ફેલાવી. જુગલની પાસે ગયો, તેના કપાળે હાથ મૂકયો અને હથેળી પંપાળવા લાગ્યો. જુગલમાં કાંક જોમ આવ્યું અને વળી પાછી આંખો ઉંચી કરી ધીરેથી બોલ્યો, 'અરવિન્દ, મારી આ સ્થિતિ હશે એવો તને વિચાર પણ આવ્યો હતો ?' અરવિન્દ ગમે તો જુગલની શારીરિક સ્થિતિથી, ઓરડીના વાતાવરણથી કે ભાઇ માટેની લાગણીથી, ગમે તે હોય પણ એટલો ગભરાયો હતો કે ઉત્તર જ આપી શકયો નહી. 'હા—ના, પણ જુગલભાઈ!

આમ છેવટે ખબર અપાતી હશે? આમ શરીર છેકજ લથડી ગયું છતાં મને ખબર નહી? ક્યાં છો તેનો પણ પત્તો નહી? ભાઇ, હવે કેમ છો?'

જુગલ અરવિન્દનું નામ રટતો હતો, એ ભાઇ આવ્યો છે એ શબ્દ કાને પડતાં, ઘણા દિવસથી જેને માટે તલપતો હતો તે આવ્યો એટલે કાંક તેનું માનસિક બળ વધ્યું હતું અને એ બળને અંગે જ જાગૃત થયો હતો. એણે અરવિન્દ સાથે વાત કરવા માંડી, પણ પછી કરી નહી કે કરી શક્યો નહી. આથી અરવિન્દનો ગભરાટ વધ્યો. અરવિન્દે લીલા આવ્યાની ખબર કહી અને જુગલને કાંક સંતોષ થયો હોય એમ એના મ્હો ઉપરથી જણાયું. લીલાને બોલાવું કરી અરવિન્દ ઉઠ્યો. અને અરવિન્દને આ બહાનું પોતાની લાગણીઓ છૂપાવવા જરૂરનું હતું. પરંતુ બ્હાર આવ્યા પછી જ એને લાગ્યું કે લીલાને આ સ્થળે લાવવાથી એના હૃદયને વધારે દુઃખ થશે એટલે લીલાને લઇ જવાનો વિચાર માંડી વાળ્યો. ત્યાં લીલા અરવિન્દના ગભરાયેલા ચહેરા સામું જોઇ બોલી ઉઠી:

'કેમ! શું છે? આટલા ગભરાયેલા કેમ છો?'

'અરે ત્રાસ થાય છે! હું મુંઝાઉં છું. લીલા! લીલા! તું મારી સાથે શું કામ આવી?'

કોણ જાણે કેમ લીલા અરવિન્દના આ પ્રશ્નથી જરાયે ન્હીડાઇ નહી. મોહમયી મુંબાઇમાં મોજ માણવાની આશાએ આવેલી લીલા આ દરિદ્રતાના દુઃખના વાતાવરણથી શાન્ત થઇ કે કોણ જાણે કેમ પણ તે અરવિન્દની પાસે ગઇ. તેનો હાથ હાથમાં લઇ છાતી સાથે ચાંપ્યો અને બોલી,

'મ્હને જુગલભાઈ પાસે લઇ જાઓ. એથી બન્નેને લાભ છે. હું એમની પાસે રહીશ, એમની સેવા કરીશ. કારણ જાણ્યા વિના, જુગલભાઇને નજરે જોયા વિના, તમારો આ ગભરાટ મને વધારે ગભરાવે છે. શું હું તમારો ગભરાટ–જુગલભાઇનું દુઃખ દૂર નહી કરી શકું? મહેરબાની કરી મને લઇ જાઓ. મુંબાઈ લાવ્યાનો પસ્તાવો નહી થાય હોં!' અરવિન્દ મુંગો મુંગો ચાલ્યો અને લીલા એની પાછળ

ગઇ. અરવિન્દના ધ્યાનમાંથી ગંગા આ વખતે જતી રહી હતી. લીલા ગામડામાં રહી હોત, જો હઠ કરી અરવિન્દ લાવ્યો ન હત તો કદાચ ઘરમાં ક્લેશ વધત. લીલા મુંબાઇ આવી પોતાને પિયર ઉતરી હત તો આ સ્થળનાં દુઃખ—જુગલની ખરી સ્થિતિ બરાબર તે સમજી શકત નહી. ઇશ્વર જે કરે છે તે સારાને જ માટે. લીલામાં આજ ઉત્સાહ વધ્યો હતો. મહાન્ કવિ વર્ડ્ઝવર્થ કહે છે તેમ લીલા આજ Ministeringangel થઇ હતી. એના મ્હો ઉપર સ્નેહ, આનંદ છવાયો હતો. પોતે પોતાના પતિને ઉપયોગી થઇ પડશે એ વિચાર તેને ઉત્સાહ આપતો હતો. અરવિન્દની સાથે જુગલની ઓરડીમાં દાખલ થઇ. અરવિન્દના મનમાં તો એમજ હતું કે આ નર્ક સમ ઓરડીમાં ગંધાતી ગોદડી પાસે, ઘડી પછી મૃત્યુદેવનો ભોગ થનાર પાસે, લીલા બેશી શકશે કે કેમ? પરન્તુ લીલા દયાની દેવી હોય તેમ જુગલની પથારીમાં આવી બેઠી અને તેનો હાડપીંજરવત્ હાથ ખોળામાં લઇ પંપાળવા લાગી. પોતાના ધગધગતા, ખડબચડા શરીર ઉપર નાજુક કમળ જેવો થંડો હાથ અડકતાં જુગલે ઉંચું જોયું તો અરવિન્દને બદલે એક નવયૌવનાને પોતે જન્મભર ન જોયેલા એવા ડ્રેસમાં પોતાની પથારીમાં બેઠેલી જોઇએ અને તેને ક્ષણવાર ટીકીને જોઇ જ રહ્યો. લીલા—મધુરી લીલા પ્રેમથી હાથ પંપાળતી બોલી, 'ભાઇ! હું તમારી બ્હેન છું હો! તમે મને કદી જોઇ નથી એ વાત ખરી, પણ એક દિવસ એવો નહી ગયો હોય કે જે દિવસે અમે તમને નહી સંભાર્યા હોય! હવે ફિકર ન રાખશો હો! સારૂં થઇ જશે. અમે આવ્યાં છીએ' જુગલના મ્હોં ઉપર સ્મિત ક્ષણવાર છવાયું. મનુષ્ય માંદો હોય, જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતો હોય, કોઈ કરતાં કોઇ જ આપણું ન હોય, શક્તિ ન હોય, સાધન ન હોય, ત્યારે માનસિક જે સ્થિતિ થાય છે તે માત્ર અનુભવથીજ સમજાય છે. આવે વખતે અકસ્માત આપણો બન્ધુ તો શું પણ ઓળખીતો પણ આવી ચ્હડે તો કેટલો આનંદ—કેટલો ઉત્સાહ થાય છે? તો તો આ તો

પોતાનાં ભાઇ–ભાભી હતાં. જુગલને અંદર પીડા થતી હતી, એ પીડાને લીધે એનાથી બૂમ પડાઇ અને આખી ઓરડીમાં ત્રાસ વર્ત્યો. મૃત્યુપોક સાંભળતાં જે સ્થિતિ થાય છે તેવી સ્થિતિ થઈ. જુગલનું મ્હોં વધારે ને વધારે બીયામણું થતું હતું. લીલાથી એ જોવાતું નહોતું એટલે ઘડીમાં ચોગરદમ ઓરડીમાં તો ઘડીમાં જુગલ તરફ જોતી બોલી, ‘ જુગલભાઇ! તમને આ ઓરડીમાં, આવી જગામાં ફાવતું તો નહી જ હોય. બને તો આપણે એમને કોઇ સારી જગામાં લઇ જઈએ નહી વારૂ ?’

‘ લીલા ! લીલા ! ત્હને ફાવે તે કર. કહે તે ડાકટરને બોલાવું, કહે ત્યાં લઈ જાઉં, પણ મ્હારા ભાઈને–’ આટલું કહેતાં અરવિન્દની આંખમાંથી આંસુ સરી પડયાં. અરવિન્દે જન્મથી મૃત્યુશય્યા સમજણમાં આવ્યા પછી જોઇ નહોતી. મૃત્યુ મૃત્યુમાં પણ ફેર હોય છે. કોઇનું શાન્ત મૃત્યુ હોય છે ત્યારે કોઈનું ત્રાસજનક હોય છે. જુગલ–પોતાનો ભાઈ જન્મીને દુઃખી થયો હતો. એના શરીરમાં કાંઇ નહોતું. નાનપણથી યુવાવસ્થાની સ્વતંત્રતાનાં પરિણામો ભોગવતો હતો, અનેક રોગોએ આજ સામ્રાજ્ય મેળવ્યું હતું, એનાં સર્વ પાપો જુગલની નજરે તરી આવતાં હતાં. રોગોની પીડા, મૃત્યુવત્ શરીરને નર્કની યાતના–અસહ્ય દુઃખોમાં નાંખતા હતા. અશકત શરીર આમ તેમ આળોટતું બૂમો પાડતું. દુશ્મનને પણ આમ તરફડીયાં મારતો જોતાં આપણને લાગણી થાય છે તો આ તો પોતાનો ભાઈ એટલે અરવિન્દને થાય એમાં શું નવાઇ ! પોતે ભાઈની મદદે આવ્યો હતો, ભાઇને અંતની વખતે આશ્વાસન આપવા આવ્યો હતો, બને તો એને લઇ જવા આવ્યો હતો તે અરવિન્દ ચોગરદમ સળગી ઉઠેલી આગમાં ગભરાઈ ફરતા મનુષ્યની માફક આખી ઓરડીમાં ફરવા લાગ્યો. લીલાને ન લાવ્યો હોત તો ? કદાચ આજનો બનાવ–આ મૃત્યુશય્યા–આ દુઃખી વાતાવરણ લીલાના મોજશોખના વિચારો હમેશને માટે દૂર કરશે એમ લાગ્યું, અને જે મૃત્યુ પોતાના ભાઈને લઈ જઈ અંતરમાં

કલેશ ઉત્પન્ન કરવા તત્પર થયું હતું તે જ મૃત્યુ પોતાના કુટુમ્બમાં-પતિપત્ની તરીકેના જીવનમાં–અમૃત રેડશે એમ લાગ્યું, અને લીલાએ સાથે આવવાની હઠ કરી એ ઠીક જ કર્યું એમ લાગ્યું.

લીલા અરવિન્દના કોમળ હૃદયને–તેની લાગણીને–સમજી હતી એટલે એનું દુઃખ દૂર કરવાના હેતુથી ડાકટરને બોલાવવા મોકલ્યો અને તેની ગેરહાજરીમાં આ ઓરડીમાં શાન્તિ, આનંદ અને સગવડતા ફેલાવવાના ઉપાયો યોજવામાં ગુંથાઈ. પોતે સાથે લાવેલી પથારી, કપડાં અને કેટલોક સામાન જરા પણ સંકોચ વિના–મ્હારૂં શું થશે એનો વિચાર કર્યા વિના–જલદી લઈ આવી અને ભાઈ માનેલા દિયરને આ અંતકાળે જેટલી બની શકે તેટલી માનસિક શાન્તિ આપી. અરવિન્દ ડાકટરને લઇ આવ્યો ત્યારે ઓરડામાં જૂદો જ દેખાવ માલમ પડયો. ઓરડીમાં કચરાનું નામ નહોતું, બારણાં ઉઘાડાં હતાં. જુગલની પથારી ધોળી બાસ્તા જેવી હતી અને એમાં ચાદર પણ નવી જ હતી. જુગલે ઓઢેલું રગ પણ નવું જ હતું. અરવિન્દ સમજી ગયો કે આ લીલાનું જ કામ. પણ જે લીલાને ગરીબ–દુઃખીનો વિચાર સરખો નહોતો આવતો, જે લીલાને માત્ર સોસાયટી, પાર્ટી, નાટકનો જ ખ્યાલ હતો તે લીલા આમ એકાએક બદલાઈ ગયેલી લાગી. અરવિન્દનો અન્તરનો સ્નેહ જાગ્યો, અન્તરમાં પ્રભુનો ઉપકાર માન્યો અને આ સ્થળને બદલે ઘર હત તો જરૂર લીલાને પ્રેમથી વધાવી લેત. જે ખાળ ઉપર દુર્ગંધની છાક આવતી ત્યાં લીલાએ પોતાની પાસેનું ઉંચામાં ઉંચું સુગંધીદાર પાણી રેડયું હતું. ગુલાબ, મોગરો અને ચંપાનાં ફુલો પથારીમાં પડયાં હતાં. દવાના પ્યાલા, વાસણ સાફ ચકચકિત થયાં હતાં. જુગલના માથા નીચે રૂના ગાભલાનો કોમળ તકીયો હતો અને શરૂઆતના જુગલ અને અત્યારના જુગલના શરીરમાં તો ફેર નહોતો પડયો, પરંતુ દેખાવમાં તો ફેર હતો જ. ગંગા જુગલને માટે દરેક પળે ફિકર કરતી. ગંગા–લીલાની નજરે પોતાને હલકી માનતી ગંગા–લીલાનો પડતો બોલ ઉપાડી લીલાને મદદ કરતી અને લીલા ગંગાના જીવનનો જરા પણ વિચાર

કર્યા વિના પ્રેમથી બોલાવતી અને જુગલના શરીર અને આત્માને શાન્તિ ફેલાવવા યત્ન કરતી.

ડાકટર જુગલની પાસે બેઠો, અને ક્ષણવાર તેના સામું જ જોઇ રહ્યો. ડાકટર શું કહેશે એ ફિકરે અરવિન્દ, લીલા, ગંગા ટોળું વળી પોતાના હૃદયના વધતા જતા ધબકારાને પણ દબાવવા યત્ન કરતાં ઉભાં હતાં. ડાકટરે નાડ તપાસી, છાતી ઠોકી, આંખો જોઈ. દરેક વખતે–દરેક પળે એનું મ્હો ગંભીર થતું હતું. એનું માથું હાલતું હતું અને ભય હોય એમ સર્વને લાગતું હતું. ઉંડો નિશ્વાસ નાંખી બોલ્યા વિના ડાકટર ઉઠયો–લીલાએ મુકેલી મેમોરેન્ડમ બુકમાંથી પાનું ફાડી પ્રીસ્ક્રીપશન લખ્યું અને ખાવા માટે કાંઇક સૂચના કરી ચાલ્યો ગયો. ડાકટર ગયો અને જુગલે આંખ ઉઘાડી. આ વખતે ભાઈને બદલે ભાભીને બોલાવી.

'બ્હેન ! મ્હને કાંઇક ઠીક લાગે છે. તમે અહીં રહેશો ને ? તમે ન હત તો મારૂં શું થાત ! આ બધું નવું નવું સારૂં સારૂં લાગે છે. આ કયાંથી લાવ્યાં ? તમારો સામાન હશે. તમે શું કરશો ?' માની-જણી બ્હેન હોય, માતા હોય તેમ જુગલે લીલાનો હાથ પોતાની છાતી ઉપર લીધો, આંખે મૂકયો અને શાન્તિ મળી હોય એમ ક્ષણ વાર પડી રહ્યો.

'બ્હેન ! મ્હને પાસું બદલાવશો ? આજ ઘણા દહાડાથી પાસું બદલ્યું નથી. શરીર, વાંસો ગુમડાની પેઠે દુઃખે છે.' લીલાએ અર-વિન્દ–ગંગાની મદદથી પાસું બદલાવ્યું. પાસું બદલાવતાં અરવિન્દનો હાથ જુગલના પાંસળે અડકયો. ધગધગતા અંગારાને અડકતાં જે થાય તે લાગણી જુગલના શરીરને અડકતાં થઈ. શરીર હમણાં ભાગી જશે, હાડકાં તૂટી જશે એમ લાગ્યું અને અરવિન્દથી પોતાના ભાઈની આ સ્થિતિ ન જોવાતાં તે બધું એમનેએમ મૂકી પોતાની ઓરડીમાં જતો રહ્યો.

# પ્રકરણ ૨૮ મું.

## હોટલમાં.

અરવિન્દના ગયા પછી લીલાએ ગંગાને દવા વગેરે પાવાની સૂચના કરી. જુગલને સુવા દેવા—આરામ લેવા દેવા કહી તે અરવિન્દ પાસે ગઈ. જેવી લીલા ઓરડીમાં દાખલ થઈ કે તરત જ અરવિન્દે સવાલ કર્યો,

'લીલા! જુગલભાઈને મટશે ખરૂં?'

આ પ્રશ્ન પૂછતી વેળા અરવિન્દને લીલા સામું જોવાનો સમય મળ્યો. લીલા કાંઈ નવી નહોતી. લગ્ન થયાંને—સાથે રહ્યાંને આજ ઘણો સમય થયો હતો, પરંતુ સૌંદર્યમાં—લીલાના દેખાવમાં આજે અરવિન્દને કાંઈ ઓરજ મોહ દેખાયો. લીલા આ જ? મુંબાઈમાં મેદાનીયામાં રમતી લીલા—ભૂજંગલાલથી મોહ પામેલી લીલા-ગામડાના જીવનથી કંટાળેલી કેવળ આનંદ લેવા માટે મુંબાઈ આવવા હઠ લીધેલી લીલા—આ જ કે બીજી? મુંબાઈ આવ્યા પછી, આ હોટલમાંના દેખાવ જોયા પછી નથી સંભાર્યું પીયર કે નથી રાખી દરકાર આરામની! લીલાએ જુગલ માટે ગમેતેમ સાંભળ્યું હતું. ગંગાનો કાગળ વાંચી કોઈ પાપીણીનો કાગળ હોય તેમ તે ફેંકી દીધો હતો, તે જ લીલા પોતાના સગા ભાઇની ન કરે એવી સેવાચાકરી જુગલની કરતી હતી. જુગલ માટે મરી પડતી હતી. ગંગાને પ્રેમથી બોલાવતી હતી. ઘર આગળ પાણી માટે નોકરની ધૂળ કાઢી નાખનાર લીલા જુગલનાં મળમૂત્ર ધોવામાં જરાપણ સૂગ નહોતી ચડાવતી. આ ઉપરાંત અરવિન્દની પોતાની સગવડ માટે દશવાર હોટલવાળા પાસે ને દશવાર ઓરડીમાં જતી હતી. આ બધું જોઈ અરવિન્દ તો આભો જ બની

ગયો હતો. પોતાના હૃદયની ધીરજ ખોઈ બેઠો હતો અને લીલાના બળથીજ પોતે જીવે છે એમ અત્યારે લાગ્યું.

'વ્હાલા! ગભરાશો નહી! તમારા ભાઇ—અરે મારા ભાઈ—ત્રણ દિવસ માંડ કાઢે એમ ડાકટરનું કહેવું છે. આમ છતાં કાંઈ કહેવાય નહી. લુગડાં બદલાવી શકી અને એમને શાન્તિ મળી એથી મને બહુ નિવૃત્તિ થઈ છે. મટવું ન મટવું એ પ્રભુ આધિન વાત છે, પણ એમને જરાક શાન્તિ તો વળી જ છે.'

'લીલા! લીલા! તારૂં કહેવું ખરૂં છે. આ ગંગાથી આમાંનું કાંઈ જ થાત નહી. તું આવી તે બહુ જ સારૂં થયું! હું જ મૂર્ખો કે ત્હને અટકાવતો હતો. તું ન આવી હત તો મારૂં શું થાત? લીલા! તું આવી હઈશ, તારામાં આવો પ્રભુપ્રેમ વસતો હશે, એ મ્હેં આજે જ જાણ્યું. તારી હાજરીથી સર્વત્ર સગવડ—શાન્તિ પ્રસર્યા છે. અંધારૂં—અગવડ નાશ પામ્યાં છે. અરે મ્હારા પોતાના જ જીવનમાં આજ નવો જ પ્રકાશ પડ્યો છે. વ્હાલી! ક્ષમા કર. મ્હેં તને ન કહેવાનાં વચન કહ્યાં છે.' આટલું બોલતાં અરવિન્દે લીલાને પોતાની છાતીસરસી ચાંપી અને પ્રેમથી આલિંગન દીધું.

'પ્રિય અરવિન્દ! તમે મને નાહક શું કામ ચ્હડાવો છો! ખરે મ્હને હઠ ચ્હડી હતી તેમાં પ્રભુનો શુભ હેતુ જ હોવો જોઈએ. વ્હાલા, ખરૂં કહું? તમને જ્યારે તમારા ભાઈનો કાગળ આવ્યો, તમે મુંબાઈ જવા તૈયાર થયા, ત્યારે મારા મનમાં આમાંનું કાંઈ જ નહોતું. હું ગામડાના જીવનથી કંટાળી હતી. મ્હને અહીં મુંબાઈમાં ફરવા હરવાનું મન થયું હતું. મ્હને તમારા ભાઈ કે ભાભીની જરાયે દરકાર નહોતી. મુંબાઈ જવાનું બહાનું છે માનીને જ તમને મ્હેણાં માર્યાં હતાં. પ્રિય અરવિન્દ! ક્ષમા કરશો. હું આ હોટલમાં આવી મ્હારી ઓરડીમાં હતી ત્યાંસુધી હું એવી જ હતી. આવા ડર્ટી મકાનમાં શું કામ લાવ્યા હશો? મ્હને પિયર જવા દે ને પછી તે તેમના ભાઈની

સારવાર કર્યા કરે એમ થતું હતું. પણ જ્યારે હું જુગલભાઈની ઓરડી-માં આવી, ત્યાંનો ચોગરદમનો દેખાવ જોયો, ગંગાનું પડી ગયેલું મ્હોં જોયું. જુગલભાઇની સ્થિતિ જોઈ, એમનાં હાડકાં જોયાં, એમના દુઃખની બૂમો સાંભળી ત્યારે મારામાં અવનવો ફેરફાર થઈ ગયો. આજ જુગલભાઇ છે, કાલ હું હોઉં. અરે! લગ્ન પહેલાનું મ્હારૂં જીવન સાંભર્યું. હું પોતે જ મૃત્યુને કિનારે હતી. માશી, ભાઇ, પિતા, ચંદ્રાબ્હેનની ચિન્તા મ્હેં નજરે જોઈ હતી, એ પીડા મ્હેં અનુભવી હતી. અરે! મ્હારે તો મ્હારી દેખરેખ રાખનાર મ્હારાં મા, બાપ, બ્હેન હતાં, દિવસના દસવાર ડાકટરો આવતા. લાનોલી, ખંડાળા જવાની અનુકૂળતા હતી. પણ આ જુગલભાઇને એમાંનું કાંઇ છે? પીડા તો મ્હને ને એમને સરખી જ થતી હશે ને? એકજ પ્રભુનાં બન્ને બાળકો ને! તો પછી આપણા હજારો ભાઇઓ દુઃખ, દરીદ્ર-તામાં પીડાય તે વખતે આપણને મોજશોખ કરવાનો શો હક છે? એ લાગણી થઈ આવી અને મ્હારામાં ફેરફાર થયો! આજ જ નવું જીવન શરૂ થયું આજ જ જીવનનો હેતુ સમજી, અને એ બધું શાને લીધે? જુગલભાઇના મંદવાડને લીધે. પરમેશ્વર જુગલભાઇને મટાડી દે, પરંતુ આજ મ્હને નવું જ શિખવાનું મળ્યું છે અને એ માટે હું પ્રભુનો ઉપકાર માનું છું. વ્હાલા! મ્હેં તમને બહુ કનડયા છે. જે ઉદ્દેશો, જે વિચારો હું ત્હમારા સહવાસમાં રહી, ત્હમારા વિચારો જાણી, ત્હમારા ઉપદેશોથી-ત્હમારા કહેવાથી નહોતી સમજી તે ઉદ્દેશો, તે વિચારો હું આજ જુગલભાઈની મૃત્યુપથારીથી શીખી.'

બીજે દિવસે લીલાએ ગામમાંથી એક સાધુ બ્રાહ્મણને બોલાવી શ્રી ભગવત્‌ગીતાનો પાઠ જુગલભાઈની પથારી પાસે કરાવ્યો. ભગવત્-ગીતાના પવિત્ર શ્લોકોના અવાજ જુગલના કાનમાં પડતા હતા. જુગલે જન્મીને પરમેશ્વરનું નામ લીધું નહોતું. પરમેશ્વર છે કે કેમ તેનો વિચાર સુદ્ધાં કર્યો નહોતો. હોય તો તેને કાંઇ લેવાદેવા નથી એમ

માનતો. સંસાર એટલે આનંદ. સર્વ ઇન્દ્રિયોને તૃપ્તી આપવી એજ તેના જીવનનો ઉદ્દેશ હતો. પ્રભુ કે પ્રભુ પ્રાર્થના એ નકામા ઢોંગ છે એમ માનતો. એને મનથી ગીતાનો પાઠ એ વખતનો દુરપયોગ જ હતો. પરંતુ આ વખતે એને કાંઈ કહેવાની શકિત નહોતી. અરવિન્દ એક ખૂણામાં નીચો પડી પ્રાર્થના કરતો હતો. લીલા જુગલની પાસે બેશી નીચે મ્હોયે સ્તોત્ર ભણતી હતી. બે દિવસ ઉપર જે ઘરમાં, જે ઓરડીમાં પવિત્ર વિચારોનું નામ નહોતું, જે સ્થળે ઇશ્વરનું અસ્તિત્વ મનાતું નહોતું, જે સ્થળે ચીસો, દુર્ગંધ, મચ્છર હતાં તે જ જગાએ આજે પવિત્રતા, સુગંધ, શાન્તિ ફેલાયલાં હતાં. ઇશ્વર હો યા ન હો, તેની પ્રાર્થનાથી લાભ થતો હો યા ન હો, મૃત્યુ પછી સ્વર્ગમાં જવાતું હોય કે નર્કમાં, પણ એની પ્રાર્થના, પવિત્ર વિચારો કરવાથી, વિનીતતા દર્શાવવાથી, આ ઓરડીમાં કાંઈ નવું જ તેજ દેખાયું. જુગલના મ્હોડા ઉપરથી પીડા–દુઃખની નીશાનીઓ દૂર થઇ હતી. બ્હેન જેવી લીલાની મદદથી પાસું બદલી શકતો. દુધ કાંજી પી શકતો ને અંદરની પીડા કમી થઈ હતી. થોડીવાર ઉંઘતો. જુગલે ઘણે મહીને ઉંઘ જોઈ અને ઉંઘ–સર્વ દુઃખોને સમાવનાર ઉંઘ—આવતાં જુગલના શરીરમાં નવું જ જોર આવ્યું. એને એમ લાગ્યું કે કાંઈક આરામ છે. તેને જીવવાની આશા આવી.

સર્વત્ર શાન્તિ પ્રસરી. લીલા–અરવિન્દને એમ થયું કે જુગલ-ની તબીયત સુધરશે અને ડાકટરના ત્રણ દિવસ ખોટા પડશે, પરંતુ એકાદ કલાક ગયો નહિ હોય ત્યાં જુગલ ઉંઘમાંથી ઝબકી ઉઠયો. જેને પાસું બદલવાની શકિત નહોતી તે એકદમ જોમમાં ને જોમમાં બેઠો થયો, નાસવા લાગ્યો. ‘ ભાઇ ! મ્હને કરડી ખાય છે, બચાવો !' કરી પાછો પડયો. જુગલને તાણનાં ચિન્હ લાગ્યાં. આખું શરીર ખેંચાવા લાગ્યું, ઉધરસ વધતી હતી. ગળામાંથી ગળફો નિકળી શકતો નહી.

એક રાત, બે રાત આમને આમ પસાર થઇ. અરવિન્દ, લીલા અને ગંગા પોપચાં મીચ્યા વગર રાત ને દિવસ જુગલની

પથારી પાસે બેશી જ રહ્યાં. પાછલી રાતના જુગલને શાન્તિ વળી હોય એમ લાગ્યું અને અરવિન્દને એમ થયું કે આંખ મળી. આ જોઈ અરવિન્દ ઉઠવા જતો હતો ત્યાં જુગલને ધસારો લાગ્યો. તે જાગ્યો ને 'ભાઈ! મ્હને છોડી ન જાઓ. થોડીવાર છું, એટલીવારે નહી બેસો?' અંધકારમાં મૃત્યુશય્યા પાસે આ શબ્દો અરવિન્દને હૃદયમાં ઉંડો ઘા પાડવા બસ હતા. અરવિન્દ બેસી જ રહ્યો. કુકડાં બોલ્યાં, વ્હાણું વાયું ને જુગલની આંખ પાછી મળી. આમને આમ ત્રણ દિવસ ચાલ્યા ગયા. આગળ પાછળનાને એમ જ લાગ્યું કે આશા નિરાશા જ હતી. જુગલને પોતાને પણ સ્વર્ગ કે નર્કની ભૂમિ દેખાવા લાગી અને મ્હોં ઉપરનું રહેલું તેજ નષ્ટ થયું. વખતના વહેવાની સાથે જુગલની પીડા વધી. 'ઓ બાપરે! મરી ગયો!'ની બૂમો પાડવા લાગ્યો. પાસે બેઠેલાં સ્નેહીજનો આંસુ લહોતાં, હૃદય બાળતાં, 'ભાઇ, ભાઈ, શું છે? ઓ મા, મટી જશે, ભાઇ! પ્રભુ મટાડશે! લાવ ચોળું?' કહી જુગલને આરામ આપવા તજવીજ કરતાં. પણ એ આરામ ક્યાંથી મળે? સેવા કરવાથી કોઇ કંટાળેલાં નહોતાં, કોઇ આવી કહે કે આમને આમ અખંડ સેવા આખો મહીનો કરવાથી જુગલ સારો થશે તો ત્રણે જણાં ભૂખ્યાં તરસ્યાં બેસી રહેવા તત્પર હતાં; પરંતુ આશા ન હોવાથી હવે તો એમને એમ જ થતું કે આ દુઃખ જોયાં કરતાં—આ દુઃખ સહ્યાં કરતાં તો પ્રભુ જુગલને ઉપાડી લે તો જ સારૂં. પરંતુ મૃત્યુ માગ્યું આવતું નથી. જુગલ હેરાન થતો હતો અને એનાં સ્નેહીજનો પણ માનસિક દુઃખે પીડાતાં હતાં.

લીલાએ કોઇ દિવસ આવી મહેનત લીધી નહોતી. મુંબાઇ હતી ત્યારે તેમ જ પોતાને ઘેર સહવાર સાંજ ફરવા જતી, અને આરામ લેતી, તેજ લીલાએ આજ કેટલા દિવસ થયા આ ઓરડીની બ્હાર પગ મૂકયો નહોતો. ઉજાગરાની સાથે માનસિક ચિન્તા કરી મહેનત ઉઠાવી હતી અને તેનું પરિણામ એજ આવ્યું કે તે પટકાઇ પડી. તેને શરીરે તાવ ચડયો. અરવિન્દે, ડાકટરે સૂવા—બીજી ઓરડીમાં જવા

આગ્રહ કર્યો, પણ જુગલભાઇને આવી સ્થિતિમાં મૂકીને નહી જાઉં એમ કહ્યું, અને તાવને ન ગણકારી જુગલને દુધ પાવા, જુગલને પાસું બદલાવવા, એનો ગળફો કાઢવા એની પથારી પાસે બેસી જ રહી.

આમ ને આમ પાંચ દિવસ ગયા અને જુગલની અશક્તિ વધી. હવે જુગલથી પાસું બદલાતું નહી, હાથપગ પણ ઉપાડવાની શક્તિ જતી રહી, અને લીલા, ગંગા, અરવિન્દના સામું જોતો પણ કોઇને ઓળખતો હશે કે કેમ તે શક છે. લીલાએ ઘીનો દીવો સળગાવ્યો, અને ગંગાને ગીતા ભણવા આગ્રહ કર્યો. ધૂપની સળીયો સળગાવી, ગંગા ધડકતે હૃદયે ગીતા વાંચવા બેઠી. ગીતાનો અધ્યાય પૂરો થતાં પહેલાં, ગંગાના મ્હોંમાંથી ' મામેકં શરણં વ્રજ '–'એક મ્હારે શરણે આવ ' એ શબ્દો નિકળે છે ત્યાં જુગલે નિશ્વાસ નાંખ્યો અને એનો આત્મા હતો ન હતો થઈ ગયો.

અરવિન્દ છેક પોતાના દેશથી ઘણે વર્ષે પત્તો મેળવેલા ભાઇને મળવા–પોતાને ત્યાં લઈ જવા આવ્યો હતો. એને સ્વપ્નામાં પણ નહોતું કે આમ અઠવાડીયાંમાં જુગલનું સ્વપ્નવત્ દર્શન થશે ને ગુમ થશે. અરવિન્દે મૃત્યુ–મૃત્યુની પીડા જોયાં નહોતાં અને તેથી આજ જુગલના શબને જોતાં જ, એમાં કાંઈ જ ન લાગતાં બાળકની પેઠે મોટેથી તે રોયો. આ જ પળે એને જીવનનાં સુખ–દુઃખ, ઉપયોગીતાનો વિચાર આવ્યો અને સંસાર વિષમય લાગ્યો. પરમાત્માની કૃપાથી લીલા–ફરી ગયેલી લીલા–સાથે હતી એટલું સારૂં હતું. સુખના વખતમાં ગમે તે હશે પણ દુઃખમાં વજ્રસમ ધૈર્ય રાખનાર સાધ્વી સ્ત્રીના સહવાસથી નર્ક પણ સ્વર્ગ બને છે–દુઃખ પણ સુખમય લાગે છે. અરવિન્દની સ્થિતિ આવી હતી. લીલાના સ્નેહાળ શબ્દથી એ બધું દુઃખ વિસર્યો, એના અંધકારમય જીવનમાં પ્રકાશ પડયો. અને પત્ની–સ્નેહાળ પત્ની ગૃહ-સંસારમાં જ રહી કર્તવ્ય બજાવે તો જે આનંદ સોસાયટીમાં ફરવા હરવાથી નથી મળતો તે આનંદ કેવો ફેલાવી શકે છે, એનું એને ભાન થયું. લીલા પોતે પણ સમજી અને ગૃહદેવી–ગૃહલક્ષ્મી સ્ત્રીઓને

શા માટે કહેવામાં આવે છે તે જાણી શકી. આ ફેરી મુંબાઈ આવતાં સુધી તે સ્ત્રી હતી–પત્ની હતી, આ મૃત્યુશય્યાએ જ તેને ગૃહદેવી બનાવી હતી, અને તે માટે પ્રભુનો ઉપકાર માનતી હતી.

જુગલના મૃત્યુસંસ્કાર થયા ત્યારે જ સગાંવ્હાલાંને ખબર પડી કે લીલા–અરવિન્દ મુંબાઇ આવ્યાં છે. લીલાનું શરીર કથળ્યું હતું, તાવ પીછો છોડતો નહોતો અને ડાકટરની સલાહની જરૂર જણાતાં લેવાઇ. અરવિન્દને હજી પોતાના ભાઇનો ઘા રૂઝાયો નહોતો, મૃત્યુપથારીનું ચિત્ર હજી મગજમાંથી ખસ્યું નહોતું ત્યાં લીલાની ચિન્તા શરૂ થઇ. આ ચિન્તામાં ડાકટરના શબ્દે વધારો કર્યો. ડાકટરી તપાસમાં જણાયું કે લીલા સગર્ભા છે. આ વાત જાણતાં લીલાની આવી સ્થિતિમાં ભાઈના મૃત્યુ પછી તરત જ આનંદ પામવું કે કેમ એ પ્રશ્ન અરવિન્દને થઇ પડયો. 'લીલા ! લીલા આ ઘાટીમાંથી બચશે ? અને બાળકને લઈ પાછી મારા ગામડાના શાન્ત જીવનમાં રસ લેવા આવશે ?–આવી શકશે ? ' એમ અરવિન્દને થયું.

## પ્રકરણ ૨૯ મું.

## ગભરાયેલો ભૂજંગ.

" ભૂજંગલાલ ત્યાં આવ્યા હોય તો સંભાળજો,–કાગળ પાછળથી આવે છે " એ વીણાના તારથી મુંબાઈમાં કેટલો ત્રાસ વર્ત્યો હતો એ આપણે જોઇ ગયા છીએ. તરલા બીચારી મૃત્યુપથારીમાં સુમનના નામની માળા જપતી હતી તે જ વખતે એ જ તાર વાંચી સુમનલાલે વસન્તલાલને કહ્યું, " વસન્તલાલ, હું કહેતો હતો તે ખોટું ? જુઓ ભૂજંગ આવ્યો છે, એનાથી સંભાળવા વીણા લખે છે, આ તરલાના ઢોંગ નહી તો બીજું શું ? " વસન્તલાલે સુમનને બહુ સમજાવ્યો, પરન્તુ એના હૃદયમાંથી વ્હેમ ન જ ખસ્યો. જે કામ ચંદા,

વસંતલાલ ન કરી શકયાં તે જ કાર્ય પ્રભુએ કર્યું. તરલાને મૃત્યુપથારીમાં જોતાં એની પીડા, પોતાને માટે એના લાગણીભરેલા શબ્દો સાંભળી સુમનનું કોમળ હૃદય નરમ બન્યું, અને તરલા દોષિત હોય તોપણ અંતઃકરણથી તેણે ક્ષમા માગી તે આપી. સુમનને હવે જ ખરેખરૂં દુઃખ થયું. તરલાના ગુણો, તરલાની સાથે ગળાઇ શકાત એવા દિવસોનાં સ્વપ્નાં હવે જ સાંભર્યાં, અને ભવિષ્યમાં થનારી પવિત્ર પત્નીને દુભવી તે માટે પશ્ચાત્તાપ કરતો, હવે એકલો જ દુનિયામાં ભમવા, ડાકટર આશા આપે તો બોલાવજો કહી સુમન ચાલ્યો ગયો.

ચંદા ઉપર ભૂજંગલાલનો તાર આવ્યો હતો. એ તારનો અર્થ ચંદા સમજી નહોતી અને તરલાના ભયંકર મંદવાડ આગળ એ વિશે વિચાર કરવા વખત પણ નહોતો. વસંતલાલે સુમનલાલના તાર સંબંધી ઉદ્ગાર ચંદાને કહ્યા હતા અને પતિપત્ની તરલા, સુમનના જીવનની ગુંચ વધારે ગુંચવાતી જાય છે માની નિશ્વાસ નાંખતાં બેસી રહ્યાં. ભૂજંગલાલ આવે છે તે માટે વીણા શા માટે તાર કરે ? ભૂજંગલાલથી શું સંભાળવાનું છે ? એ વિચાર ચંદાને થયો. બીજે દિવસે કાગળની રાહ બહુયે જોઇ પણ કાગળ આવ્યો નહી અને તરલાના મંદવાડમાં વાત વિસારે પડી. સુમનલાલ શાન્ત થઈ–દુઃખી થઇ તરલાની આશા મૂકીને ગયો અને થોડીવારે ભૂજંગલાલ આવ્યો. તરલાની સ્થિતિ ગંભીર હતી. ચંદા–વસન્તલાલ ઉભે પગે તરલાની ઉઠવેઠ કરતાં હતાં. તરલાને સન્નિપાતનાં ચિન્હ થયાં હતાં, પરંતુ સુમનલાલની ક્ષમા મેળવી શાન્ત થઇ હતી એટલે એના ચહેરા ઉપર ઉકળાટ કે ત્રાસ નહોતો. પરંતુ પ્રભુના નામને બદલે ચંદા–સુમન એટલા જ શબ્દ નીકળતા. તાવ ચ્હડવા માંડયો હતો, માથા ઉપર બરફનાં ગછેગછાં ક્ષણવારમાં ઘસાઈ ઓગળતાં હતાં. ડાકટર, નર્સ અવસાનના કલાકો જ ગણતા હતા ત્યાં નોકરે આવી ચંદા બ્હેનને ધીરે રહી કહ્યું, " બા, બ્હાર કોઇ ભૂજંગલાલ નામે આવ્યા છે, તમને મળવા ઇચ્છે છે. " કોણ જાણે કેમ તરલાને આ જ વખતે ભાન આવ્યું

હોય અગર પીડાને લીધે જ ભાન નથી એમ લાગ્યું હોય પણ ભૂજંગ-નું નામ સાંભળતાં જ, " ભાભી ! બચાવો, મ્હને ભૂજંગ કરડયો, " કરતી ચીચીયારી પાડી. ચીચીયારી પાડતાં જ તરલા ઢીલી થઈ પથારીમાં પડી અને તે જ ક્ષણે આખા શરીરે પરસેવો છૂટયો. ડાકટરે બે કલાક માંડ કાઢે એમ કહ્યું ને બીચારી ચંદાથી રોવાઇ જવાયું. " અરેરે ! ભૂજંગ—કાળો નાગ છેક સૂધી દંશ દેવા આવ્યો. સુમનને મળ્યા પછી બિચારી શાન્ત થઈ હતી તેને અન્તસમે ભૂજંગનું નામ કયાં કાને પડયું ! મુવો એ ! " ચંદા—મરતાંને મેર પણ ન કહેનારી ચંદાથી આજ ' મુવો ' કહેવાઈ જવાયું. તરલાને આમ મૂકી બ્હાર જવાય નહી અને એને અંદર બોલાવાય નહી. આ સ્થિતિમાં ચંદા હતી ત્યાંથી બહાર જઈ પતાવી આવવા વસન્તલાલે કહ્યું ને ચંદા બ્હાર જઇ ભૂજંગલાલને ઉભી ઉભી જ મળી. ચંદાની આંખ રોવાથી, ઉજાગરાથી સૂજેલી હતી.

' કેમ ! શું છે ? '

' ચંદા બ્હેન ! હું તરલાની માફી માગવા આવ્યો છું. બે મીનીટ મળવા કહેશો ? '

' તરલાની માફી ? માફી માગવાનો આ વખત છે ? તમારે લીધે સુમન જેવા પતિનો પ્રેમ ખોયો, બિચારીની લોકમાં બેઆબરૂ થઇ, સંસાર ખારો કર્યો અને એક કલાકમાં પ્રભુપદ પામશે. એણે તો માફી આપી મૂકેલી છે. પરમાત્માને માનતા હો તો એની માફી માગો કે તમને આવી કોમળ કન્યાઓને ફસાવવા દુર્બુદ્ધિ ન આપે. તરલા ઘડીસાસ છે, તમારા નામથી ત્રાસે છે. તરલાની રાખથી શરીર ચોળજો કે પવિત્ર થવાય. '

" ચંદા બ્હેન ! ચંદા બ્હેન ! શું તરલા અન્તકાળે છે ? બ્હેન ! મ્હને ક્ષમા કરો ! જુના ભૂજંગ ને આ ભૂજંગમાં ફેર છે હોં ! કબૂલ છે કે મારે લીધે બીચારીની આ સ્થિતિ થઈ. બ્હેન, મ્હને ખબર નહી કે આમ ગંભીર માંદગી હશે. લીલા—તરલાની ક્ષમા માગવા,

અને વીણા સાથે નવું જ જીવન ગાળવા ઉમેદ હતી. તરલાની ક્ષમા મળે તો જ વીણા મારી થાય એમ છે. પણ લીલા એકવ ખત મારે લીધે જ મૃત્યુમુખ જોઇ આવી, મારે લીધે જ તરલા મૃત્યુદ્વારે પહોંચે છે, તો પછી હવે વીણાની સાથે સુખી શી રીતે થાઉં ? એ અભિશાપથી હૃદયની શાન્તિ રહે ખરી ? બ્હેન ! હું કાંઇ નહી બોલું. આજ મ્હારૂં મ્હોં છેલ્લવહેલું જ જોશો. મ્હને તરલાના પગ માથે અડકાડી કૃતાર્થ થવા દો.'

ચંદાના કોમળ હૃદય ઉપર ભૂજંગના શબ્દોની અસર થઈ. ભૂજંગને ખરેખરો જ પશ્ચાત્તાપ થયો છે એમ ચંદાને લાગ્યું. તરલાનું મ્હોં જુવે, અને પગ માથા ઉપર અડકાડી ક્ષમા માગે એ વિચાર થતાં ચંદા ભૂજંગલાલને અંદર લઈ ગઈ. ભૂજંગલાલને આવતાં જ વસંતલાલનાં ભવાં ચ્હડી ગયાં. પણ આ જગા એવી હતી, કે જ્યાં મૃત્યુની પાંખ પથરાયેલી હતી એટલે કાંઇ જ બોલ્યો નહી. ડાકટરે–નર્સે મુંગા રહેવા આંગળી કરી. ચંદાએ જાદુઇ ખેલની માફક ભૂજંગલાલને મૃત્યુવત્ તરલા તરફ આંગળી કરી બતાવી અને ભૂજંગ ઢીલો થઇ ગયો. જે તરલાની પાછળ પોતે ગાંડો થયો હતો, જે તરલાને હંફાવવા આંક રાખ્યો નહોતો તે જ તરલાની આ સ્થિતિ અને તે પોતાને જ લીધે ! જીવનના અનુભવ પછી–વીણાના સહવાસથી ભૂજંગમાં ઘણો ફેર પડયો હતો. પ્રભુ–પાપ–પુણ્ય સમજવા લાગ્યો હતો અને તરલાની ક્ષમા યાચી વીણા સાથે પવિત્ર જીવન ગાળવાના ઉદ્દેશથી જ અત્રે આવ્યો હતો. પરન્તુ અહીં તો ત્રાસજન્ય જ દેખાવ નજરે પડયો. તરલા મરી જાય તો તેનો ખરો ખૂની પોતે. એ પાપભાર ઝીલાય ? સુમન, ચંદા અને જગત એની તરફ આંગળી કરે જ. વીણા પણ કદાચ એને ખૂની માને ! તો પછી એવા જીવનથી શો લાભ ? આમ છતાં તરલાની અંતઘડીયે એની ક્ષમા યાચી, એના દેદારનાં દર્શન કરવાં એ પવિત્ર ફરજ માની ચંદાને અંદર લઈ જવા વિનતી કરી, અને એ વિનંતી સ્વીકારાઇ. ભૂજંગલાલ અંદર આવતાં જ

તરલાની પાંગથે પડયો, લાંબા હાથ કરી તરલાની પગની આંગળીયોને અડકયો, ને તે માથે–આંખે અડકાડી. પગને આંગળીયો અડકતાં જ તરલા ઝબકી, " ભાભી ! ઓ બાપરે ! ભૂજંગ કરડયો ! " ભૂજંગ ગળગળો થયો–છોભીલો પડયો. અત્યારે પાસે છરી કે બંધુક હત તો આપઘાત કરી ત્યાં ને ત્યાંજ મરી જાત. તોપણ ડાકટર, નર્સ કે કોઇની દરકાર કર્યા વિના જ તરલાની પાસે જઇ ઘૂટણીએ પડી બોલ્યો, " તરલા ! તરલા બ્હેન ! મ્હને ક્ષમા આપો ! આ પાપીને ઉદ્ધારો–"

તાવે ફફડતી, વિચારે ઘૂમતી, ગભરાતી તરલા એકીટશે ભૂજંગ સામું જોઇ જ રહી, અને ક્ષણવાર પછી એક ગાંડી સ્ત્રીની માફક હસી. વળી ચ્હીડાઇને બોલી, " કોણ ? ભૂજંગ ? મ્હને અને મ્હારા સુમનને ડંશ દેનાર ભૂજંગ ? વેર લેવા આવ્યો છે કેમ ? આટલાથી ન ધરાયો ! પણ મ્હારા સુમન–હાશ, સુમન ! તમારા નામથી જ મને સુમન જેવી શાન્તિ મળે છે–મ્હારા સુમને મ્હને માફી આપી છે. સ્વર્ગમાંથી પણ એમના ઉપર હું સ્નેહનો વરસાદ વરસાવીશ. હાય, હાય, ભાભી ! "

" ભૂજંગભાઇ ! આ વખત વાતો કરવાનો નથી. તરલાની સ્થિતિ જુઓ છો. ડાકટર–નર્સની મના છે કે કોઇને ન આવવા દેવા. વળી બીજી વાર, ઇશ્વિરની મરજી હશે તો...... "

ભૂજંગલાલ એમને એમ જ બેશી રહ્યો. " બ્હેન ! તરલા બ્હેન ! હું આપની માફી માગી સુખી થવા આવ્યો હતો. વીણાએ મ્હારામાં અજબ ફેરફાર કર્યો છે. તમારી ક્ષમા યાચી પવિત્ર જીવન ગાળવા વિચાર હતો. વીણાનું હવે ગમે તે થાવ. ક્ષમા આપો તો આ જીવને સંતોષ થાય, ને ગ્રાન્ટરોડ સ્ટેશનના... "

" ભૂજંગલાલ ! ગ્રાન્ટરોડ સ્ટેશન ? હાય હાય ! ભાભી ! પેલો પોર્ટર સાંભરે છે કે ? ભૂજંગલાલ ! તમે ખરેખર પસ્તાતા હો તો જાઓ, તમને હું અંતકાળે ક્ષમા આપું છું. મ્હારા સુમન તો એવા

ભલા છે કે મેં ક્ષમા આપી છે એમ એને કહેજો. વીણા! વીણાના તારો ભૂજંગ ઉપર સામ્રાજ્ય ભોગવશે અને સ્ત્રી જાત પુરૂષને સત્પંથે[1] લઈ જનાર દેવી છે એ સિદ્ધ કરશે. પ્રભુ કલ્યાણ કરો. ભાઇ! બ્હેન-ના આશીર્વાદ!"

ભૂજંગના જીવનમાં આ ક્ષણ અલૌકિક જ હતી. આખું જીવન મોજશોખમાં જ વ્યતીત કરેલું તેને એક ઘડી પવિત્ર વિચારો કરવા ફુરસદ નહોતી. આજ મૃત્યુશય્યા પાસે પવિત્ર દેવીના શબ્દ સાંભળી ભૂજંગલાલના હૃદયનો મેલ નષ્ટ થયો, પાપવાસના દૂર થઇ અને હૃદયનું ઝેર જતું રહ્યું. ચુસ્ત ધર્માભિમાની ધર્મગુરૂ પાસે પોતાનાં પાપો કબૂલ કરી ક્ષમા મળતાં જે શાન્તિ—આનંદ ભોગવી, હૃદયનો ભાર ગયો એમ માને છે તેમ આજ ભૂજંગને થયું અને પ્રચણ્ડ, અભિમાની ભૂજંગ નરમ ગાય જેવો બની અશ્રુભીનાં નયને નમન કરતો ઓરડા બ્હાર નિકળી ગયો.

તરલા આજ બહુ ઉશ્કેરાઇ હતી. એક બાજુ તાવની ગરમી અસ્વસ્થ બનાવતી હતી. ઘણા દિવસના મંદવાડથી અશક્તિનો પાર નહોતો. મંદવાડમાં પણ એના મગજમાં સુમન, જીવન, ભૂજંગના જ વિચારો ઘૂમરાતા હતા. પોતે પાપીણી છે, પોતાના સુમનને પીડનારી છે, એમ માનતી હતી અને સુમનની માફી મેળવી ભાગ્યશાળી થઇ હતી. સુમનનાં દર્શન કરી, સુમન સાથે વાત કરી, હૃદય ખોલી કૃતાર્થ થઈ, જીવન કરતાં મગજનો ભાર હલકો કરી શકી હતી. મૃત્યુમાં પણ હવે એને ભય નહોતો. ત્યાં ભૂજંગ આવ્યો. જુના સંસ્કારે, મંદવાડે, અર્ધભાનમાં ભૂજંગ નામ સાંભળતાં ત્રાસ છૂટયો. પણ પવિત્ર સંસ્કારવાળી તરલા શાન્ત થઇ અને વીણાના નામે, ક્ષમા એજ પ્રભુતાનું ભૂષણ છે માની, એ જ ક્ષમા સુમન પાસે મેળવી પોતે શાન્તિ પામી હતી તો પછી આમ માગવા આવેલાને શા માટે

૧. સારે રસ્તે.

ન આપવી એમ તરલાને થયું. અધુરામાં પુરૂં ભૂજંગે ગ્રાન્ટરોડ સ્ટેશન સંભાર્યું. ભૂજંગની પહેલી ઓળખાણને દિવસે સ્ટેશનનો ત્રાસદાયક અકસ્માત મૃત્યુપથારીમાં યાદ આવતાં કોમળ હૃદયની તરલા ગભરાઈને ઉશ્કેરાઈ ગઇ અને ભૂતકાળની દુશ્મનાવટ, સ્નેહ–ઉર્મિઓનો આવેગ વીસરી જઈ, ભૂજંગ અત્યારે જ આપઘાત કરતો હોય એમ ગભરાઇ આવેગમાં ને આવેગમાં જ ભૂજંગને આશીર્વાદ આપ્યા. આશીર્વાદ મળતાં જ ભૂજંગ ચાલ્યો ગયો ને તરલા શાન્ત થઇ પથારીમાં પડી. ડાકર–નર્સ પાસે આવ્યાં અને સ્વાભાવિક રીતે આ આવેગનું પરિણામ શું આવશે એની ચિંતા કરતાં પાસે બેસી રહ્યાં. પા કલાક ન થયો ત્યાં તરલા શબવત્ થઇ. ડાકટરે નાડ તપાસી, નર્સે આંખોનાં પોપચાં ઉંચાં કર્યાં, કપાળે હાથ મૂકતાં ગરમ લાગ્યું. ચંદા–વસન્તલાલ ઉંચે શ્વાસે–ધડકતે હૃદયે ને રોઉરોઉ આંખે નીચાં વળી જોઈ જ રહ્યાં. ઘરમાં શુન્યકાર થઈ ગયું. અંદરના ભાગમાં મૃત્યુની તૈયારી થઇ. છોકરાં પાડોશીના બંગલામાં ગયાં. ચંદા–ગરીબ ચંદા તો બેબાકળી બની ગઇ હતી. હમેશની ધીરી સમજુ ચંદ આજ ગાંડી જેવી થઇ હતી. તરલાના સામું જોતાં જ થતું કે, " આ જ તરલા બ્હેન ન હોત તો મ્હારો સંસાર આ જ ખારો થઈ ગયો હત. અરેરે ! મારા સંસારમાં રસ રેડનાર તરલાનો સંસાર નિરસ ન બને એમ હું મથી અને આશા આવી ત્યાં તરલા જવા બેઠી ! હાય ! હાય ! પ્રભુને ઘેરે શી ખોટ પડી તે તરલા બ્હેન ગમ્યાં ? " તરલા વગર શું થશે એ વિચાર જ ચંદાને મુંઝાવા બસ હતો. વસન્તલાલ તો પથ્થરવત્ હૃદય કરી ઉભો હતો. તરલાનો જીવન–નકશો હૃદયમાં ચિતરતો, પવિત્ર આત્મા સંસારમાં દુઃખી થઈ, પુનિત કરી ચાલ્યો જાય છે એ જોઈ નિશ્વાસ નાખતો હતો. ડાકટર–નર્સ વારંવાર સ્થિતિને યોગ્ય ઉપાયો લેતા હતા. શું થશે ? હમણાં જ પતી જશે, દીવો બુઝાઈ જશે, એમ સર્વેને થતું હતું. સર્વનાં અંતર સમજતાં હતાં પણ જરાક અવાજ પણ થતો નહી. આશા, નિરાશા,

ચિંતામાં કલાક વહી ગયો ને તરલાના ચહેરા ઉપરનો રંગ બદલાયો. સ્વપ્નામાં કે સન્નિપાતમાં એના મ્હો ઉપર હાસ્ય ફેલાયું. કોમળ કમળશાં નયનો ઉઘડયાં અને ચોગરદમ નજર કરી. ડાકટર–નર્સ, વસન્તલાલ તરફથી નજર ચંદા તરફ ગઇ અને કાંક હિંમત લાવી બોલી–" ચંદાબ્હેન !"

ચંદાબ્હેન એ શબ્દ તરલાના મ્હોમાંથી નિકળતાં જ ચંદા હૃદયના ભાવ દબાવી, હર્ષ–ચિન્તાનાં આંસુ ખાળતી પવનવેગે તરલા પાસે ગઈ. એના કપાળે હાથ મૂકયો. એની નાજુક હથેળી હાથમાં લઇ પંપાળવા લાગી ને બોલી, " તરલાબ્હેન ! ઓ બ્હેન ! શું છે બા ! દુધ પીશો ?"

" ભાભી ! હું સ્વર્ગમાં જઈ આવી. પ્રભુએ મને પાછી મોકલી છે. મ્હારી કસોટી થઈ ગઈ. બ્હેન ! મ્હારા સુમનને બોલાવોને ! ભૂજંગભાઈ કયાં છે ? જો જો હોં ! એ આપઘાત ન કરે ! વીણાબ્હેન ભૂજંગભાઇને સુખી કરશે. ચંદા ભાભી–બ્હેન ! મ્હને નિરાંત થઇ. તાવ ઉતરી જશે. એ કયાં છે ? કયારે આવશે ? વસન્તભાઈ ! મ્હેં તમને–ભાભીને બહુ હેરાન કર્યા હોં !"

" બ્હેન ! શ્રમ પડશે ! તું અમારે ત્યાં કયાંથી ? મારા ચામડાના જોડા કરી પહેરાવું તોયે તારો ઉપકાર ભૂલાય એમ નથી. ડાકટર, જુઓને તરલા બ્હેનને કેમ છે ? હું સુમનલાલને હમણાં જ બોલાવવા મોકલું છું. હાશ ! પરમેશ્વરે મારા રંકના સામું જોયું. તરલાબ્હેન ! કેમ છે ? સારૂં થઇ ગયું હોં ! સુમનભાઈ હમણાં આવશે એટલે અમે–"

ફીકી, હાડપીંજરવત્ તરલાના મ્હો ઉપર ચંદાના શબ્દે સ્મિત ફેલાવ્યું અને જે ઘરમાં ઘડી ઉપર મૃત્યુની પાંખોનો ફફડાટ થતો હતો, જ્યાં યમદૂતો દોડતા હતા, જ્યાં શુમશુમાકાર વર્તી રહ્યો હતો, ત્યાં આશાનાં કિરણો નિકળ્યાં. ડાકટર–નર્સના પગ જોરમાં ફરવા લાગ્યા અને કાલ તો જે થાય તે ખરૂં પણ અત્યારે તો ભયને બદલે આશા, શોકને બદલે આનંદ છવાયો.

---

## પ્રકરણ ૩૦ મું.

### સ્ટેશન ઉપર.

તરલાની મૃત્યુશય્યા પાસેથી નાસી છૂટયા પછી સુમનલાલ હોટલમાં આવ્યો અને દરિયા તરફના છજામાં આરામ ખુરશી નાંખી પડયો. મુંબાઈ આવ્યો તે વખતમાં અને આ વખતમાં બહુ ફેર હતો. તે સમયે તરલાની સાથેની સગાઇ તોડવી એ દૃઢ નિશ્ચય હતો. એ ન બને તો આપઘાત. પરન્તુ બન્નેમાં નિષ્ફળ ગયો. તરલા તરફ અભાવ વધતો ગયો. ભૂજંગ સંબંધી વીણાનો તાર કોઇના જ નહી ને એના પોતાના હાથમાં આવ્યો. જીવનથી હવે કંટાળી ગયો હતો. આપઘાત કરવા તત્પર થયેલાને ચંદ્રાનાં છોકરાં કાળ જેવાં લાગ્યાં હતાં. તરલા માંદી છે તે કેવળ ઢોંગ જ સમજતો હતો. માંડ માંડ ત્યાં ગયો અને તવંગર અને ગરીબ, પાપી અને પૂણ્યશાળીને સમાનતા શીખવનાર મૃત્યુપથારી—અંતકાળની વેદનાએ જાદુઇ અસર કરી. જેનું મ્હો જોવામાં પણ પાપ માનતો તે તરલાની માફી માગી, તે તરલાને માફી આપી અને એ પવિત્ર દેવીનાં દર્શન એને પવિત્ર બનાવતાં હતાં. દયા, ક્ષમા, શાન્તિ માત્ર વચનમાં જ નહી પણ વર્તનમાં આવ્યાં. હું કેવો પાપી કે બીજાને પવિત્ર છતાં, દુષ્ટ નરાધમોની વાતો સાંભળી એને પાપી માનવા લાગ્યો. અરેરે ! મારા જેવા કેટલા પવિત્ર—સહૃદયીમાં ખપવા માગતા આત્માઓ, દયા, ક્ષમા, શાન્તિ ન આપતાં આપું છું એમ માનતા હશે. હવે—અન્તકાળે, એક પછી એક મૃત્યુના ઝપાટા વાગે છે ત્યારે તો દયા, ક્ષમા, શાન્તિ વિના અપવાદે આપવા દો—લેવા દો. સુમનને તરલાની મૃત્યુપથારી પાસે આ વિચાર આવ્યો અને તે જ પળે તરલા ભૂજંગલાલ તરફનો અભાવ, તીરસ્કાર બાળી નાંખ્યો. તરલાના પવિત્ર પ્રેમથી ન્હાયો અને પવિત્ર બન્યો. પવિત્ર બનતાં સ્નેહની લાગણી એને

બાળવા લાગી, અને તરલા વિના સંસાર નિરસ લાગવાથી, એકલો ભટકી જીવન પૂરૂં કરવાનો નિશ્ચય કરી, ડાકટર આશા આપે તો બોલાવજો કહી અહીં આવ્યો. સુમન ભૂત અને ભવિષ્યનો વિચાર કરતો હતો, સંસાર મીઠો કે ખારો એ એનાથી સમજાતું નહોતું, લાગણીઓ–ઉર્મિઓના આવેગે એને કઈ કઇ સ્થિતિમાં લાવી મૂક્યો હતો. અત્યાર સૂધી તરલાથી છૂટવા ઇચ્છતો હતો, જ્યારે મૃત્યુ એને તરલાથી છૂટો કરવા તૈયારી કરતું હતું ત્યારે તે તરલાથી સંયોજાવા ઇચ્છતો હતો.

સુમન આમ ને આમ કલાક પડી રહ્યો. હોટલવાળાના નોકરે ચાહનો પ્યાલો મુકયો ને સ્વપ્નામાંથી જાગ્યો હોય એમ ચોગરદમ જોયું. પોતાની સ્થિતિનું ભાન થયું અને યંત્રની માફક ચાહ પી, સાંજરે મારી વાટ ન જોશો કહી લુગડાં પહેરી બહાર નીકળ્યો. સંધ્યાકાળનાં બેંડસ્ટેન્ડ, બેકબે, ચોપાટી ઉપર ફરતો ફરતો કુદરતી અને કૃતિમ[1] સૃષ્ટિ નિહાળતો વાલકેશ્વરના ઢોળાવ સૂધી ગયો. ત્યાંથી પાછો ફર્યો, ગામદેવી સ્ટ્રીટ થઈ ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર આવ્યો. સાડાઆઠ થઇ ગયા હતા. પોતાને હોટલમાં જવા ચર્ચગેટ જવું હતું. ડાઉન પ્લેટફોર્મ ઉપર ઘડીયાળ જોઇ બહાર નિકળ્યો. રેલ્વેના અંદરના પૂલ ઉપર થઈ સામી બાજુ જવા પૂલના દાદરના બારણા પાસે આવ્યો ત્યાં બારણા બંધ. "સમારકામ ચાલતું હોવાથી કાલ સવાર સૂધી બંધ રહેશે" એવી નોટીસ વાંચી. જવા દેવા પોલીસને સમજાવ્યો, પણ નિરર્થક. કંટાળેલો, ગાળો દેતો પાછો ફર્યો અને ગાડીઘોડાનો મોટો પૂલ ઓળંગી બીજી બાજુએ આવ્યો. લોકલ એક ચાલી ગઇ હતી. હવે ગુજરાતની ફાસ્ટ પેસેન્જર આવવાનો વખત થયો હતો અને એ ગાડી સાધારણ રીતે બહુ રોકાતી હોવાથી સુમન એની પછીની લોકલમાં ચર્ચગેટ જવાનો હતો એટલે સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર લટાર મારતો હતો.

૧. બનાવટી ( artificial ).

આજ વખતે પૂલના દાદર માટે ઉતારૂઓમાં ગાળાગાળી, બોલાબોલ ચાલી રહી હતી. બીચારા ઉતારૂઓ એક બાજુથી બીજી બાજુએ જવાની ઉતાવળમાં દોડતા આવતા ત્યાં રસ્તો બંધ છે એમ પોલીસ કહેતો ને એમના હોશ ઉડી જતા. એક લોકલ ચૂકયા એટલે શું, એનો ખ્યાલ અનુભવીને જ આવે! માત્ર દાદર ઉપરથી ન જવાય એટલા જ માટે સામે આવતી ગાડી ખોવી એનો શો અર્થ? કેટલાક હોંશીઆર-પક્કા જુવાનો એક બાજુથી બીજી બાજુ જવા પ્લેટફોર્મ ઉપર ફરતા અને પ્લેટફોર્મ ઉપર ફરતા પોર્ટરો-સીપાઇઓની નજર ચુકવી છેડેથી સામી બાજુ જતા. એમ જતાં કોઈ પકડાતા તે પાછા જતા અને લડતા બૂમ પાડતા લાંબે રસ્તે જતા. સુમન આ બધો તાલ જોતો જોતો વિચારમાં પ્લેટફોર્મ ઉપર ફરતો હતો, એટલામાં ફાસ્ટ પેસેન્જર આવવાનો ઘંટ વાગ્યો. સીગ્નલ પડી, અને પોર્ટરો તથા પોતાનાં સંબંધીને લેવા આવનારાઓ જાગૃત થઈ ટટાર થયા. સુમનને કોઇ આવનાર નહોતું, એ તો માત્ર ફરતો જ હતો. ફરતાં ફરતાં અપ પ્લેટફોર્મ ઉપરના છેડે આવ્યો, અને ત્યાં સામેથી આવતી ગાડી જોતો ઉભો. ફાસ્ટ પેસેન્જરનું એન્જીન ધસારા-બંધ આવ્યું. લોકોની, પોર્ટરોની, સ્ટેશન સ્ટાફની નજર ગાડી તરફ હતી ત્યાં એન્જીનની આગળ એક જણે કુદકો માર્યો. કુદકો માર-વાની સાથે જ ડ્રાઇવરે ડેન્જર વીસલ કરી ને આખા સ્ટેશનમાં એનો અર્થ સમજાતાં ત્રાસ વર્તી રહ્યો. પોલીસ, પોર્ટર, સ્ટેશન માસ્ટર, લોકો, બધાં એમને એમ મૂકી ધસી આવ્યાં. પણ ગાડી ઉભી રહે, મદદ આવી પહોંચે, શું થયું એ જુવે તે પહેલાં સુમન પડનારની સાથે જ કુદી પડયો, અને જીવના જોખમે, ઈન્જીન આવે તે પહેલાં પેલાને બાવડું પકડી ખેંચ્યો. પેલો માણસ જોમમાં ને જોમમાં પડયો તો ખરો પણ બન્ને બાજુથી ગાડી આવતી જોઇ પોતે એન્જીન પાસે છે, મૃત્યુ પાસે છે એ સમજતાં જ ભાન ખોઈ બેઠો અને બેભાન થયો. પોલીસ, પોર્ટરની મદદથી પેલાને ઉપાડી

પ્લેટફોર્મ ઉપર નાંખ્યો ને લોકોનો જમાવ થયો. "દાદર બંધ છે તે સામી લોકલમાં જવા દોડતાં આવતી ગાડીનું ભાન ન રહ્યું." "મુઆ લોકોએ કેવા છે? એક લોકલ ગઈ તો શું થયું? નાહક જીવનું જોખમ. હમણા હતો નહોતો થયો હત." "ના, ના, આપઘાત." "ના રે આવો છેલબટાઉ આપઘાત શા માટે કરે?" એમ વાતો થવા માંડી. સ્ટેશન ડાકટરને બોલાવવામાં આવ્યા. લોકોની ભીડ ઓછી થઈ. ગાડી ઉપડી અને સીપાઇઓએ બીજાને દૂર કર્યા. તોપણ હજી શું થયું, શું છે, કરનારા ઉતારૂઓની સંખ્યા ઓછી નહોતી. બેભાન થયેલા માણસને ચતો કર્યો, તેના મ્હો ઉપર દિવાનો પ્રકાશ પાડયો અને ટોળામાંથી બે જણા એકી સામટે ચીચીઆરી પાડી બોલ્યા, "આ તો ભૂજંગલાલ!" આમાં ભૂજંગ કહેનાર તો સુમન હતો. જે વખતે ભૂજંગે કુદકો માર્યો, ભૂજંગનું બાવડું પકડી ખેંચ્યો તે વખતે સુમનને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તે ભૂજંગ છે. પ્લેટફોર્મ ઉપર સૂવાડયો ત્યારે પણ પોતે ઉશ્કેરાઇ ગયો હતો, થાકી ગયો હતો, એટલે કોણ છે એ જોવાની તસ્દી લીધી નહોતી. પણ દિવાનો પ્રકાશ પડતાં ભૂજંગને ઓળખ્યો. ઓળખતાં જ તાર સાંભર્યો અને ક્ષણવાર તિરસ્કાર થયો. પણ તરલાની મૃત્યુશય્યા—મૃત્યુમુખ જતી તરલાની છબી નજરે તરી આવી. દયા—ક્ષમા અને શાન્તિના પવિત્ર વિચારો આવ્યા અને એક આત્માને બચાવવા ભાગ્યશાળી થયો માની પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યો. ભૂજંગ લોકલ પકડવા જતાં ફસાયો કે જાણીજોઇને પડયો હશે એનો ખુલાસો થયો નહી, અને એ સબંધી ચોળાચોળ ન કરવી એમાં જ મજા છે માની ચૂપ રહ્યો.

ટોળામાંથી ભૂજંગલાલ કહેનાર બીજી આપણી વીણા હતી. વીણા સુરતમાં હતી. એણે ચંદાને તાર કર્યો હતો, કાગળ લખ્યો હતો. પણ એમાંથી એકેનો ઉત્તર આવ્યો નહી, તાર—કાગળ નહી પહોંચ્યો હોય? એમ થયું અને તરલાનું મોં જોવું હોય તો આવો એવો સગામાં

તાર આવેલો જાણી વીણા એકદમ મુંબાઇ આવવા નીકળી. સ્ટેશન ઉપર કોઈ લેવા આવે એમ નહોતું. પોતાના એક સગાને ત્યાં ઉતરવાની હતી, પણ એને ખબર કરવાનો સમય નહોતો. ગાડીમાંથી ઉતરતાં જ કોઇ કચરાયું એમ સાંભળ્યું અને ભૂજંગલાલ રખેને આપઘાત કરે એમ બીનેલી વીણા ગભરાઇ. 'ભૂજંગલાલ આવ્યા છે, સંભાળજો' એ તાર કરવાનો વીણાનો હેતુ જ એ હતો કે ભૂજંગલાલ લાગણીના આવેગમાં કાંઇનું કાંઈ કરી ન નાખે.

પેટી ત્યાંને ત્યાં મૂકી ગભરાતી વીણા દોડી, ટોળામાં પેઠી ને ફાનસના પ્રકાશે ઓળખાતાં 'આ તો ભૂજંગલાલ' જ એમ બૂમ પડાઇ ગઈ. સ્ટેશન માસ્તર ચમક્યા. સુમન અને વીણા આના સંબંધી છે માની બન્નેને રોક્યાં. ડાક્ટરે ભૂજંગને દવા આપી જાગૃત કર્યો. સદ્‌ભાગ્યે સુમનની મદદથી છોલાયા શિવાય કાંઇ બીજું નુકસાન થયું નહોતું. ભૂજંગલાલ પોતાની આસપાસ ટોળું વળેલું જોઈ, પોતાની સ્થિતિ સમજી ઘણા સમયનો આ જ સ્થળનો અકસ્માત, તરલાની મુલાકાત નજર આગળ જોવા લાગ્યો, અને જે જગાએ તરલા હતી તે જ જગાએ વીણાને જોતાં પ્રેમ, શંકા, ભયથી એ ધ્રુજવા લાગ્યો. બચ્યો એ સારૂં થયું કે ખોટું તે સમજી શક્યો નહી. આખા જીવનનાં કૃત્યો સીનેમેટોગ્રાફની ફીલ્મ માફક નજરે તરી આવ્યાં અને એ ફીલ્મ જોતાં પોતાની જાત માટે તિરસ્કાર થવા લાગ્યો. પણ જે ઘડીથી વીણા ફીલ્મ ઉપર—રંગભૂમિ ઉપર આવી તે ઘડીથી આત્માની કલુષતા[૧] ઓછી થતી, પવિત્રતા આવતી જોવા લાગ્યો, અને હમણાંજ પવિત્રતાની મૂર્તિ તરલાની ક્ષમા મેળવી આવેલો, ભાઇપદ પામેલો ભૂજંગલાલ પ્રત્યક્ષ વીણાને જોતાં, બન્ધુતુલ્ય સુમનને જોતાં શાન્ત થયો. પોલીસ તપાસ શરૂ થઇ. આપઘાતનું કારણ શું આપવું? એ ગડભાંગ ભૂજંગલાલના હૃદયમાં થતી હતી ત્યાં સુમનલાલ બોલી ઉઠ્યો, "ભૂજંગલાલ! દાદર બંધ હોવાથી કોણ લાંબે જાય એમ

૧. મેલ.

કરી દાદર જવા સામા પ્લેટફોર્મ પર જતા હતા ને? ભલા આદમી, એ બાજુ જોઇએ તો ખરા કે ગાડી આવે છે કે કેમ?"

ભૂજંગલાલથી અસત્ય બોલાતું નહોતું એટલે ના કહેવા જતો હતો ત્યાં વીણાની નજર મળી અને મુંગો રહ્યો. પરાણે હા કહી અને પંચનામું થયું. ભૂજંગલાલ, વસન્તલાલ, સુમનલાલ જાણીતાં નામ હતાં એટલે ઘરમેળે સમાધાન થયું અને ત્રણે જણ સાથે બહાર ગયાં. સુમનલાલ વીણા અને ભૂજંગલાલને વિકટોરિયા કરી હોટલમાં જ લઇ જવા નીકળ્યો.

## પ્રકરણ ૩૧ મું.

### સુમન અને ભૂજંગ.

વિકટોરિયામાં પોતાની જોડેજોડ, સામે ભૂજંગ અને વીણાને જોતાં સુમનને અનેક વિચારો સૂઝયા. જે ભૂજંગ પોતાનો હરીફ હતો જેને જોતાં તો શું પણ જેનું નામ સાંભળતાં શરીરમાં ક્રોધ, તિરસ્કાર વ્યાપી રહેતો તેજ ભૂજંગને બચાવી બન્ધુ તરીકે પોતાને ઘેર લઇ જતો હતો! આ જ ભૂજંગને માટે સુરતમાં વર્ષો ઉપર શરતમાંથી તરલાને પરાણે ખેંચી ગાડીમાં બેસાડી વગેરે અનેક શબ્દો સંભળાયા હતા—અરે! હમણાં જ વીણાનો તાર વાંચતાં શી શી લાગણી થઇ હતી, એ બધી લાગણીઓ કયાં ગઇ? એ લાગણીને બદલે અનુકંપા, સ્નેહની વૃત્તિ કયાંથી ઉદ્‌ભવી? તરલાની મૃત્યુશય્યા આ સઘળું કરી શકી હતી. મૃત્યુ—મૃત્યુશય્યા મનુષ્યના દોષો દૂર કરી શકતાં હોય, મનુષ્યને દેવ બનાવી શકતાં હોય, મનુજપ્રેમ—ભ્રાતૃભાવ ઉત્પન્ન કરતાં હોય, પ્રભુપદ પમાડતાં હોય, તો મૃત્યુથી શા માટે ડરવું? મૃત્યુશય્યા, માંદાની માવજત, પીડીતની સારવાર એ પ્રભુનો પ્રેમ જાણવાનો માર્ગ છે, અને સુમનને તો એમજ થયું. મૃત્યુશય્યાથી

કેટલાંના જીવન સૂધર્યાં ? તરલાનો મંદવાડ, તરલાની મૃત્યુશય્યા, સુમન-નો ગુમ થયેલો પ્રેમ લાવવા સશક્ત થયાં. તરલાના હૃદયમાં શાન્તિ પ્રસરી, એ જ શય્યાથી ભૂજંગના જીવનમાં નવો પ્રકાશ પડયો, ભૂજંગનું ઝેર મટી અમૃત થયું. સુમન ભૂજંગમાં સમભાવ થયો. એવો જ જુગલની મૃત્યુશય્યાથી લીલાના જીવનમાં ફેર થયો. લીલા અરવિન્દનાં હૃદય વધારે ગાઢાં ગુંથાયાં, પ્રેમાળ બન્યાં. ગ્રાન્ટરોડના એક અકસ્માત-થી તરલા અને ભૂજંગનો સંબંધ થયો, તેમ જ આ અકસ્માતથી તે સંબંધ તૂટી ભૂજંગ સુમનનો વિશેષ સંયોજાયો.

આ બધાનો વિચાર કરતો સુમન ક્ષણવાર મુંગો રહ્યો ને પછી બોલ્યો:

“ભૂજંગલાલ ! આપણે આમ મળીશું એવો તમને ખ્યાલ હતો ? ”

“ સુમનલાલ ! ખરેખર તમે સુમન છો—ફુલ જેવું જ તમારૂં હૃદય કોમળ અને સુંદર છે. મ્હેં તમારા સુખમાં વિઘ્ન નાખવામાં બાકી રાખી નથી. અરેરે ! જો આ વીણા મ્હારા જીવનની રંગભૂમિ ઉપર ન આવી હોત, તરલા—પવિત્ર તરલાબ્હેન ઉર્મિઓના આવેગ-વાળાં છતાં દૃઢ ન હોત તો આજ શું થયું હોત તે કહી શકતો નથી. સુમનભાઈ! તરલાબ્હેન અત્યારે હશે કે કેમ ! ભલું થજો એ ચંદા-બહેનનું કે મ્હને પાસે જવા દીધો. તરલા બહેનના પગની રજ મેં માથે ચ્હડાવી અને તરલાબહેને અંતકાળે એક બહેનનો આશીર્વાદ મ્હને આપ્યો. મ્હારે લીધે તરલાની આ સ્થિતિ, એવું જોઇ હું ગભરાયો, પસ્તાયો અને ગ્રાન્ટરોડના સ્ટેશનના ઉપર ત્હમે જે જોયું તે કર્યું. અરેરે ! હું શા ઉદ્દેશથી આવ્યો હતો ? ચંદા—તરલાની ક્ષમા માગી, એમના અભિપ્રાય ફેરવી આ વીણાના હાથનો ઇંતેજાર હતો. હવે શું થશે રામ જાણે ! ”

“ ભૂજંગલાલ ! તમે તરલાને મળ્યા ? ભૂજંગલાલ ! બે દિવસ

દિવસ ઉપર મને આમ ખબર પડી હત કે ભૂજંગલાલ તરલાને મળ્યા ને તમે અત્યારે મારી પાસે છો એમ હત તો હું શું કરત તે જાણો છો? હું તમારૂં ખૂન કરત. અરે! આઘે ક્યાં જાઉં છું? આજ વીણાનો તાર "ભૂજંગલાલ આવે છે, સંભાળજો" વાંચતાં શું થયું હતું તે પૂછજો વસન્તલાલને. ભૂજંગલાલ! તરલાએ માફી આપી? ખરેખર તરલાના જીવનનો અંત આણનાર તમે જ છો. મ્હારા સુખનું નિકંદન કરનાર તમે જ. પણ શા માટે તમને ઠપકો આપું? પ્રભુની મરજી. તિરસ્કાર–વ્હેમ રાખવો એ દુષ્ટ વૃત્તિ આ ન થયું હત તો દૂર ન થાત. માટે તમે મારા દુશ્મન નથી. તમે પુણ્યનું કામ કર્યું છે. પ્રભુ તમને સુખી રાખો."

"સુમનલાલ! તરલાએ માફી આપી એમ પૂછો છો? માફી આપી, અરે દયા વરસાવી. એ પવિત્ર દેવીના ચરણસ્પર્શથી મારૂં જીવન પવિત્ર બન્યું છે. જેમ શ્રીરામચંદ્રજીના પગથી અહલ્યા પવિત્ર બની હતી તેમ તરલાના પવિત્ર સ્પર્શે મ્હારૂં જીવન પવિત્ર બન્યું. સ્ત્રી–પવિત્ર સ્ત્રીઓનો સ્પર્શ, તેમનાં સ્નેહભીનાં નયન, તેમના મધુર શબ્દો, તેમના પવિત્ર જીવનથી પુરૂષો–મનુષ્યો દેવ બને છે એ નિર્વિવાદ વાત છે. તરલા તરફ મારો અમુક જાતનો પ્રેમ હતો, તે પ્રેમ આજ પવિત્ર બન્યો છે. આજથી હું એને દેવી માનું છું. પરંતુ એ દેવી અત્યારે સ્વર્ગમાં હશે કે કેમ? જીવનમૃત્યુ વચ્ચે ઝોલાં ખાતાં હતાં."

"ભૂજંગલાલ! મ્હારી પવિત્ર તરલા કોણ જાણે જીવતી હશે કે કેમ! હોટલમાં પહોંચીશું ત્યારે શાયે સમાચાર આવ્યા હશે! તરલા વિના મ્હારૂં શું થશે? અરવિન્દને લીલા મળી, તમને વીણાબ્હેન પ્રાપ્ત થયાં, ચંદાબ્હેન વસન્તલાલ સાથે આનંદમય જીવન ગાળે છે ત્યારે હું એકલો જ અટુલો થઇ પડીશ. અરે રામ!" આટલું બોલી સુમન નિરાશ થઈ ગાડીમાં પડ્યો. વીણા–ગભરાયલી વીણા ધડકતે હૃદયે સઘળું સાંભળ્યા કરતી હતી, અને સ્વપ્નવત્

બનેલા એક પછી એક બનાવોને સંભારતી હતી. પોતે તાર કર્યો ત્યારે એને એમ ખબર નહી કે એનો તાર સુમનલાલના હાથમાં જશે અને એનો અર્થ આવો લેવાશે. તાર કે પત્રનો ઉત્તર ન આવતાં ભૂજંગલાલ રખેને કાંઈ ન કરવાનું કરી બેસે એ બ્હીકે મુંબાઇ આવવા નીકળી અને જે ગાડીમાંથી પોતે ઉતરી તે જ ગાડી નીચે સુમનલાલ નહોત તો પોતાનો પ્રિય ભૂજંગ હતો ન હતો થયો હોત. અને ભૂજંગલાલને બચાવનાર કોણ? તરલાનો જ પતિ! એ પણ અકસ્માત જ ને? એનાથી સુમનલાલનું ખેદમય મ્હોં ન જોવાયું. ભૂજંગલાલના હૃદયમાં થતા વિચારો સમજી રહેવાયું નહિ અને બોલી:

"સુમનભાઇ! શું મ્હારા તારનું આવું ગંભીર પરિણામ? 'સંભાળજો'નો અર્થ એટલો જ હતો કે એ કાંઈ પોતાના શરીર ઉપર ન કરવાનું ન કરે એ જ. ભૂજંગલાલને હું સમજી શકી છું એટલું કોઇ નહી સમજ્યું હોય. એ ભૂજંગલાલ જ જૂદા છે. તરલાને પવિત્ર માનતા—માને છે. તરલાબ્હેનને હેરાન કરવા માટે પૂરેપૂરા પસ્તાતા હતા. એ પરિતાપ દૂર કરવા જ અહીં આવ્યા હતા, અને કદાચ ચંદા બ્હેન—તરલા બ્હેન એમનો તિરસ્કાર કરે ને જીવને જોખમમાં નાખે એટલા જ માટે મ્હેં તાર કર્યો હતો. ભૂજંગલાલની મ્હેં બહુ કસોટી કરી અને એ કસોટીમાં એ પાર ઉતર્યા છે. હું એમની અપરાધિની છું, પણ અત્યારે ત્હમારા આગળ શું કહું? તમારો ઉપકાર કેમ ભૂલાય? ત્હમે નહોત—ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર નહોત—દાદરનો રસ્તો બંધ નહોત—તો આજ મ્હારી શી સ્થિતિ થાત? સુમનભાઇ! તરલાબ્હેનને પ્રભુ બચાવશે, પણ તરલા વિના સુમનભાઈ અને ભૂજંગ વિના વીણામાં ફેર છે હોં! અમો સ્ત્રીઓનું જીવન પુરૂષ વિના શુન્ય હોં! તમે પ્રેમાળ હો, એકપત્નીવ્રતમાં માનતા હો, તો એ પત્નીના નામે પ્રાતઃસ્મરણીય મહાત્માની માફક દેશસેવા, જનસેવા કરવા સશકત થાઓ છો. અમો સ્ત્રીઓ પાંજરામાંનાં પક્ષી છીએ. સોનાનું, હીરાજડીત, કંદ, મૂળ, ફળ, ફુળથી ભરેલું, પણ આખરે પાંજરૂંને! અને

તેમાં પણ પુરૂષ વિનાની સ્ત્રીઓનું જીવન નિરસ જ. અરે સુમનભાઇ ! જે સમયે એમને પ્લેટફોર્મ ઉપર મેં જોયા, જે સમયે ફાનસના પ્રકાશમાં એમનો ચ્હેરો ઓળખ્યો તે વેળા મ્હને શું થયું હશે તે મારૂં મન જ જાણે છે. સુમનભાઇ ! તમે મ્હને મ્હારા ભૂજંગને પાછો આપ્યો છે. અને આ રંક અબળાની અંતઃકરણની દુવા છે કે તરલાબ્હેન જીવશે અને એમની સાથે આનંદમય જીવન તમો ગાળશો. પણ ભાઇ ! તે વખતે આ રંક બ્હેન, આપના જીવનમાં વિષ રેડનાડ—દુઃખ કરનાર છે એમ ન માનતાં તેના તરફ પ્રેમથી જોજો."

વીણાના લાગણીભર્યા શબ્દથી સુમનનું હૃદય ભરાઈ ગયું, તે બોલ્યો:—

"વીણા બ્હેન ! મ્હેં તમને જોયાં હતાં, તમારૂં નામ સાંભળ્યું હતું, પણ પ્રત્યક્ષ વાતનો આજ જ પ્રસંગ બન્યો છે. બ્હેન ! ભૂજંગલાલ છે એમ જાણીને તો કદાચ હું નએ બચાવત એમ ભૂતકાળના મ્હારા વિચારથી મ્હને લાગે છે; પણ તરલાની મૃત્યુશય્યા મારા મગજમાં તાજી હતી. આ એક મનુષ્ય મરતાં એની પત્નીનું શું થશે એ વિચાર સૂઝયો. ચર્ચગેટના પૂલ ઉપરથી હું જ આપઘાત કરવા તૈયાર થયો હતો તે લાગણી ફરીને મ્હારા હૃદયમાં ભૂજંગલાલને પડતા જોઇ થઈ આવી, અને જે કામ ચંદાબ્હેનની કીકીએ ચર્ચગેટના પૂલ ઉપર કર્યું તે જ કામ મ્હેં ગ્રાન્ટરોડ ઉપર કર્યું. બ્હેન ! ભૂજંગલાલ મ્હારો બંધુ છે. ભૂજંગલાલ નહોત તો તરલા પ્રત્યે ભવિષ્યમાં હું વ્હેમાત અને અમારૂં જીવન ધૂળ થવા વખત આવત. ભૂજંગલાલને લીધે જ—જીવનના આ બનાવને લીધે અમે વધારે શુદ્ધ થયાં, અને પરમેશ્વર કરે ને તરલા જીવે તો અમારૂં જીવન વધારે ઉન્નત થશે ! અમે વધારે સદુપયોગી જીવન ગાળી શકીશું, અને એ ઉપકાર ભૂજંગભાઈનો જ ને ? પણ એ દીન ક્યાં ? હું અહીં સુખના સ્વપ્નાનો વિચાર કરૂં છું ને મ્હારી તરલા કોણ જાણે હશે કે કેમ ?......'

ગાડી હોટલ પાસે આવી. વીણા, ભૂજંગલાલ અને સુમનલાલ ઉતર્યાં. લીફ્ટમાં બેશી ઉપર ગયાં. હોટલબૉય આવતાં સુમને કહ્યું, "આ મારા પરોણા છે, એમને માટે એક બ્લોક ઉઘાડી આપ." "જી સાહેબ" કરી બૉય ગયો અને બ્લોક ઉઘાડી આપે તે દરમિયાન બધાં સુમનલાલના ઓરડામાં ગયાં. ભીંતની કળ દાબી દીવો પ્રકટાવ્યો. અને સુમનલાલે મેજ ઉપર પોતાના નામની ચીઠી જોઇ. ચીઠી ઉઘાડી અને વાંચી:—

"પ્રિય ભાઇ સુમન !

ડાકટરોએ તરલા બ્હેનની આશા આપી છે, અને તરલા બ્હેન તમારા નામની માળા જપે છે. એમને આરામ કરવાની દવા તમે જ છો તો આ ચીઠી વાંચતાંની સાથે જ એકદમ આવજો–જેટલી વાર થાય છે તેટલી ચિંતા વધે છે. એજ.

લી. બ્હેન

**સૌ. ચંદાના પ્રણામ."**

ચીઠી વાંચતાં સુમનલાલના મ્હો ઉપર હર્ષ–ચિન્તાના રંગો આવવા લાગ્યા. ઘડિયાળ જોઇ. બાર વાગવા આવ્યા હતા. છેલ્લી લોકલને થોડી જ વાર હતી. ઘંટડી વગાડી બૉયને બોલાવ્યો. ચીઠી કોણ લાવ્યું, કયારે આવી, તેના જવાબમાં જણાયું કે ચીઠી નવ વાગે દાદરથી કોઈ આપી ગયું હતું ને જરૂરનું કામ છે કહી આવે કે તરત મોકલવા કહ્યું છે. બૉય વાક્ય પુરૂં કરે તે પહેલાં જ "વીણા બ્હેન! ભૂજંગલાલ ! હું જાઉં છું. દાદરથી મ્હારે માટે ચીઠી આવી છે, હું રોકાઈ શકું એમ નથી. ત્યાંની સ્થિતિ ઉપર મ્હારૂં આવવાનું થશે માટે માફ કરજો." કહી સુમનલાલ ચાલ્યો ગયો અને આ વિશાળ હોટલમાં જીવનમાં પહેલીવાર જ વીણા અને ભૂજંગલાલ આમ એકલાં મળ્યાં.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### વીણા અને ભૂજંગ.

પોતાની પ્રિય પત્ની તરલાનું છેલ્લું મો જોવા સુમન રાતની છેલ્લી લોકલમાં દાદર ગયો ને હોટલમાં ભૂજંગ–વીણા એકલાં પડયાં. વીણા સુરતથી પોતાના ભૂજંગને બચાવવા, એને મેળવવા આવી હતી. વીણાએ ભૂજંગલાલના જીવનમાં ઘણો ફેરફાર કર્યો હતો અને વીણા જેમ જેમ ભૂજંગલાલને સમજાતી ગઈ તેમ તેમ ત્હેનો ભાવ પણ વધતો ગયો. તરલા બ્હેનને છેલ્લાં મળવાનો ઉદ્દેશ હતો. ત્યાં સ્ટેશન ઉપર જ અકસ્માત જોયો. પોતાના જીવનને લૂટાતું જોયું અને વીણાનું હૃદય વધારે કોમળ બન્યું.

" ભૂજંગલાલ ! હજારને આપઘાત કરાવનાર તમે આપઘાત કરવા તૈયાર થયા એ શું ?"

" વીણા ! વીણા ! જુના ભૂજંગ અને નવા ભૂજંગમાં ફેર છે હો. મ્હારાં જુનાં કૃત્યો સંભારૂં છું ત્યારે મ્હને એમજ થાય છે કે આપઘાત એજ ઉત્તમ રસ્તો છે. વીણા ! મેં યુવાનીના મદમાં, ઘર-કેળવણીના અભાવે કેટલાં કુકૃત્યો કર્યાં હતાં અને કરવા ફાંફાં મારતો હતો તે સંભારતાં કમકમાટી ઉપજે છે. વીણા ! લીલા-તરલા જેવી અનેક સાધ્વીઓને મ્હેં હેરાન કરી-અરે નિર્દોષ બાળાઓને ટીકાપાત્ર બનાવ્યાં. સ્નેહલગ્નને નામે, મોટી વયે મળી વિવાહ કરવાના વિચારો ઉત્તમ હશે પણ તે જેમનાં મન અને નીતિબળ ઉંચાં છે તેમને માટે હો. અમારા જેવા તો માત્ર બાહ્ય સુંદરતાથી જ કે પૈસાથી મોહીયે છીએ. એક ન ગમી કે બીજીને લલચાવીયે, પણ આત્મા–હૃદયની કોમળ લાગણીનો વિચાર જ કરતા નથી. વીણા, એક તું મળી જ્યાં મ્હારૂં ન ચાલ્યું !"

"ભૂજંગલાલ! મ્હારા પિતાએ મોટી કરી મ્હને ઉચ્ચ કેળવણી આપી, પરન્તુ તે સાથે માણસ ઓળખતાં, પૈસા કે રૂપથી ન મોહતાં શિખવ્યું હતું અને તેને પરિણામે જ હું દૃઢ રહી. હું તમને જોતી આવી હતી. બિચારી તરલા–પવિત્ર તરલા લાગણીથી ભરેલી છે, એને કોઈ મીઠા મીઠા શબ્દથી ભોળવે તો કદાચ ભોળવાય–ઉશ્કેરાય એવી છે. અને એ લાગણીના વેગને લીધે જ હેરાન થઇ. હવે હદ થઈ. આજથી તમારૂં એ જીવન બદલાયું સમજજો. બોલો હવે શો વિચાર છે?"

"વીણા, શો વિચાર હોય? વિચાર કરતાં લાગે છે કે જો હું સુખી થઇ શકું એમ હોઉં તો તે તારાથી જ. માટે સુરત, અમદાવાદ કે અહીં જ આપણાં લગ્ન થવાં જોઇએ અને શાન્તિથી જીવન ગાળીયે."

"ભૂજંગલાલ! તમને લગ્નની બેડી ગમશે? જેમ લીલાને મૂકી તરલા ખોળી, તરલાને મૂકી વીણા ખોળી તેમ પછી વીણાને મૂકી બીજી ખોળવા જશો તે નહી ચાલે હોં."

"વીણા, હવે મને ન બાળ. વીણાના નાદમાં તલ્લીન થયેલો ભૂજંગ બીજાનો નહિ થાય તે માટે નિશ્ચિત રહેજે. હવે ચાલવું છે કે તરલાને મળવું છે?"

"તરલાબ્હેનને મળવું તો હતું પણ જ્યારે એ ઘડીસાસ છે તે વખતે મળી તેમને હેરાન કરવાથી શો લાભ? બિચારા સુમનભાઇનું બગડે છે. એમના જીવનની આશાઓ ધૂળધાણી થઈ ગઇ. અને આ બધું કોને લીધે? ભૂજંગલાલ! તમારે લીધે! આપણામાંના ઘણા કહેવાતા કેળવાયેલા વણપરણેલા જુવાનીયાઓ આમ વિના કારણ ઘણાં કુટુમ્બોમાં વિષ રેડે છે. બીજાની પત્નીઓ, બ્હેનો કે કુંવારી કન્યાઓ સાથે વાતો કરવામાં કાંઇ સુધારો માને છે, એમની સાથેની વાતોમાં એમની આશાઓ ખીલવે છે અને પછી હિંદુ સંસારના

જુના સંસ્કારને લીધે અનેક નિંદાખોરની ટીકાઓને પાત્ર થાય છે. અરે ! ઘણીવાર એમ બને છે કે મિત્રની કે બીજાની પત્ની કે બ્હેન સાથે વાતો કરનાર, લાજના રીવાજને ધીકારનાર જ્યારે પોતાનો સમય આવે છે ત્યારે પોતાની પત્ની ઉપર કાબુ રાખે છે. બીજાની સાથે વાત કરવી તો શું પણ મ્હો પણ ખૂલ્લું રાખવા દેતા નથી, અને સુધારો-સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતીઓ પોતાની સ્ત્રીઓને પડદામાં અને દાબમાં રાખે છે. તમે તો એવા નથી ને ?"

"વીણા ! હવે તો તેવો નથી, પણ જ્યારે હું આમ સોસાયટીમાં ફરતો ત્યારે તું કહે છે એવા જ વિચારનો હતો. સુધરેલાં કુટુમ્બોમાં ફરતો, એમને ત્યાંની નિર્દોષ સ્ત્રીઓ સાથે છૂટથી વાત કરતો, પણ તેજ સાથે હું દરેક પળે ઠરાવ કરતો કે મ્હારે પોતાને ઘેર હું મ્હારી સ્ત્રીને કોઇ પણ પુરૂષ સાથે વાત કરવા નહી દઉં. એને લાજ કાઢવા હુકમ કરીશ."

"ભૂજંગલાલ ! હજી પણ તમારા એજ વિચાર રહ્યા હોય તો કહેજો. આપણે છેલ્લી સલામ કરીયે."

"વીણા ! તું શું મ્હને મારવા માગે છે ? તરલા બ્હેનના આશીર્વાદે મ્હારા દુર્ગુણો નાબૂદ થયા છે. એમના અને લીલાના પવિત્ર જીવને મ્હારા વિચારોમાં ફેરફાર કર્યો છે. હું અત્યાર લગી સુધારાનો ડોળ કરતો એટલું જ, બાકી એમજ માનતો કે સુધારાવાળા એટલે ખરાબ, ભણેલી સ્ત્રીઓ એટલે ખરાબ. પણ એમાં મ્હારી ભૂલ હતી. ભણતરમાં કાંઇ દોષ નથી. એ તો ઘર કે બ્હારની બીજી કેળવણી ઉપર જ સારા ખોટાનો આધાર છે. લીલા-તરલા જેવી પવિત્ર બ્હેનો મ્હેં જોઈ નહોતી. અરેરે ! મ્હારે લીધે એ કેટલાં હેરાન થયાં ? વીણા, ત્હારે ફાવે તો તું દરેક મીટીંગમાં જજે, ત્હને ફાવે તો ગમે તેની સાથે વાત કરજે, હું વ્હેમાઈશ નહી. પછી ?"

"ભૂજંગલાલ ! ખરેખર હું બહુ ખૂશી થઇ છું. ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર તમને થયું હત તેના કરતાં આ સ્થિતિ થઈ તે સારૂં

જગત સમજશે. આથી આપણે સુખી થઇશું. મ્હને શાન્ત જીવન જ પસંદ છે. જેની તેની સાથે ગમે તેમ વાત કરવી મ્હને પણ ગમતી નથી. માત્ર એટલું જ કે વાત કરવાથી સ્ત્રીઓ ખરાબ થાય છે એવું માનનારી હું નથી. ચાલો હવે સુઇશું ? એક વાગશે. સુમનભાઈ તો સહવારે આવશે અને આપણે નાહક ઉજાગરો શા માટે કરવો ?"

ભવિષ્યનાં પતિપત્ની વીણા–અને ભૂજંગલાલમાંથી દુર્ગુણરૂપી ઝેર નાશ પામ્યું હતું ને તે બદલે પવિત્ર વિચારો જાગ્યા હતા, અને એક સ્ત્રીની મર્યાદા સાચવવી એ તે સારી પેઠે સમજ્યો હતો, અને વીણા પણ નીતિબળમાં ઉચ્ચ હતી. ભવિષ્યના સુખના વિચાર કરતાં બન્ને અલગ અલગ નિદ્રાધીન થયાં.

પ્રાતઃકાળ થયો. સુમન ન આવ્યો પણ ચીઠી આવી. ચીઠીમાં લખ્યું હતું કે " તરલાને કાંક આરામ છે અને ભય રાખવા જેવું અત્યારે તો નથી. સુમન આવી શકે એમ નથી, પણ હોટલમાં ફાવે ત્યાંસુધી રહેવું."

ભૂજંગલાલ ને વીણાને મુંબાઇમાં હવે કાંઈ કરવાનું રહ્યું નહોતું. તરલાને મળવા જેવું હતું નહી એટલે વીણા અને ભૂજંગ તરત જ વિગતવાર ચીઠી સુમનલાલ ઉપર લખી સહવારની જ ફાસ્ટ ટ્રેઇનમાં સુરત જવા ઉપડી ગયાં.

સુરત જતાં જ ગામમાં વીણા ભૂજંગને લઇ આવી એ વાત ઉડી. અને ભૂજંગલાલના નામ સાથે વીણાનું નામ જેમ તરલા– લીલાનું જોડાયું હતું તેમ જોડાયું. વીણાના પિતા કિશોરીલાલ વીણાને સારી રીતે ઓળખતા. પોતાની પુત્રીમાં એને વિશ્વાસ હતો અને ડાહી પુત્રી પિતાની ઇચ્છા વિરૂદ્ધ કાંઇ પણ કરતી નહી. એમ છતાં આ બધી વાતની જગતને ખબર ન હોવાથી લોકો ગમે તેમ વાતો કરતાં તેની પિતા કે પુત્રીને જરાયે દરકાર નહોતી.

ભૂજંગલાલ અને વીણા આવતાંની સાથે જ કિશોરીલાલને મળ્યાં. એમણે પોતાનાં હૃદય ખૂલ્લાં કર્યાં. અને કિશોરીલાલ

એની પત્ની અને વીણાને વાત કરતાં, એક બીજાનાં હૃદય ખૂલ્લાં કરતાં જોયાં ત્યારે એને પોતાની માતા નંદા સાંભરી. ભૂજંગલાલને એમજ થયું કે પોતે બગડયો હોય તો તેનું કારણ પોતાની માતા જ છે. નંદાની ફેશન, નંદાની નીતિ, નંદાના વિચાર આ પતિપત્નીની સાથે સરખાવતાં શરમાયો. નંદાને માતા કહેતાં ગભરાયો, અને આવા માબાપના હાથ નીચે રહેવા માટે પસ્તાવા લાગ્યો. ભૂજંગલાલે કિશોરીલાલ સાથે નિરાંતે વાત કરી. વીણાને સ્વીકારવા તૈયાર થયો અને વીણા સાથે લગ્નથી જોડાતાં પોતાના જીવનમાં સ્વર્ગ સુખ મળશે એમ કહેવા લાગ્યો. કિશોરીલાલ આજ સૂધી મુંગો રહ્યો હતો પણ ભૂજંગલાલની હિલચાલ તપાસતો હતો. એનામાં શુભ સંસ્કારો હતા તે જાણતો પણ એ કેળવણીની ખામીને લીધે છૂપાઇ રહ્યા હતા. વીણાના પ્રેમ-નાદે ભૂજંગનું વીષ ઉતાર્યું અને વીણા ભૂજંગને પરણી સુખી થશે એમ માની લગ્ન નક્કી કર્યાં.

આજ ભૂજંગના આનંદનો પાર ન રહ્યો. લીલા—તરલાની પાછળ ભમનારો ભૂજંગ જો ખરેખર સુખી થયો હોય તો તે આજ જ. પ્રભુને ન માનનાર ભૂજંગ પ્રભુને—પ્રભુના પ્રેમને માનતો થયો હતો. તરલાની મૃત્યુપથારી આગળ, ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર એન્જીન આગળ પડતાં જ પ્રભુનાં દર્શન થયાં હતાં અને કિશોરીલાલની મંજુરી મળતાં અચાનક જ પ્રભુનો ઉપકાર અંતઃકરણમાં માન્યો. વીણાના જીવનની મ્હોટી આશા ફળિભૂત થઈ. ભૂજંગલાલને જોયો હતો ત્યારથી જ એની તરફ એનું હૃદય ખેંચાયું હતું. એની લાગણીઓ, એના છૂપા સદ્‌ગુણો તે નિહાળી શકી હતી. અને વીણાનો સ્વભાવ જ એવો હતો કે દુર્ગુણોને—નબળાઇને કાબૂમાં આણી શકે. એ છૂપી શક્તિનો પ્રયોગ વીણાએ ભૂજંગલાલ ઉપર કર્યો અને તેમાં એને વિજય મળ્યો. ભૂજંગલાલ શરૂઆતમાં આવ્યો અને બારણા પાછળ ચાહ કરતાં જે વાતો સાંભળી હતી, મનમાં જે અસર થઇ હતી, તરલા—લીલાને પૂછ્યા વિના હા નહી કહું એમ કહ્યું હતું તે સાંભર્યું અને

ભૂજંગની કસોટી લેવા જ હૃદયની લાગણી દબાવી એને ટળવળાવ્યો હતો. તે સઘળું યાદ આવતાં વીણાનો સ્નેહ જાગૃત થયો, અને આજ પિતા–માતાની સમક્ષ લગ્નનું નક્કી થતાં હૃદયનો આનંદ બ્હાર દેખાવા લાગ્યો. લીલાને પૂછ્યા વિના, તરલા પાસેથી હકીકત જાણ્યા વિના હા નહિ કહું કહી દિવસો ને દિવસો લંબાવવા જેને જરાપણ હરકત નહોતી નડી તે જ વીણા આજ અધીરી થઇ ગઈ. ક્યારે લગ્ન થાય, વળી કાંઇ વિઘ્ન આવશે તો? મુહૂર્તની શી જરૂર છે, અમૂક જ મહિનામાં કે તિથિએ લગ્ન થાય એમ શા માટે? હૃદયને જોડવામાં મુહૂર્તની જરૂર શી એમ થયું. પણ શું કરે? વીણા–બહાદુર–નિડર વીણા આજ ઢીલીધમ થઈ ગઈ. હૃદયની લાગણી અમૂક કાળને માટે આજસુધી રોકાઈ રહી હતી તે એક સામટી ઉભરી નીકળી અને ચિંતાતુર–અસ્વસ્થ બની.

---

## પ્રકરણ ૩૩ મું.

---

### તરલા અને સુમન.

સુમનલાલને ચીઠી મળતાં જ એ તરલાને મળવા વાયુવેગે દોડયો. થોડા દિવસ ઉપર તરલાના મંદવાડની ખબર મળતાં તરલાનો ઢોંગ માનનાર, વીણાના તારથી ક્રોધે ભરાનાર સુમન આજ તરલાની જીવવાની આશાથી હર્ષઘેલો થયો હતો. નિરસ સંસાર રસમય લાગવા લાગ્યો અને હવે તરલા કયારે સાજી થાય? કયારે તેને લગ્નથી પત્ની બનાવું? અને કયારે સહજીવન ગાળું? એમ થવા માંડયું. દાદર ઉતર્યો. ગાડી કરી વસન્તલાલને બંગલે ગયો અને પગથીયાં કુદતો તરલાની ઓરડીમાં તેની પથારી પાસે ગયો. ચંદા અને વસન્તલાલ પથારી પાસે બેઠાં હતાં અને તરલાને કપાળે હાથ ફેરવતાં હતાં. તરલાની કીકી, નિસ્તેજ પણ સ્નેહભર આંખો બારણા તરફ જ હતી. સુમનને

દાખલ થતો દેખી તરલા સફાળી, આનંદ–સ્નેહના વેગે ઉઠવા ગઈ. પણ બળ ન હોવાથી પડી. “ તરલા ! તરલા ! થાકી જઈશ ! હું જ આવું છું. ” કહી તરલા પાસે સુમન ગયો. ચંદા–વસન્તલાલની હાજરી ન ગણકારતાં જ તરલાનું માથું પોતાના ખોળામાં લીધું. એનો સ્પર્શ થતાં જીવનમાં કદિ અનુભવી નહી હોય એવી લાગણી થઇ. વસન્તલાલ બ્હાનું કાઢી ઉઠયો ને ચંદા દવા લેવા ગઇ. અસ્વસ્થ ભવિષ્યની ગૃહિણી પાસે સ્નેહાળ પતિ બેઠો અને બોલ્યો, “ તરલા ! તરલા ! મ્હેં અદેખાઇથી ત્હારા જીવનમાં વિષ રેડયું છે. ખરે સ્ત્રીઓ પવિત્ર છતાં અમો પુરૂષો તમારા ઉપર ઘણીવાર વ્હેમ આણીયે છીએ. બીજા પુરૂષ સાથે હસીને વાત કરતાં જોઇ અમને કાંઇ કાંઇ થઇ જાય છે. જોકે સુધારામાં ખપવા માંગતી સ્ત્રીયોને સ્વતંત્રતા આપવા ઇચ્છીએ છીએ, પણ બીજાની સ્ત્રીઓ અમારી સાથે હરેફરે એ ગમે છે પણ અમારી સ્ત્રીઓને એમ કરતાં જોઇ શકતા નથી.”

“ સુમન ! તમારૂં કહેવું ખરૂં છે. પુરૂષોનો એ દોષ મોટો છે માટે જ સુધારો લોકપ્રિય થયો નથી ને કેળવણી વખોડાય છે. પણ અમારે પણ અમારો દોષ સમજવો જોઇએ. હાલની કેળવણીમાં એક મોટો દોષ બહારનો મોહ એ છે. હૃદય કેળવાતાં નથી. અમે છોકરીઓ –સ્ત્રીઓ બહારના રૂપ, રંગ, હાવભાવથી વધારે આકર્ષાઇયે છીએ. જનસમાજમાં, સોસાયટીમાં, કલબોમાં ઘણીવાર ભાષણો સાંભળવા કરતાં લુગડાં, ઘરેણાં ફેશનમાં જ ફસાઇએ છીએ, અને અપટુડેટ પુરૂષો, યુવાનો જ સારા એમ માનતાં શિખીયે છીએ. વિવાહ–સગાઇ કરવામાં પણ ગૃહસુખ કયાં ભોગવાશે, શાન્તિથી ગૃહસુખ ભોગવાશે કે કેમ, જીવનમિત્રો થઇશું કે કેમ, તે જોયા પહેલાં સોસાયટીમાં હરવા ફરવા ડોળદમામમાં રહેવા ફાવશે કે કેમ એ જોવાય છે. સુમન ! મ્હારા સંબંધમાં મ્હારો આ દોષ હતો. મ્હારી ફોઇએ મ્હારૂં નામ તરલા પાડયું છે તે યોગ્ય જ છે. હું તરલા જ છું. ભૂજંગના આન્તર કરતાં બાહ્ય દેખાવથી હું અંજાઈ અને દુઃખી થઇ. સુમન !

પ્રભુએ મ્હને મોતથી બચાવી છે. મ્હેં ત્હમને દુઃખી કર્યાં છે. હવે એ બધાનો બદલો ત્હમારા જીવનમાં સુખ આપી વાળીશ."

"પ્રભુ ત્હને જય આપે. અત્યારે ચિંતા ન કરીશ. ડાકટરોએ આશા આપી છે તો હવે હવાફેર માટે પંચગની જઇએ. હું ને તું ઉન્હાળાના બે મહિના ત્યાં રહીશું તો ત્હારૂં શરીર સારૂં થઈ જશે. જોને લીલા લાનોલી ગઇ પછી કેવી થઇ? વીણા અને ભૂજંગ હોટલમાં છે."

"શું! વીણા અહીં છે? ભૂજંગ! બીચારો ભૂજંગ! મ્હને ત્હેની દયા આવે છે. કેવો ભયાનક તે કેવો નમ્ર બની ગયો? એ બધા પ્રતાપ વીણાના. ખરે પુરૂષોને અંકુશમાં આણનાર સ્નેહભર પત્ની શિવાય કોઈ નથી. વીણાએ ભૂજંગનું જીવન સુધાર્યું. ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપરનો ભૂજંગ સંભારૂં છું, વલસાડના સ્ટેશન ઉપરનો ભૂજંગ સંભારૂં છું. રેસકોર્સનો ભૂજંગ સંભારૂં છું, ત્યારે મ્હને મ્હારી જાત ઉપર તિરસ્કાર આવે છે. પ્રિય સુમન! તમે ખરેખર સુમન જ છો." આમ પતિપત્ની વાત કરતાં હતાં અને જે કાર્ય દવા ન કરે તે કાર્ય સ્નેહ ગોષ્ટી કરતી હતી. તરલાના હૃદયમાં ઉલ્લાસ વધતો હતો. એના જીવનમાં રસ આવતો હતો, ઉર્મિનો આવેગ ધીરો પડતો હતો. સુમન અને તરલાનાં હૃદય વિઘ્નો આવ્યા પછી હવે વધારે સંઘટ્ટ થતાં હતાં અને વસન્તલાલ તેમજ ચંદા કૃતકૃત્ય થતાં હતાં. બિચારી ચંદાની આશા આજ ફળી હતી. પોતાના ભાંગી પડતા જીવનઘટમાં રસ રેડનાર તરલાને સુખી જોઇ ખરેખર સુખી થઈ હતી અને બ્હેન જેવી નણંદને લગ્ન ગાંઠથી ગુંથાયેલી બંધાયેલી જોવા ઉત્સુક હતી.

બીજે દિવસે ડાકટરોની સલાહ લઇ સુમન અને તરલા પંચગની ગયાં. સાથે કીકી હતી. દાદર સ્ટેશનના દાદરપર ચડતાં કીકી—અટકચાળી કીકી બોલી ઉઠી, "સુમન કુવા, પેલી ગાડી આવે. સીગ્નલ પડી છે, અહીંથી કુદવું છે?" "ચુપ ગાંડી! તારી તરલા ફોઈ

સાંભળશે તો મારશે.” વિવાહિત વર–વહુ પંચગની ગયાં અને ત્યાં હવા, દવા, આરામ અને સ્નેહના વાતાવરણમાં કલ્લોલ કરવા લાગ્યાં. બન્નેને લાગ્યું કે પ્રથમ દર્શનનો સ્નેહ કાયમ હોતો જ નથી. એ સ્નેહ સત્તા, રૂપ, દ્રવ્યના ઉપર જ આધાર રાખે છે અને એમાં ન્યૂનાધિકતા થતાં, કિંવા બીજે સ્થળે એજ વસ્તુઓ વધારે સારી લાગતાં સ્નેહ–કહેવાતા સ્નેહનું સ્થાન બદલાય છે. પુરૂષ વા સ્ત્રીને ગૃહ તેમ જ શાળામાં યોગ્ય કેળવણી લીધી હોય, પ્રભુને ઓળખતાં શિખવાયું હોય તો પછી માબાપ સમજુ હોય ને પ્રથમથી કે પછી રૂપગુણ જોઇ સગાઇ કરે, વરકન્યાને એક બીજાના સંબંધમાં આવવા દે તો તે સ્નેહ વધારે સંગીન અને કાયમનો થાય છે. સુમન–તરલા ચાર મહિના પંચગની રહ્યાં. એ દરમિયાન સાથે હરવા ફરવા જતાં, બીઝીક, ક્રીકેટ આદિ રમતો રમતાં, સારાં પુસ્તકો સાથે વાંચતાં અને દેશની–ન્યાતની વાતો કરી અણજાણપણે પણ જેની જરૂર છે એવાં Iniellecival Compautou બુદ્ધિયોગ્ય મિત્રો થતાં હતાં. સીઝન પૂરી થઇ અને બન્ને સુરત આવ્યાં. સુરત આવતાં અનેક વાતો સાંભળી.

“ અલી તરલા ! તું તો લાલબૂમ બની આવી ! અમે તો જાણ્યું હતું કે તું સુરત દેખવાની નથી. સુમનલાલ તારા આગળ નરમ લાગે છે ! કાંઈ નહિ પણ એ પતિપત્ની સ્નેહાળ ખરાં. હવે તરલાના સહવાસમાં સુમનલાલ પણ ઉગતા સુમન સમ ખીલશે. કેમ ખરૂં ને ?”

“ તરલા બ્હેન ! તમારૂં લગ્ન ક્યારે છે ? ભૂજંગલાલ અને વીણાનું લગ્ન સંભળાય છે ને ?” આમ પ્રત્યક્ષ અને પરોક્ષ ગપાટા ચાલવા માંડયા. લગ્નના દિવસ પાસે આવતા હતા ને તરલા અને સુમનના હૃદયમાં અલૌકિક લાગણી થતી હતી. સુરતમાં બે લગ્નો લોકને મોઢે ચડયાં હતાં. તરલા અને ભૂજંગનાં નામ અજાણ્યાં નહોતાં

નવરા અને નિંદાખોર લોકોએ બન્નેને જગબત્રીશીએ ચડાવ્યાં હતાં, પણ છેવટે એ પવિત્ર ઠરી અને ભૂજંગ-વીણાનું જોડું લોકોની અદેખાઈ કરાવવા લાગ્યું.

આ લગ્ન વખતે લીલા-અરવિન્દને ખાસ બોલાવવામાં આવ્યાં હતાં. પરંતુ હમણાં જ સુવાવડમાંથી ઉઠેલી લીલા આવી શકશે કે કેમ તે શક હતો. ચંદા તો તરલાનું લગ્ન જાણી અધીરી બની હતી. કેમ જાણે પોતાની એકની એક છોકરી પરણતી હોય તેમ આખા કુટુમ્બ સાથે ગામ પહેલી દોડી આવી હતી. આવતાંની સાથે જ સુમનને મળી અને બોલી, "સુમનભાઇ! ચર્ચગેટના પુલ ઉપર જવું છે? સોલીસીટરની સલાહ લેવી છે? ઢોંગી તરલાને લઈને શું કરશો?"

"ચંદા બ્હેન! કરો મશ્કરી, તમારો વખત છે, પણ હવે હું તમારી તરલાને તમારી પાસે ઘડી રહેવા દેવાનો નથી. તરલા હવે ઉર્મિનો આવેગ નથી પણ ઉર્મિનું શાન્ત મીઠું ઝરણું છે. તમે બહુ રાખી. હવે મ્હને એ ઉર્મિના ઝરણમાં શાન્ત થવા દો. ચંદા બ્હેન! તમે કર્યું છે તેવું કોઇથી નહી થાય તો. અમે પુરૂષો કહીયે છીએ એટલું જ. ખરી ઇર્ષ્યા-ખરો વ્હેમ તો અમારે જ હોય છે."

"વારૂ, ભૂજંગભાઇના લગ્નમાં જશો કે?"

"શામાટે નહિ? ભૂજંગને તરલાએ ભાઈ માન્યા છે તો એના ભાઇના લગ્નમાં અમારે જવું જોઇએ. ચંદાબહેન, વીણા જેવી પણ મજબૂત મનની સ્ત્રીઓની ઓછી જરૂર નથી. તરલા લીલા જેવી કોમળ સ્ત્રીઓ ભૂજંગને કદાચ પડતાં અટકાવી ન શકત, પણ વીણાએ તો કોમળ રહી હ્રદયબળ જાળવી એક સ્ત્રીને યોગ્ય કાર્ય કર્યું છે. એને હજાર વાર ધન્યવાદ છે."

બીજી બાજુ કિશોરીલાલને ત્યાં અને નંદાને ત્યાં લગ્નની ધમાલ ચાલી રહી હતી. નંદાનો એકનોએક પુત્ર ભૂજંગ પરણતો હતો. પરન્તુ નંદા બરાબર સમજતી હતી કે પહેલાનો ભૂજંગ અને આ ભૂજંગમાં ફેર હતો. ફેશનેબલ નંદા-યુવાવસ્થામાં સોસાયટી વુમન ગણાતી નંદા-પોતાના

ભૂજંગમાં આવો અવનવો ફેરફાર જોઇ ખિન્ન થઇ હતી. લીલા–તરલા ઉપર ભૂજંગ અસર ન કરી શકયો ને ત્હેને બદલે સુંદર, મોહક, પણ પ્રતાપવાન વીણા આવી તેથી જરા દિલગીર થઈ હતી. આમ છતાં આટલે વર્ષે ઘરમાં વહુ આવે છે એ વિચારથી રાજીરાજી થઇ હતી, અને એકનાએક છોકરાના લગ્નમાં ખરચ સામું ન જોવા ઠરાવ કર્યો હતો. કિશોરીલાલ વીણાના લગ્નમાં કાંઇક લગ્નની ગંભીરતા, લગ્નની મહત્તા સાથે લગ્નનો આનંદ સાચવવા ઘટના ઘડતા હતા. આમ સુમન અને તરલા, તથા ભૂજંગ અને વીણાના લગ્ને અનેક કુટુમ્બોમાં અસર કરી હતી. અવિવાહિત કન્યાઓ તરલા–વીણા થવા ઇચ્છતી હતી, પોતાની કન્યાઓને સુમન–ભૂજંગ જેવા પતિ મળે એમ ઇચ્છતાં માબાપો આ લગ્નને જોવા ઉત્સુક થયાં હતાં, અને લગ્નના દિવસો આવી પહોંચ્યા.

## પ્રકરણ ૩૪ મું

### શાન્ત કુટુમ્બ.

લીલા જુગલભાઈના મૃત્યુ પછી, જુગલભાઇની સારવાર કર્યા પછી, હોટલમાં જુગલભાઈની સ્થિતિ જોયા પછી, કાંઇ વિશેષ સ્નેહાળ બની હતી. સોસાયટીમાં હરવા ફરવામાં જ જીવનની સફળતા છે એ તેના વિચાર દૂર થયા હતા અને પ્રિય અરવિન્દના ગામડાંના જીવનમાં પણ સ્વર્ગસુખ ભોગવી શકાય એમ માનવા લાગી હતી. આમ લીલામાં અચમ્બુચ ફેરફાર થયો, અને અરવિન્દનો સ્નેહ વધારે પ્રદિપ્ત થયો. લીલાને વધારે એ ચાહવા લાગ્યો અને જુગલભાઇના મંદવાડથી–મૃત્યુથી પતિપત્નીના સુખમાં રહેલો ઝીણો પડદો તૂટી ગયો એમ એને લાગ્યું. હવે ગામડાંમાં વધારે આનંદથી જીવન ગાળીશું, પરનું હિત કરી, કર્તવ્ય કરી ઉચ્ચ દંપતિ જીવન ગાળીશું એ વિચાર થયો. ત્યાં લીલાની સુવાવડ વચમાં નડી. અરવિન્દને કાઠિયાવાડ

એકલું જવું પડયું અને લીલા મુંબાઇ રહી. જુગલભાઇના મંદવાડ માટે તે ન આવી હત, એના હૃદયમાં ફેરફાર ન થયો હોત, તો તો કદાચ લીલા કાઠિયાવાડ જવાનું કદિ પણ મન ન કરત. પણ હાલ તેમ નહોતું. બસ કયારે નાહીધોઈ ઉઠું ને મ્હારા અરવિન્દ પાસે જાઉં. મુંબાઇ ને મુંબાઇના જીવન માટે પોતે થોડા સમય ઉપર મરી પડતી, બેન્ડસ્ટેન્ડ, મહાલક્ષ્મી કે ચોપાટી, સીનેમા, નાટક ને પાર્ટી, કૉન્સર્ટ માટે મરી પડતી, તે મુંબાઇ ઉપરથી એનો મોહ જતો રહ્યો. એ શાન્ત જીવનમાં જ સુખ જોવા લાગી. પુત્ર પ્રાપ્ત થતાં નાહ્યા પછી એણે પતિને પત્ર લખ્યો.

બીજું, વ્હાલા, શિર મૂકી જ્યહાં ભાર લાગ્યો ! શું કહેતાં,
ત્યાં સુતેલું વજન નવું વીતી ઋતુ એક વહેતાં.
ગોરૂં ચુસે અખૂટ રસથી અંગુઠો પય જેવો,
આવી જોઇ, દપિત ઉચરો લોચને કોણ જેવો.

અરવિન્દને પત્ર મળતાં જ મુંબાઇ જવા તત્પર થયો અને પોતાની લીલા નવા જીવનમાં આવી હતી તેને વધાવવા ગયો. મુંબાઇ આવતાં જ લીલાને મળ્યો. આ જ સ્થળે અરવિન્દને મયદાનીયા, આ જ ઘરમાં ભૂતકાળમાં ઘણાં વર્ષ અગાઉ પોતાને ના પાડેલી તે અને ભૂજંગને મળેલો આવકાર સાંભર્યો. ત્યાંથી લગ્ન પછી કાઠિયાવાડ અને ગામડાંના જીવનથી કંટાળેલી લીલા, જુગલના મંદવાડ વખતે મુંબાઇ જવા તલપાપડ થયેલી લીલા અને જુગલભાઇના મંદવાડ વખતે તનતોડ મહેનત કરતી લીલા તે આ જ કે આ કોઈ બીજી એમ વિચારવા લાગ્યો. ત્યારપછી સુવાવડમાં મૃત્યુ કિનારે પહોંચેલી લીલા આજ પતિપત્નીના સ્નેહની ગાંઠ રૂપ પુત્રને આપતી જોઇ અરવિન્દ પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો, અને જ્યારે કેટલાંક કુટુમ્બોમાં લગ્ન પછી વર્ષો વિતતાં સ્નેહનો લોપ થાય છે ત્યારે પોતાને ત્યાં સ્નેહ જામતો જોઇ આનંદ પામવા લાગ્યો. યુવાવસ્થાનાં શારીરિક સુખો ઉપર જ એ મોહરૂપ સ્નેહ હોય છે. પતિ કે પત્નીની ઇચ્છાઓ પુરી પડે–પુરી પાડવાની તીવ્ર ઇચ્છા કે શક્તિ રહે ત્યાં-

સુધી જ એ સ્નેહ ટકે છે. દ્રવ્ય, રૂપ, બલ અને યુવાવસ્થા ટકે છે ત્યાંસૂધી જ એ સ્નેહ ટકે છે. એક બીજા વિના ગમતું નથી. એક બીજા માટે મરી પડાય છે. કવિતાઓ લખાય છે. અપાય છે. ભેટો અપાય છે. પરન્તુ એ બાહ્યરૂપ–સ્નેહને ટકાવનાર રૂપ, બલ કે દ્રવ્યમાં સડો પેસતાં મોહ દૂર થાય છે, સ્નેહ શિથિલ થાય છે, એક બીજાથી દૂર રહેવું ગમે છે, એક બીજાના દોષ જોવાય છે, એકબીજાના બોલવામાં કલહ ઉત્પન્ન થાય છે. એકબીજાના કાર્યથી અસંતોષ થાય છે. અને આમ થતાં સ્નેહ એ કાયમની વસ્તુ નથી, એ માત્ર ઝાંઝવાનું પાણી છે, કવિઓ–લેખકોના મગજનો તાર છે, એમ મનાય છે. પરંતુ ખરી રીતે એ સ્નેહ નહી પણ એ તો મોહ છે–જાતીય લાગણી છે એ સમજાતું નથી. લીલા–અરવિન્દ, તરલા–સુમન, ભૂજંગ–વીણા અને ચંદા–વસન્તમાં એથી જૂદો જ ક્રમ હતો. ગોલ્ડસ્મીથ કહે છે તેમ વર્ષો વીતતાં સ્નેહ જામતો હતો. એઓમાં મોહ નહોતો. તરલા–ભૂજંગની ઉર્મિઓનો આવેગ સ્નેહની ભઠ્ઠીમાં તવાયો હતો અને વિશુદ્ધ બન્યો હતો.

અરવિન્દ મુંબાઇ આવતાં, લીલાને મળતાં, કાઠિયાવાડ જવા કહું કે કેમ એ વિચારવા લાગ્યો ત્યાં જ લીલા બોલી ઉઠી:

" અરવિન્દ ! હવે મ્હને અહિંથી ક્યારે ઘેર લઇ જશો ? ચાલોને આપણા શાન્તિકુંજમાં !" "લીલા ! જુગલભાઈ વખતે હું મુંબઈ આવતે હતો ત્યારે ત્હને સાથે આવવા ના કહેતો હતો ત્યારે તો બે દહાડા રીસાઇ બેઠી હતી. મુંબાઇ નથી ગમતું ? કાદમ્બરીનું નાટક નથી જોવું ? ત્હારાં સગાંવ્હાલાં તો અહીં છે ! ત્હને ગામડાંમાં ગમશે ખરૂં ? એક મહિના રહીને જઇએ !"

" ના, એક દહાડો નહી. તમે મને ભૂતકાળ સંભારી બાળો નહી. આપણા ઘરમાં–ઝુંપડાંમાં–પાછલી પડાળીમાં–લીંપણવાળી પડાળીમાં બેઠાં બેઠાં–દૂર લીમડા–આંબા–વડની નીચે રમતાં ખેડુતનાં છોકરાં, નદી કિનારે ઘટામાં, ગામડાંનાં મેલાં ઘેલાં પણ સહૃદયતા

Sincerity) ની મૂર્તિ, પ્રેમાળ, ગામડીયાના જીવનમાં મ્હને જેટલો સ પડે છે-પડશે તેટલો રસ કાદમ્બરીના નાટકમાં, બેન્ડસ્ટેન્ડમાં કોન્સર્ટમાં હવે નહી પડે. પ્રિય અરવિન્દ, મ્હને સુખી કરવી હોય ા અહીંથી વહેલી લઇ જાવ. શાન્ત જીવનમાં, આપણા બન્ધુઓ ઉપર હાવ-ાાવ રાખી એમનું હીત કરવામાં, ગામડીયાનાં જીવન સુધારવામાં, ાનેક કુટુમ્બમાં આનંદ પાથરવામાં જે આનંદ મળે છે તે અહીં ળતો નથી, માટે લઇ જાવ."

"લીલા! લીલા! મયદાનીઆવાળી લીલા તું જ કે? ભૂજંગના ાપટુડેટ ડ્રેસ, એટીકેટ, મોહક ચહેરો ને વાતથી મોહ પામનારી લીલા ણ તું જ કે? તરલા પાછળ પડનાર ભૂજંગ હાથથી ગયો જાણી જીવન ારસ થયું સમજી ખાટલાવશ થનારી લીલા તું જ કે? પાછો મ્હારા પ્રત્યે સ ઢોળનાર પણ તું જ ને? ગામડાંના જીવનમાં કેદખાનું માનનાર ાને તેમાં જ પાછું સ્વર્ગ સમજનાર પણ તું જ ને? કેટલાબધા ફેર-ાર! કોણ જાણે શાથી! લીલા! તારો આ ફેરફાર પણ કાયમ હેશે કે?"

"અરવિન્દ! અત્યારસૂધી સત્ય વાત સમજી નહોતી. આજથી હી પણ જુગલભાઈના મૃત્યુ દિવસથી મ્હને અલૌકિક શાન્તિ થઈ , અને એ શાન્તિ તમારી સાથે શાન્ત જીવન ગાળવાથી જ ટકી ફેશે. માટે ચાલો."

"પણ લીલા! હજી આપણે લગ્નમાં જવું છે. તરલા, વીણાના ગ્નમાં ગયા વિના ચાલશે?"

"હા, તે સુરત થઇને જઇશું. પણ અત્યારે-હવે અહીંથી તો ાલો જ."

લીલા મુંબાઇ છોડવા અધિરી બની હતી એટલે અરવિન્દ અને લા સ્નેહી જનોની રજા લઇ, ગંગાને સાથે લઇ દેશ તરફ જવા પડયાં. રસ્તામાં સુરત ઉતર્યાં અને તરલા-સુમન, વીણા-ભૂજંગ,

ચંદા-વસન્તલાલનાં મહેમાન થઈ, લગ્નમાં મહાલી વતન સધાવ્યાં. લીલા પોતાના ગામમાં-ઘરમાં આવતાં જ હર્ષના-સ્વર્ગ સુખના ઓઘમાં નાહી હોય એમ શાન્તિ ભોગવવા લાગી અને ફરીને સોસાયટીના મોહક ભાગથી અંજાઇ નહી. અરવિન્દ અને લીલા પોતાના ખેડુતનાં કુટુમ્બોમાં ભળી પોતાનાં કર્તવ્યો કરતાં, વખતો વખત બ્હાર ગામ જઇ આવતાં અને શાન્ત જીવન ગાળી નમુનેદાર દંપતિ જીવન ગાળવા લાગ્યાં. પાડપાડોશીઓ આ દંપતિને કોઇવાર ચીડાયેલાં, ક્લેશ કરતાં કે ઉંચાં મનવાળાં જોવા સશક્ત થયા નહોતાં. રેલ્વેના પાટા ઉપર સરળ ગાડી ચાલી જાય તેમ આ પતિપત્નીનું જીવન સરળ સુખમય ચાલતું હતું અને એમનાં જીવનમાંથી અનેક કુટુમ્બો બોધ લઇ સંસાર સુખમય બનાવતાં હતાં.

---

## પ્રકરણ ૩૫ મું.

---

### લગ્ન પછી.

તરલા અને સુમન, ભૃજંગ અને વીણાનાં લગ્ન સર્વને આકર્ષી રહ્યાં હતાં. લગ્ન જગતમાં સર્વ જગાએ અને હર વખતે થાય છે, પણ લગ્ન સમયે પરણનાર જોડાંમાં સામાન્ય હિંદુ સંસારમાં કાંઈ જ ભાવ હોતો નથી. લગ્ન એ શું એ સમજતાં જ હોતાં નથી.

શૈશવ વિશે કર પીડિયો અજ્ઞાન એક શિશુજને

એમ થાય છે. જ્યારે બીજે સ્થળે પુરૂપ ઉચ્ચ વિચારનો હોય ત્યારે કન્યા-બાઈ અજ્ઞાનના ગર્તમાં પડી હોય છે. નવા જમાનાના લગ્નમાં બહારથી સ્નેહ ઉભરાતો હોય, એક બીજાં મળતાં મૂકતાં હોય છે; પરન્તુ આ ત્રણે લગ્નમાં પછીથી આનંદનો લોપ થાય છે. ક્લેશ, અસંતોષ, છૂપો વિખવાદ નજરે પડે છે. તરલા અને વીણાના લગ્નમાં એ શંકા દૂર થઇ હતી: અભાવ-અસંતોષની લાગણીઓ નષ્ટ

થઈ હતી, અને હવે તો કેવળ શુદ્ધ સ્નેહનાં જ બીજ વવાયાં હતાં. આ પરણનાર જોડાંને રૂપનો, દ્રવ્યનો કે સત્તાનો મોહ નહોતો. તેઓ કસોટીમાંથી પસાર થયાં હતાં અને અત્યારે તો માત્ર લગ્નથી પવિત્ર બનવા ઉત્સુક હતાં.

લગ્નની ધાર્મિક ક્રિયા થઈ, શાસ્ત્રના પવિત્ર મંત્રોના ઘોષ કાને પડયા, સ્નેહીજનના આશિર્વાદ સાંભળ્યા, હૃદયના છૂપા ભાવો વિકસ્યા અને દંપતિ યુગ્મો અને થનાર દંપતિઓને આદર્શરૂપ લાગવા લાગ્યાં.

પહેલે જ દિવસે સુરતમાં આ દંપતિઓની પાર્ટી યોજાઈ. સુરતમાં ગામબ્હાર લાઈન્સના મેદાનમાં એક વિશાળ બંગલાના ચોગાનમાં કૌમુદી ખીલતાં બહાર ટેનીસ કોર્ટમાં એક નાનું ટેબલ અને સાત આઠ ખુરશીઓ ગોઠવાયાં. નાનાં બાળકો આમતેમ કુદતાં રમતાં આનંદ કરતાં હતાં. રાત્રીના નવ વાગવાને શુમારે બંગલામાંથી મિત્રો-યુગ્મો નિકળ્યાં. ચંદા, તરલા, લીલા, વીણાનું ટોળું હસતું-એક બીજાની મશ્કરી કરતું, ટેનીસ કોર્ટ ઉપર પહેલું આવ્યું અને બેઠું. તેમની જ સામેની ખુરશીઓ ઉપર વસન્તલાલ, સુમનલાલ, અરવિન્દ અને ભૂજંગલાલ બેઠા. નાનો કિકો ઘડીકમાં કાકા તો ઘડીકમાં માશીઓ પાસે જઇ દોડાદોડ કરતો હતો. ટેબલ ઉપર સફેદ બરફ જેવી ચાદર પાથરી હતી, અને તાસકોમાં બરફી, ચેવડો, બટાટા, મેવો પડયો હતો અને પાસેની નાની ગોળ ટેબલ ઉપર પાણીના લોટા પડયા હતા. ટેબલ ઉપર પડેલી વસ્તુઓનો ઉપયોગ થતાં થતાં કીકા પાસે ગવરાવવાની દરખાસ્ત મુકાઈ અને નાનો કીકો -કાકા માશીઓનો લાડિલો કીકો-ગાવા તૈયાર પણ થયો. કીકાનું મધૂર ગાયન સાંભળી સર્વત્ર શાન્તિ પ્રસરી અને બેઠેલાં મિત્રમંડળ ઉપર સ્નેહસામ્રાજ્ય પાથર્યું. પ્રથમ જ ચંદા બોલી, "બ્હેન તરલા! આજની આ પાર્ટી માટે પ્રભુનો જ ઉપકાર માનવાનો છે. અરેરે! આપણે પણ ઓછી વિટબના નથી સહી! તરલાબ્હેન! આખરે મ્હારા સુમન-ભાઇ જ ગમ્યા અને મેળવ્યા ત્યારે રહ્યાં."

તરલા "ચંદ્દાભાભી, મ્હારા જીવનનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે મને એમજ લાગે છે કે હજી આપણી સ્ત્રીઓને કેળવવામાં બહુ ભૂલ થાય છે. નવી કેલવણીમાં, નવા સંસારસુધારામાં આપણા દેશનું વાતાવરણ જોયા વિના, અમુક જ જ્ઞાતિ કે સમૂહમાંથી જ અમુક જ વિચાર–આચારનાં મનુષ્યો મળી શકે છે એમ જાણતાં છતાં સ્ત્રીઓ અને કન્યાઓને વધારે સ્વતંત્ર વિચારથી કેળવવામાં આવે છે, અને પરિણામે કન્યાઓની કોમળ લાગણીઓ વિનાઅંકુશ ખીલે છે અને તેથી કેવળ લાગણીનો આવેગ બળવાન થાય છે. ચંદ્દાભાભી, બીજે ક્યાં જાઉં? મારી પોતાની જ વાત. હવે મ્હને સાંભરે છે કે હું નિશાળે જતી ત્યારથી ઘરમાં પણ જુના વિચાર પ્રત્યે મ્હારા વડિલને અભાવ હોવાથી, સ્ત્રીઓ ગુલામ ગણાઈ છે માટે એને સ્વતંત્રતા આપવા, મ્હારા વર્તન–વિચાર ઉપર જરા પણ કાબુ રાખવામાં આવ્યો નહોતો. મન માને તેની સાથે છૂટથી હું બોલતી. બોલવામાં, મનના વિચાર દર્શાવવામાં, ગમે તે વાંચવામાં મ્હને બાધ નહોતો. હું મ્હોટી વયે પરણવાની હતી એ વાત ખરી, પણ તે સાથે નિશાળમાં તેમજ ઘર આગળ બીજી બ્હેનપણીઓ સાથે કેવી વાતો થાય છે તે મ્હારાં વડિલો જાણતાં નહોતાં. આથી વર–વહુ ઉપરાંત અનેક ન ઇચ્છવાજોગ, લુગડાં ઘરેણાં, ફેશનની અને લાગણી ઉશ્કેરાય એવી વાતો થતી. પરન્તુ ભલું થજો મ્હારી માનું કે એની ચોક્સાઇથી મ્હને મળેલાં નીતિબળથી જ હું સારી–પવિત્ર રહી શકી."

વીણા–તરલાબ્હેન, તમારૂં કહેવું યથાસ્થિત છે. હાલમાં સુધરેલાં કુટુમ્બોમાં કન્યાઓને સ્વતંત્રતા આપવા જતાં તમારા જેવું જ પરિણામ આવે છે. લાગણીઓની જરૂર છે, પણ એ લાગણીઓ આપણે કબજે રહેવી જોઈએ.

ભૂજંગલાલ–ચંદા બ્હેન! સ્ત્રીઓમાં જ આ સ્થિતિ છે એમ નહી. યુવાનોમાં પણ એ જ પરિણામ આવતું જાય છે. સરસ્વતીચંદ્ર, કલાપી તેમજ લાગણી ઉશ્કેરાય એવી નવલકથાઓ વાંચવાથી, મનો-

બળને અભાવે યુવાનોમાં પણ સહન ન કરવાની શકિત વધતી જાય છે અને લાગણીનું જોર બહુ થાય છે. આથી એકદમ આનંદ—એકદમ ગ્લાનિ—અસંતોષ ઉત્પન્ન થાય છે અને સાચું સુખ, સાચી શાન્તિ મળતાં નથી. જુઓને આ અરવિન્દભાઈ જેટલા સુખી છે તેટલો સુખી હું કોઈ દિવસ થઇશ કે કેમ તે વિશે મને શક છે.

અરવિન્દ—ભૂજંગલાલ ! હું મુંબાઈ આવ્યો અને જ્યારે તમને સોસાયટીમાં ફરતાહરતા જોયા ત્યારે અને તમારી સાથે વિવાહને માટે પોતાની કન્યાઓ આપવા અનેક માબાપો તલપી રહેલાં સાંભળ્યાં ત્યારે તો મને મારી પોતાની જાત માટે તિરસ્કાર આવ્યો હતો. પરન્તુ જેમ જેમ વખત ગયો, દૂર રહી પરિપકવ યુવાનોના વિચારો જોયા, તેમના સંસાર જોયા ત્યારે જ મને મારા જીવનની ખૂબી જણાઇ. અને તેમાં પણ લીલાનામાં જે ફેરફાર થયો છે ત્યારથી તો હું સ્વર્ગસુખ ભોગવું છું.

તરલા—અરવિન્દભાઇ ! એ ફેરફાર જુગલભાઇની મૃત્યુપથારીને લીધે થયો હોં. પણ શું તમે એમ ધારો છો કે સોસાયટી ખરાબ છે? તમારી પેઠે દરેકે ગામડામાં રહેવું ને બહાર હરવું ફરવું નહી ?

અરવિન્દ—તરલા ! મ્હારૂં એવું કહેવું નથી. આ ચંદા બ્હેન છે. એ ગમે તેની ને ગમે તેટલીવાર સોસાયટીમાં ભલે ફરે તોપણ એમના ઉપર અસર ઓછી થવાની. સોસાયટીમાં ન ફરવાથી ઘણા ગેરફાયદા છે. માત્ર જેમ એક નવલકથા વાંચવા આપતાં પહેલાં વાંચનારનું મન મજબૂત છે કે કેમ તે જોવાની જરૂર છે તેમ છોકરીઓ ઉપર બહારના આડંબરની અસર ન થાય તેમ તેમને કેળવવાની જરૂર છે. તમેજ ભૂજંગલાલના—તે વખતના ભૂજંગલાલના આડંબરથી લોભાયાં હતાં ને? સારૂં ખોટું પરખવાની ટેવ તે વખતે તમને પડી નહોતી—માત્ર લાગણીઓ જ ખીલવાઇ હતી.

તરલા—અરવિન્દભાઇ ! તમારૂં કહેવું રજેરજ ખરૂં છે. જો મ્હારી લાગણીઓ જ ખીલવ્યા કરવાની સાથે સાથે મોહ ન પામવા શિખવ્યું હત તો આ સ્થિતિ ન થાત. આટલા જ માટે

વૃદ્ધો—અનુભવીની જરૂર છે. ચંદા બ્હેન ! વસંતભાઇએ મ્હને ન બોલાવી હત તો પેલી મહેતીજીના કાગળનું આજ શું પરિણામ આવત!

ચંદા—તરલા બ્હેન એ દિવસ ન સંભારશો. આજ હું જે શાન્તિ-સુખ ભોગવું છું તે ઉપર પૂળો મૂકાયો હત. છોકરાં મોટાં થઈ પુછત તો શો જવાબ આપત ? છૂટાછેડા થવા વખત આવે એજ ત્રાસ.

વસંતલાલ—તરલા ! માણસ ભૂલ કરે પણ એ ભૂલ પોતે જાણે ત્યારે સુધારે ને સામો માણસ પ્રેમથી સુધારે તો જીવન આનંદમાં જાય. હાલ ક્ષમા નામની જ છે, માત્ર અસહનતા જ વધારે છે.

સુમનલાલ—વસન્તલાલ ! એ અસહનતાથી જ નવા જમાના-માં દુઃખ થાય છે. જરા પણ અવગડ વેઠવી ગમતી નથી. પોતે જાણે મહાત્મા ને બીજા પાપી. મ્હેં જ જરા વિચાર કર્યો હત તો હું આપઘત કરવા ન જાત. કીકી ન આવી હત તો— ” સુમનલાલે કીકીને ઉપાડીને પ્રેમથી બન્ને ગાલ ઉપર બચ્ચીઓ કરી. કીકી ખુશ થતી—સીગ્નલ સંભારતી દોડી ગઇ.

ભૂજંગલાલ—તરલાબ્હેન ! ત્હમે સુરતથી આવવા નિકળ્યાં ને ગ્રાન્ટરોડના સ્ટેશન ઉપર મ્હેં તમને જોયાં ને મ્હારા મનમાં જે વિચાર થયા તે અત્યારે સંભારતાં મ્હને કંપારી છૂટે છે. બ્હેન ! બ્હેન ! ભણેલા યુવાનો પણ સ્વતંત્ર મત બાંધવા અને તેવા લગ્નસ્નેહ માટે તો લાયક નથી એમ મને લાગે છે. લાગણી થયા પછી એ લાગણી કાયમની છે કે કેમ, તે પવિત્ર છે કે કેમ એ જાણવા માટે અમુક મૂદત પસાર થવા દેવી જોઇએ. એ મુદત વીતતાં એવીને એવીજ લાગણી રહે તોજ સંબંધ બાંધવો.

વીણા—ત્યારે મ્હોટી વયનાં લગ્નમાં વાંધો નથી, એ તો સવ કોઈ કબૂલ કરશો. વ ધો માત્ર કેળવણી અને વિચારનો છે. એનો આધાર તો ઘરના ઉપર જ છે. નવી કેળવણીમાં–નિશાળોમાં અને લાગણીઓ ઉશ્કેરાય એવી વાર્તાઓ વાંચવામાં, યુરોપીઅન–પારસી સંસારના કેટલાક દોષભરેલા, બહારથી સારા લાગતા રિવાજોનું અનુકરણ કરવામાં આપણામાં માઠાં પરિણામ આવે એમાં કેલવણીનો શો વાંક ? એમાં

સુધારો શો ખોટો ?" એટલામાં કીકી રમતી રમતી આવી ને બોલી, "વીણા માશી, ચાહ ટાઢી પડે છે. હવે તમારાં ભાષણ બંધ કરો. અમને તો ભૂખ લાગી છે." વાતો બંધ રહી ને બધાં ટેબલ તરફ ગયાં. સુમન-તરલા, ભૂજંગ-વીણા, અરવિન્દ-લીલા અને વસન્તલાલ અને ચંદાનાં જોડાં ટેબલની આસપાસ ઉભાં રહ્યાં. આજ બધાંનાં હૃદયમાં આનંદ છવાયો હતો. દરેક યુગ્મે જીવનમાં કાંઈક સહન કર્યું હતું અને એટલે જ આજ એમનાં હૃદય વધારે સંયોજાયાં હતાં. સુમન-તરલાને એમજ થતું હતું કે રખેને એક બીજાં વળી છૂટાં પડે ! એમના હૃદયની વાતો હૃદય સમજતાં હતાં. ચંદા અને વસન્તલાલ પ્રમાણમાં વૃદ્ધ હતાં છતાં પોતાની આસપાસ સ્નેહાળ દંપતિઓ જોઇ અને એ દંપતિઓમાં સ્નેહ ખીલવવામાં પોતે ભાગ ભજવ્યો હતો તે જાણી આનંદ પામતાં હતાં. અને એમજ માનતાં હતાં કે નવા સંસારમાં છોકરાંને સુખી કરવાં હોય તો તેમને બરાબર કેળવી, યોગ્ય વયે તેમની સંમતિથી લગ્ન કરી, ઉમર-અધિકારના પ્રમાણમાં છૂટ આપતાં જવું ને દૂરથી સુખી જોઇ આનંદ પામવું. અરવિન્દ અને લીલાનાં હૃદય એકદમ શાન્ત હતાં. એમના સ્નેહમાં પડું પડું થતી આફત જુગલભાઈના મૃત્યુએ દૂર કરી હતી અને એમના સ્નેહની ગાંઠ મજબૂત કરવા બાળક જન્મતાં કાઠિયાવાડમાં જઈ સરળ-શાન્ત જીવન ભોગવવા ઉત્સુક થયાં હતાં.

ભૂજંગલાલના ઉપર સઉથી વધારે અસર થઈ હતી. પોતાની સમક્ષ પોતાનો પૂર્વાશ્રમનો ભૂજંગ લાવતો હતો અને લીલા, તરલા અને વીણાને સરખાવતો હતો. પોતે લીલા-તરલાને પરણત તો સુખી થાત કે અત્યારે સુખી છું એનો વિચાર થયો. અને એને એમજ થયું કે મ્હારે પુત્રી હોય તો હું પહેલાના ભૂજંગલાલને ન આપું.

હું લીલાના જીવનમાં વિષ રેડત, તરલાનો સંસાર દુઃખી કરત. મ્હારા જેવાને તો વીણા જ જોઈએ. સ્ત્રીઓમાં એવી અજબ શક્તિ છે કે જો તેઓમાં નીતિબળ-વિદ્યાબળ અને મનોબળ હોય તો પાતને

પ્રેમથી સુધારી શકે છે. જો હું આજ સુખી હોઉં તો તેનું પ્રથમ માન વીણાને અને બીજું તરલાને છે.

આમ વાતોમાં ને વાતોમાં, ભૂતકાળ સંભારવામાં, ભવિષ્ય-કાળનાં સુખ–સ્વપ્નાંનો આનંદ ભોગવવામાં સમય ચાલ્યો ગયો. રાત્રીના દસ વાગ્યા. આકાશમાં પૂર્ણિમા ખીલી રહી હતી. ચાંદનીની શાન્તિમાં, પવનની લહેરમાં આ પ્રેમી યુગલોનાં હૃદય પણ વધારે શાન્ત થયાં ને છૂટાં પડતાં પહેલાં એક સંગીત સાંભળવા પુરૂષ વર્ગની ઇચ્છા થઇ. સુમન અને ભૂજંગ બન્નેને દીલરૂબા, હાર્મોનિયમ આવડતું હતું અને એની સાથે તરલા, લીલા, ચંદા, વીણાએ ગાવાનું કબુલ કર્યું અને સંગીત શરૂ થયું:

ધીમે પ્રિયે! હજી ધીમે પગલે પધારો!
લાંબું નથી કર્યું પ્રયાણ તથાપિ બાલે!
થાકયા હશે ચરણ કોમલ પદ્મ જેવા
આવો અહીંથી નિરખો જલ સિન્ધુનાં આ.

× × × ×

ખેલ્યાં સખી! અધિક આપણ ખેલશું; ને
કર્તવ્ય કર્મ પણ ભવ્ય જ આદરીશું;
વીણા શું નંદન, અને લઇ દિવ્ય પુષ્પો
સોહાવશું સઅલ સુન્દર કુલવેલી

**—કવિ ન્હાનાલાલ.**

સંગીત પુરૂં થયું અને દંપતિ યુગ્મો–પ્રેમભીનાં દંપતીઓ સંગીતનું રહસ્ય સમજતાં, હસતાં છૂટાં પડયાં.



# આર. જી. ભાઉ એન્ડ કું.

## ઇલેકટ્રીકલ ઇન્જીનીયર્સ એન્ડ કોન્ટ્રાકટર્સ

## રીચીરોડ—અમદાવાદ.

**હમારે ત્યાંથી ઇલેકટ્રીસીટીને લગતો તમામ સામાન જથાબંધ તથા છુટક મલશે.**

અમે માલો, જીનો, પ્રેસો, બંગલા, હોટલો, મસજીદો, મંદીરો, તથા મંડપોમાં, પેરમેનન્ટ તથા ટેમ્પરરી ઇલેકટ્રીક લાઇટો ફીટ કરી આપવાનું કોન્ટરાકટથી કરીએ છીએ.

**એસ્ટીમેઈટો ફ્રી કરી આપવામાં આવે છે.**



ઇલેકટ્રીક મશીનરી પુરી પાડવાનું તેમજ તેને ગોઠવી ચાલુ કરી આપવાના કોન્ટ્રાકટો કરીએ છીએ.

ઇલેકટ્રો નોવેલ્ટીઝનો સામાન મોટા જથ્થામાં રાખીએ છીએ.

ખીસામાં રહે તેવા ઇલેટ્રીકના ટોર્ચો, પોકેટ લેમ્પો, બટનો, બેટરીઓ, એવરરેડીનો દરેક સામાન હમારી કિંમતે તમને કોઇ જગ્યાએથી મળશે નહિ.

**આર. જી. ભાઉની કું.**

**રીચીરોડ—અમદાવાદ.**

# સુંદરી સંજીવની

## સ્ત્રીઓના તમામ રોગોની એક જ દવા.

## સ્ત્રીઓના તમામ રોગો મટાડે છે.

**પ્રદર કે જેમાં** લાલ, સફેદ, ચાકળી, ધાતુ જવા, પીશાબે અગન બળતી તે ઉપર અકસીર છે.

અશક્તિ,
ખાંસી,
[illegible],
ભુખ ન લાગવી,
અરૂચી રહેવી
વિગેરે
તમામ દર્દો ઉપર
**સુંદરી**
**સંજીવની**
સચોટ
અસર કરે છે.

કમ્મર દુઃખે છે?

હાથ, પગ, અને માથું દુઃખે છે?

અટકાવ સાફ નથી આવતો?

અટકાવ અનિયમીત આવે છે?

ગર્ભાશયનો મેલ છે?

સુવારોગ છે? વંધ્યત્વ દોષ છે?

તો

**સુંદરી સંજીવનીનું સેવન કરો.**
એકજ બાટલી વાપરો. કિં. ૧-૦-૦

વાપરો

સગર્ભા **સ્ત્રી પીએ તો** અધુરા માસે ગર્ભસ્ત્રાવ થતો નથી. પ્રસવવેદના ઓછી કરે છે.

**બાળાઓને પાવાથી આ રોગો થવાનો સંભવ રહેતો નથી.**

—મળવાનાં ઠેકાણાં—

## ઊંઝા આયુર્વેદિક ફાર્મસી

| | | |
|---|---|---|
| રીચીરોડ **અમદાવાદ** | દરેક દવાવાળાને ત્યાં વેચાય છે. | કાલબાદેવી **મુંબઈ—૨** |

# હિસ્ટીરીયાદિ રોગપર ચમત્કારિ

# વાયુમુકતા.



હિસ્ટેરિયા, મુર્છા, ચક્કરી, અંધારાં, શાંત, ડચુરો, ગભરામણ, ફેફરૂં, ગાંડપણ, પક્ષાઘાત, રાંઝણ, ફ્રેટ, તોડ, ફીકારા, ગોળો વગેરે દરદ પર ૨૪ કલાકમાં ફાયદો મળશે. પૃથ્વીપર અમૃત રૂપે માને છે. પ્રખ્યાત દવાખાનાઓમાં પણ સ્વતંત્રપણે વાપરવા લાગ્યાં છે. સેંકડો સર્ટિફિકેટ મળ્યાં છે અને પદક પ્રાપ્ત કરે છે.

નિરાશ થએલાઓએ ખાસ અનુભવ લેવો. જુનાં દરદ પણ મટે છે.

સગર્ભા સ્ત્રીઓ અને નબળાં બચ્ચાંથી પણ ખવાય છે.

ગાંડપણની ખાસ દવા—આઠ દિવસમાં આરામ થાય છે. તે માટે રૂબરૂ મળવું.

કિં. રૂ. ૫) પો. જુદુ.

ર-નં. ૧૬૬૧૪

## વાયુમુકતા ઓફીસ,

## દયાળભાઈની શેરી-પેલેસરોડ-વડોદરા.

"**સાહિત્ય**" પત્રના નવેંબરના અંકમાં તેના વિદ્વાન તંત્રી આ "**સંક્ષિપ્ત મહાભારત**"ની સમાલોચના કરતાં લખે છે કે,—

**'સંક્ષિપ્ત મહાભારત'** લેખકઃ રતિપતિરામ ઉ. પંડ્યા, વડોદરા. પ્રકાશકઃ—"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" અમદાવાદનું ૪૮ મું. પુસ્તક મૂલ્ય રૂ. ૪–૮–૦. 'એ બોલ'માં લેખકે પરિષદ મંડળની જોડણી સ્વીકારતાં જણાવ્યું છે, કે "આ પુસ્તકમાં માત્ર મૂળ મહાભારતની વાર્તા સંક્ષેપમાં મૂકવામાં આવી છે." એ વાત અક્ષરે અક્ષર ખરી છે. વિદ્વતા-ભરી પ્રસ્તાવનામાં આધારો અને પ્રમાણો આપીને ભાઈ રતિપતિ-રામે મહાભારત પૂર્વેનો સમય, મહાભારત ઇતિહાસ છે કે કેમ, તેના સમયનો નિર્ણય, તે વખ-તની પ્રજાની સ્થિતિ, સૈન્ય વ્ય-વસ્થાની રીતો, મહાભારત ગ્રંથનાં જૂદાં જૂદાં સ્વરૂપો, તેનાં પાત્રોનો પરિચય વગેરે બાબતોનો યોગ્ય સ્ફોટ કરી બતાવ્યો છે. એ પ્રસ્તાવનામાં એમનું સબળ વ્ય-ક્તિત્વ સ્પષ્ટ રીતે ખીલી ઉઠયું છે.

ગ્રંથનો મુખ્ય ભાગ અમે વાંચી જોયો છે. એની વિશેષતા એ છે, કે જો કે મૂળ સંસ્કૃત ઉપરથી અનુવાદ કર્યો છે, છતાં એને અતિ-શય ટુંકાવી નાખ્યો હોવાથી તથા આડકથાઓ અને વર્ણનોનો સાર માત્ર લીધો હોવાથી મુખ્ય ઇતિહાસનો સળંગ ક્રમ બરાબર જળવાયો છે, અને બીજો લાભ એ થયો છે, કે આ આખા પુસ્ત-કની યોજના સ્વતંત્ર રીતે થયે-લી હોવાથી તેનું તરજુમિયા-પણું સદંતર રીતે નાશ પામ્યું છે. એટલે સુધી કે જાણે તે સ્વ-તંત્ર ગુજરાતી પુસ્તક ન હોય! વળી એની શૈલી સરળ અને સહેલી હોવાથી ગમે તે જણ વાંચી તેમજ સમજી શકે તેવું છે.

પૂઠું પાકું સોનેરી, અને કા-ગળ છપાઇ સ્વચ્છ ને સુઘડ, તથા ચિત્રો શોભીતાં હોવાથી પુસ્તકની કિંમત વધારે પડતી નથી."

# સંક્ષિપ્ત રામાયણ

શ્રી વાલ્મિકી રામાયણના સાતે કાંડ સરળ ગુજરાતીમાં
કથા—વાર્તા રૂપે સરળ ગદ્યમાં લેખકઃ
સ્વ. રતિપતિરામ ઉદ્યમરામ પંડયા, બી. એ.
( આવડાંજ પૃષ્ઠ ૩૨૫ : આઠ ચિત્રો અને સોનેરી નામો વડે
સુશોભિત ને મજબુત પુઠું. કીંમત રૂપીઆ બે. )

## " સં. રામાયણની " અનુક્રમણિકા.

(૧) બાલકાણ્ડઃ—



(૨) અયોધ્યાકાણ્ડઃ—

---

## આ " રામાયણ " માંનાં ચિત્રોની યાદી–



---

# મુક્તિમાળા

અથવા

## જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન.

આ વેદાન્ત શાસ્ત્રનાં ગહન તત્ત્વો સમજાવનારો સરલ ને સંવાદરૂપે નવીન પદ્ધતિનો જ ગ્રન્થ છે. સાધારણ વાચનારને પણ આ ગ્રન્થનો વિષય સમજવામાં મુશ્કેલી ન પડે તે માટે જીવરાજ, મનરાજ, વિદ્યા, અવિદ્યા, કુમતિ, સુમતિ, પ્રવૃત્તિ, સરસ્વતિ વગેરે પાત્રોનું રૂપક આપીને વેદાન્તનાં ગહન તત્વોને શંકા-સમાધાન વડે પરસ્પર સંવાદની પદ્ધતિથી સમજાવવામાં આવ્યાં છે. વચમાં વચમાં સરળ અને બોધક દૃષ્ટાન્તો આપીને સાધારણ અધિકારીઓને પણ સિદ્ધાંત સમજાય એવી રચના કરી છે. ભાષા છેક જ સાદી હોવાથી તેમાં વિશેષ સરલતા થઈ છે. આ પહેલા ભાગમાં ચાર અંક છે ને તેના પેટામાં પ્રવેશની ગોઠવણ કરેલી છે. લગભગ ૩૫૦ પૃષ્ઠનો આ ગ્રન્થ દરેક ધર્મજીજ્ઞાસુએ તથા પુસ્તકશાળાએ પોતાના સગ્રહમાં જરૂર રાખવો ઘટે છે. પાકું છીંટનું પુંઠું છે. કીંમત રૂ. ૧-૧૨-૦

---

# સુખશાંતિ–વિચારણા.

સુપ્રસિદ્ધ અંગ્રેજ ગ્રંથકાર સર જહોન લબકના એક પુસ્તકના આધારે પણ ઘણા ફેરફાર સાથે તૈયાર કરેલું આ પુસ્તક છે. આમાં દરેક મનુષ્યના સામાજીક સુખની અભિવૃદ્ધિના નીચેના વિષયોનો વિચાર દાખલા દલીલો તથા આપણા હિંદુધર્મના શાસ્ત્રીય પ્રમાણો સાથે કર્યા છે: -

પ્ર૦ ૧ લું સુખ. ૨ જું મન. ૩ જું અભિલાષા. ૪ થું સંતોષ. ૫ મું વિપત્તિ. ૬ ઠું ઔદાર્ય. ૭ મું મિત્ર અને શત્રુ. ૮ મું મન. ૯ મું વિવેકબુદ્ધિ અને ૧૦ મું શાન્તિ.

પ્રિન્ટીંગ સુંદર ને બાઇન્ડીંગ પાકું મજબુત. ડેમી ૧૬ પેજી પૃષ્ટ ૩૫૦ ગ્લેઝ કાગળ ઉપર છપાવેલ છતાં કિંમત રૂ. ૧–૮–૦ છે.

**ટેક્સ્ટ બુક તથા ઇનામ લાયબ્રેરી માટે મંજુર થયું છે.**

# હૃષીકેશચંદ્ર

## ચાલતી વીસમી સદીની સામાજીક આદર્શ નવલકથા
## ભાગ ૧ થી ચારમાં સંપૂર્ણ થઇ છે.

### ગૃહનું ભૂષણ ! લાયબ્રેરીનો શણગાર !
### સ્વદેશપ્રેમમાળા ! ચારિત્ર્યની શાળા !

સાંસારિક, ધાર્મિક, કેળવણી વિષયક વિગેરે વિષયોથી ભરપૂર, સંસારમાં સ્વર્ગસુખની ઝાંખી કરાવનાર, વિદ્યાવિલાસી જીવનની ભાવનાઓ દર્શાવનાર, પૂર્વ અને પશ્ચિમના શ્રેષ્ટ ધ્યેયોનું સમેલન કરાવનાર, યુવાન અને વૃદ્ધને કર્તવ્યનો માર્ગ બતાવનાર, મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત કરાવનાર, કૉલેજીયનોને યોગ્ય માર્ગ બતાવનાર, પ્રજાઓને ઉન્નત પંથે દોરનાર, સંસારમાં સાચું સુખ ભોગવનાર, બાળ, યુવાન, વૃદ્ધ પુરૂષ તેમજ સ્ત્રીઓને સરખી રીતે વાંચવા લાયક. "મોડર્ન-રીવ્યુ" અને સાહિત્ય જેવાં ગુજરાતી માસિકોએ જેની મુક્તકંઠે પ્રશંસા કરી છે એવું ઉચ્ચ શૈલી, સરળ છટાદાર અને જુસ્સાવાળી ભાષાથી લખાયલુ રસમય નવલકથાનું આ પુસ્તક છે. સુંદર છપાઇ, પાકું સોનેરી અક્ષરવાળું પુંઠું. કિંમત રૂા. ૩-૦-૦

**તમારે ચારિત્ર્યવાન થવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !**
**તમારાં છોકરાંને નીતિમય બનાવવાં હોય તો વાંચો હૃષીકેશચંદ્ર!**
**નાસ્તિક મટી આસ્તિક થવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !**
**છોકરાંને ધાર્મિક બનાવવાં હોય તો વાંચો હૃષીકેશચંદ્ર!**
**તમારામાં સ્વદેશપ્રીતિ જગવવી હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !**
**નિર્માલ્ય મટી સશક્ત થવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !**
**ધાર્મિકબળ પ્રાપ્ત કરવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !**
**જીવનને રસમય અને જ્ઞાનમય બનાવવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !**

છોકરાંને નિડર અને ધૈર્યશીલ કરવાં હોય તો વાંચો હૃષીકેશચંદ્ર!
સ્ત્રીઓએ પાતિવ્રત્યની મીઠી મઝા ચાખવી હોય તો વાંચો હૃષીકેશચંદ્ર!
પાતિવ્રત્યનો પ્રભાવ અનુભવવો હોય તો વાંચો હૃષીકેશચંદ્ર!

# હૃષીકેશચંદ્ર (ભાગ ૨ જો)

## સોનેરી નામનું સુંદર પુંઠું–કિંમત રૂ. અઢી.

આ ભાગ સ્વદેશપ્રેમની ભાવનાઓથી ભરપુર છે. સંયમ, બ્રહ્મચર્ય, અને નીડરતાને ધારણ કરી ખરો વિદ્વાન પોતાનું કર્તવ્ય કર્યે જાય છે તેનો આબેહુબ ચિતાર તે વાંચકના મનમાં ખડો કરે છે. આધુનિક સમયના રાજ્યખટપટીયાઓને માટે તેના કથાનાયકનું ચારિત્ર્ય અત્યંત બોધપ્રદ છે. હાલના ઈંગ્રેજી ભણેલાઓને તે સાદું જીવન અને ઉચ્ચ વિચારનો ખરો દાખલો બેસાડે છે. ફેશનનો ત્યાગ કરાવી તે કર્તવ્યને ખરે માર્ગે દોરે છે. હાલની માનસિક નિર્બળતા અને નાજુકતાઈને ટાળી વાંચકને તે સુદૃઢ, ધૈર્યવાન, બળવાન અને નિડર બનાવે છે. તેના હૃદયમાં તે ઉત્સાહ અને સ્વદેશપ્રેમને રેડે છે અને કર્તવ્યની ખરી દીશાનું ભાન કરાવે છે. ખરો વિદ્વાન ખરો બ્રહ્મચારી છે એવું સુચન કરાવી બ્રહ્મચર્યના બળનો પ્રભાવ પ્રત્યક્ષ કરાવે છે, અને વાચકોને બળવાન, નીતિવાન અને દૃઢ બનાવી સ્વર્ગીય સુખની લ્હેરો ખવડાવે છે, અને સ્વદેશ પ્રીતિને શિખરે ડોલાવે છે.

નિરાશાથી દૂર રહેવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
પામરતા અને કાયરતાને ટાળવાં હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
બ્રહ્મચર્ય ધારણ કરી બળવાન થવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
સ્વદેશપ્રીતિના શિખર ઉપર ડોલવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
સંયમનો સ્વાદ ચાખવો હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
ઉચ્ચ ભાવનાઓની મસ્તીમાં મ્હાલવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર!
વીર વિદ્વાન બનવું હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !
વીર વિદૂષીઓ પકવવી હોય તો વાંચો હૃષીકેશચંદ્ર !

# હૃષીકેશચંદ્ર (ભાગ ૩ જો)

## સોનેરી બાઇન્ડીંગ. કીંમત રૂ. અઢી.

આ ભાગ મોટા અમલદારો અને શ્રીમંતોનાં કુટુંબોમાં પેસી ગયેલા સડાનું વર્ણન કરી, ફેશનની શીશીઆરીનાં માઠાં પરિણામ દર્શાવી, આપણા પ્રાચીન ગૌરવ અને સદ્ગુણોની મહત્તા પ્રતિપાદન કરે છે. રાજ્યખટપટીયાઓની દુર્દશા, ઇંગ્રેજોના ખોટા અનુકરણથી આર્યોની થતી અધોગતિ, અતોભ્રષ્ટ તતોભ્રષ્ટતા, પ્રાચીન આર્યોનાં બળ પરાક્રમનું વિસ્મરણ, સ્વાભિમાનનો નાશ, આપણી નિર્માલ્યતા વગેરે મહત્વના બાબતોનું સચોટ અને સુંદર ભાષામાં આલેખન કરી, કથાનાયકના નિડર, નિસ્પૃહી અને બળપરાક્રમથી ભરેલા ચારિત્ર્યદ્વારા હિંદવાસીઓને તેમની દુર્દશાનું ભાન કરાવે છે. અને મહત્તા, સ્વમાન તથા દેશોન્નતિ પ્રાપ્ત કરવાના માર્ગોનો બોધ કરે છે.

શારીરિક અને માનસિક દુર્બળતા દૂર કરવી હોય—બળવાન અને પરાક્રમી બનવું હોય-તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

ફેશનનાં માઠાં પરિણામથી બચવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

ઉન્નતિનો ખરો માર્ગ સાધવો હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

સાચી દેશસેવા કરવી હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

બાળકોને સાચી કેળવણી આપવી હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

આર્યોનું ખરૂં ગૌરવ સમજવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

અધ્યાત્મિક બળ પ્રાપ્ત કરવું હોય તો વાંચો **હૃષીકેશચંદ્ર !**

ગુજરાતી નવલકથાઓનો સરદાર **હૃષીકેશચંદ્ર !**

# હૃષીકેશચંદ્ર : ભાગ ચોથો.

## ( પૃષ્ઠ ૪૫૦ સોનેરી પુંઠું. કીંમત રૂ. ૩-૮-૦ )

હૃષીકેશચંદ્રના ચોથા ભાગમાં વિદ્વાન નાયકના મનોરાજ્યની પૂર્ણાહુતિ છે. હિંદનો આત્મા ક્યાં વસે છે, હિંદુઓની જીવનસરિતા ક્યાં વહે છે, હિંદને કેવા શિક્ષણની જરૂર છે, ગ્રેજ્યુએટોનું કર્તવ્ય શું છે, ભારતવર્ષના સાધુ સંતો અને સન્યાસીઓનું આધુનિક કાર્યક્ષેત્ર કઇ દિશામાં રહેલું છે, કેળવાયલા વર્ગે જીવનને કયે માર્ગે વહેવરાવવાનું છે, સ્ત્રી કેળવણી, લગ્ન, ગૃહસ્થાશ્રમનાં સાચાં સ્વરૂપ કેવાં હોવાં જોઇએ, સ્વર્ગીય સુખને પ્રાપ્ત કરાવનારો ગૃહસ્થાશ્રમ કેવો હોવો જોઇએ, ભારતવર્ષનાં સંતાનોને બળવાન અને ચારિત્ર્યવાન બનાવવાને શા શા ઉપાય યોજવા જોઇએ, વગેરે બાબતોને તે યોગ્ય રીતે પ્રતિપાદન કરે છે. હૃષીકેશચંદ્ર આર્ય પ્રજાને સ્વધર્મનિષ્ટ થવાને પ્રેરે છે. વિદ્વાનો અને દેશનાયકોને પ્રાચીન ગૌરવ સમજાવી આપણા યશસ્વી ભૂતકાળને નહીં વિસરવાનું તે બોધે છે. આપણાં વિશ્વવિદ્યાલયો કેવાં છે અને તે કેવાં હોવાં જોઇએ તેનું તે પુરેપુરૂં ભાન કરાવે છે. હૃષીકેશચંદ્ર પોતે આધુનિક સમયનો ગ્રેજ્યુએટ છે, પણ પોતે સંસ્કારી પ્રાચીન સમયનો પૂજક બની, પ્રાચીન અને અર્વાચીન વિદ્યાઓનો સુયોગ જીવનમાં સાધે છે અને ભારતના ગ્રેજ્યુએટોને કર્તવ્યનિષ્ઠાનું ઉત્તમ દૃષ્ટાંત પુરૂં પાડે છે. સાધુ સન્યાસીઓના જીવનમાં નવીન ભાવનાઓ રેડી સ્વદેશ પ્રીતિ જાગૃત કરે છે, અને પોતે ત્યાગી સંસારી બની ગૃહસ્થાશ્રમીઓના હૃદયમાં પ્રાચીન આદર્શો સિંચી સ્વધર્મ ત્યાગ અને નિષ્કામવૃત્તિથી દેશસેવા કરવાનો તેમને બોધ કરે છે. સ્વદેશપ્રીતિ અને ઉચ્ચ ધાર્મિકતાનું તાદાત્મ્ય તે જીવનમાં સાધે છે અને ભારતની મુક્તિ માટે એ મહામંત્રનો ઉપદેશ કરે છે. હૃષીકેશચંદ્ર બ્રહ્મચર્યનો પ્રૌઢ પ્રતાપ દર્શાવે છે અને સાદું નિર્મળ શાંત નિસ્પૃહી જીવન જીવી ભારતની મુક્તિનો માર્ગ આંકે છે.

**હૃષીકેશચંદ્ર** બ્રહ્મચર્યના પ્રતાપની પરાકાષ્ઠા છે !

**હૃષીકેશચંદ્ર** ત્યાગી ગૃહસ્થાશ્રમીનો ઉત્તમ નમુનો છે !

**હૃષીકેશચંદ્ર** દેશાભિમાનની મૂર્તિ છે !

હૃષીકેશચંદ્ર વિદ્વાન પુરૂષના મનોરાજ્યના પંથનો છે. મહાપુરૂષની હૃદયની ઉર્મિઓ છે, સ્વદેશપ્રેમની ઉત્તમ ભાવનાઓ છે, મહાસદ્‌ગુણનો નિધિ છે, અને રાષ્ટ્રીય જીવનનું ઉત્કૃષ્ટ દૃષ્ટાંત છે. **હૃષીકેશચંદ્ર** પ્રાચીન સમયનો પૂજક છે, પણ તે આપણા યશસ્વી ભૂતકાળમાં એક પગ મુકીને ઉભો છે, અને વર્તમાનનું બારીક નિરીક્ષણ કરી ભારતવર્ષના ભવિષ્યકાળને વધારે યશસ્વી બનાવવાને પ્રયાસ કરી રહ્યો છે. પ્રાચીન અને અર્વાચીન ભાવનાઓનો સુસંયોગ તે જીવનમાં સાધે છે અને તેમાંજ તે ભારતની ઉન્નતિ, શ્રેય અને કલ્યાણનો માર્ગ આંકે છે. કેવળ જુના વિચારવાળાને તે પ્રગતિનો બોધ કરે છે અને સુધારકોને આર્ય જીવનની ભાવનાઓનો અભ્યાસ કરવાનું સૂચવે છે.

હૃષીકેશચંદ્રમાં આત્મનિષ્ઠ જીવનનાં બળ પરાક્રમ અને શાંતિ છે અને જગતનું કલ્યાણ કરવાની પ્રબળ વાસના છે. તેના શબ્દે શબ્દમાં સ્વદેશપ્રીતિ તરવરે છે, અને અણુ અણુમાંથી પવિત્રતાનો ઝરો ઝરે છે.

**ગુર્જર સાહિત્યમાં** હાલ અનેક પુસ્તકો બહાર પડે છે, પણ ખરો ધર્મ કે કેળવણીનું ભાન કરાવનારૂં તથા દેશપ્રીતિ, નીતિ, ચારિત્ર્ય, સ્વતંત્ર વિચાર અને મનોબળને ખીલવી હિંદની પ્રજાને બળવાન અને ચારિત્ર્યવાન બનાવનારાં જે થોડાં ઘણાં પુસ્તકો છે તેમાંનું એક હૃષીકેશચંદ્ર છે.

**ખાસ લાભ** — **આ ચારે ભાગની કીંમત રૂ. ૧૧॥ થાય છે, પણ પ્રકાશક પાસેથી ચારે ભાગ સાથે ખરીદનારને દીવાળી સુધી રૂ. નવમાં (શિલીંગ ૧૫) મળશે. (ટપાલ ખર્ચ રૂ. ૧–૦–૦ જુદું )**

---

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઇ ત્રીકમલાલે છાપ્યું.
પાનકોરનાકા—અમદાવાદ.

અનાજ અને વનસ્પતિમાંથી સુવર્ણભસ્મ જેવી મજબુત
સ્વાદીષ્ટ ચીજો બનાવીને ઉત્તમ પ્રકારનો ખોરાક લેવાની
ઇચ્છા હોય તો તમારી બ્હેનોને, માતાઓને,
પુત્રવધુઓને, અને તમારી ગૃહીણીને
અવશ્ય વંચાવો.

( મારવાડી બ્હેનોએ અવશ્ય આ ગ્રન્થ વાંચવો. )

# પકવાન પોથી

અથવા

# પાકશાસ્ત્ર

## ( વેજીટેરીઅન. )

અન્નફળ, શાક, જાત જાતના પકવાનો બનાવવાની
રીત દર્શાવનારૂં પુસ્તક.

દરેક કુટુંબમાં રાખવા લાયક-નાની બાળાઓએ
અભ્યાસ કરવા લાયક.

લેખીકાઃ ગં૦ સ્વ૦ લલિતાગૌરી શામરાવ,
તથા
ગં૦ સ્વ૦ વિમલાગૌરી મગનલાલ.

કિંમત રૂ. ૩-૦-૦

મળવાનું ઠેકાણું:-

**જે. એમ. પંડયા અને કંપની.**

અશોક બીલ્ડીંગ-પ્રીન્સેસ સ્ટ્રીટ-મુંબાઇ (નં. ૨)

Reg. No. B. 1070.